# આસોજ અત્યાચાર કેસ.

[ સત્તાવાર કાગળો પરથી. ]

પ્રકાશક-સત્ય પ્રકાશક કાર્યાલય.
૪૭, સી. પી. ટેન્ક રોડ-મુંબઇ, ૪.

કિંમત રૂપીઆ અઢી.

---

આ પુસ્તક નં. ૪૦૬, કલ્યાણદાસ ચાલ, વીનસ સીનેમા સામે, ચીંચપોકલી, પરેલ રોડ, મુંબઇ નં. ૧૨. પર સત્ય પ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં ઠા. **જાદવજી પીતાંબરે** છાપ્યું છે અને સત્ય પ્રકાશક કાર્યાલયના માલેક **દેશાઈ પ્રાણજીવન કરશનજીએ** નં. ૪૭, સી. પી. ટેંક રોડ, મુંબઇ નં. ૪. પર પ્રસિધ્ધ કર્યું.

તા. ૨૫-૧૨-૧૯૩૦.

---

# પ્રકાશક તરફથી.



"આસોજ અત્યાચાર" એ એક એવો ભયાનક બનાવ બનેલો છે કે આવો પ્રસંગ કોઇ પણ કલ્પનાશાળી લેખકના ભેજામાં પણ અત્યાર સુધી આવી શકયો નથી. વળી આ આખા જગતમાં પણ આવો બનાવ બનેલો કોઇએ સાંભળ્યો હોય તેમ મારી જાણમાં નથી.

આ કેસના સબંધમાં જુદી જુદી પાર વિનાની વ્યકિતઓએ અથાગ મહેનત અને ખાસ શ્રમ સેવ્યાં છે. "જેમ એક હાથે તાળી નં પડી શકે" તેમ આ કાર્યમાં અનેક સજ્જનોએ સાચ્ચા દીલની પુરેપુરી મદદ, અમુક પ્રકારનાં જોખમો વો'રી લઇને પણ આપેલી છે.

શરૂઆત, પટેલ જોરાભાઇ દેશાઇ કે, પીલોલ સ્ટેશન માસ્તરથી કરી શકાય. પણ જો એ બધા પછી વડોદરાના સ્ટેશને વડવાઇઓમાં પ્રવાસી પાગલનો ભેટો નં થયો હોત, તો આ પ્રકરણ ત્યાંજ આથમી જાત-પણ પ્રવાસી પાગલ પછી પણ, ત્યાંનાં પ્રજા મંડળે આ વાત હાથમાં નં લીધી હોત તો પણ વિશેષ

નં થઇ શકત–મતલબ કે, ઉપર જણાવ્યા મુજબ જેના જેના હાથમાં, આ કાર્ય ચડતું ગયું. તેઓ દરેકે સહાનુભૂતિજ નહિં, પણ પડખો પડખ ઉભા રહી આખી વાતને અપનાવ્યાજ કરી છે.

અલબત્ત, સૌથી છેલ્લો અને મહાન બોજો, વડોદરા પ્રજામંડળે પોતા પર જે રીતે ઉપાડી લીધો, અને તેને પાર ઉતાર્યો તે, તો એક ખરેખર–હજારો હજાર ધન્યવાદને પાત્ર છે.

શ્રી. સુતરીઆએ આ બધું બની ગયા પછી જ્યારે આ કેસની આલોચના મારા સમક્ષ કરી, ત્યારે, તો મારી ખરેખર સંપુર્ણ ખાત્રી થઇ કે, આ બાબતમાં તેમણે ખરેખર મહાન, ભયાનક કાર્ય સારામાં સારી રીતે પાર ઉતાર્યું છે. અને તેનાં માટે તેમને જેટલા ધન્યવાદ અને સાચ્યા હૃદયના આશીર્વાદ અપાય તેટલા ઓછામાં ઓછાજ છે.

બીજી બાજુ પ્રવાસી પાગલે આ કેસમાં રસ લઇ તેમાં જે કાર્ય કર્યું છે. તે તેણે પોતાના મંતવ્ય મુજબ આ પુસ્તકની પ્રસ્તાવનામાં રજુ કર્યું છે. જે મેં કશા અટકાવ વિના રજુ થવા દીધું છે.

આવા પુસ્તકોનાં પ્રકાશનથી જન સમાજની કશિ ઉપયોગી સેવા હું બજાવું છું કે, માત્ર મારો ગાંડો શોખજ પોષી રહયો છું, તેનો નિર્ણય તો વાંચક વર્ગજ કરી શકે.

પણ આવા પ્રકારનાં કેસો પુસ્તક આકારમાં પ્રગટ કરી પ્રજાની છાતીએ રાખવાની હજુ સુધી મારી ધગશ સ્હેજ પણ ઓછી થઇ નથી.

આ પુસ્તકનાં ફોટાઓ વિગેરેનાં કાર્યમાં મારા મિત્ર મી. પાવરી (એસ. હોરમસજી ફોટોગ્રાફર–કાલબાદેવી રોડ મુંબઇ નં. ૨ વાળા)એ જે તકલીફ લીધી છે, તે ખાસ મારા માટે પ્રશંસનીય છે. કારણ તેઓ ભાઇ ઘણાં વરસ વિલાયતમાં રહેલા હોઇ, આવા નાના ગામડાઓમાં મારી સાથે અથડામણમાં જે રીતે ભટકયા છે. તે. માત્ર આ બનાવ પ્રત્યેની તેમની માત્ર સહાનુભૂતિજ બતાવે છે.

આટલી વાત પુરી કરતાં અંતમાં ભાગી નાસી જનાર ભાટીઆને પકડી તેના ઘટતા ફેંસે પહોંચાડવા માટે હું લાગતા વળગતાઓનું ખાસ ધ્યાન ખેંચું છું.

**પ્રાણજીવન કે. દેશાઇ.**

માલીક–**સત્ય પ્રકાશક કાર્યાલય.**

૪૭, સી. પી. ટેન્ક રોડ, મુંબઇ, નં. ૪.

# પ્રવાસી પાગલ તરફથી.



આસોજ અત્યાચાર, એ વળી કયી બલાનો સાર, જીવતો કે મરેલીનો ચિતાર, અથવા કોઇ નવલકથાનો કે સત્ય–ઘટનાનો છે હાલ! શું છે! એવો કોઇને થાય સવાલ, એથી એનો ઉકેલ કરવો રહ્યો, આસોજ અત્યાચાર સપ્તાક્ષરી શબ્દનો જન્મ, ક્યાં અને; કેવા સંજોગોમાં થયો! ખરેજ ઘટના સાચી છે, પાકી છે, એટલે જ આસોજ અત્યાચાર સૌ લોક જાણે, એવી આજના જાગૃતિના જમાનામાં ભાવના જાગી છે. અલબત, આસોજ અત્યાચારની ઘટના લગભગ એક વરસ ઉપર ઘડાઇ, અને અત્યાચાર આદરનારાઓને શીક્ષા પણ દેવાઇ. હવે આસોજ અત્યાચાર પુસ્તક રૂપે બ્હાર આવે છે, સત્ય પ્રકાશક કાર્યાલય તે છપાવે છે. એટલે સુંદર અને સફાઇદાર છાપકામ આપનાર ઇજારદાર, એ સંસ્થાએ અજોડ અને સત્ય, સત્ય, ઘટનાના મુલ્યવાન અનેક પુસ્તકો છાપીને બહાર પાડી, જન સાધારણમાં ખુબ મેળવ્યો છે આવકાર, તેમ આસોજ અત્યાચાર પુસ્તકને સુંદર. સફાઇદાર બનાવવામાં નથી રાખી કચાશ. પરન્તુ આસોજ અત્યાચારનો જન્મ કેવા વાતાવરણમાં થયો તે જણાવવું રહ્યું ખાસ.

એથી બે બોલ લખું છું.

સેવકને (પ્રવાસી પાગલ) થોડોક જનસમુહનો ભાગ જાણે છે, કે, પ્રવાસમાં અતિ આનંદ માને છે. મ્હેલમાં કે જેલમાં, મંદિરમાં કે મસાણમાં, શહેરમાં કે જંગલમાં જેવો સમય. અઢી વરસનો છેલ્લો કારાવાસ કાપ્યો અને વરસોવામાં બે વરસથી લાંબો વસવાટ સ્થાપ્યો. છતાં, "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી," એ મુજબ એ બે વરસના લાંબા સમય દરમ્યાન પ્રવાસે જવાનો આનંદ ઉભરાયો હતો; ગયે વરસે કુંભ મેળો અલ્હાબાદમાં ભરાયો હતો. તેમાં હાજર રહેવા માટે મનસુબો કીધો, અલબત, સંજોગ વશ બની, બી. બી. એન્ડ–સી. આઇ નો માર્ગ લીધો. મ્હને ખાસ કામ માટે એક રાત્રી વડોદરામાં ગાળવાની ફરજ પડી. વડોદરા એ રાત્રી રહ્યો, પણ ખાસ કામથી જલદી ફારેગ ન થયો, બીજી રાત્રી પડી. ત્યાં તો જુના–પુરાણા મિત્રોની માગણી નડી. વડોદરા યુવક સંઘ તરફથી **"ધર્મમાં ચાલતા ધતીંગો"** ઉપર ભાષણ ત્હમારે (મ્હારે) આપવાનું છે. અને પછીથી જવાનું છે. ત્રીજે દિવસે જાહેર ભાષણ થયું. અને ચોથા દિવસનું સ્હવાર પડી ગયું. મ્હને આ રહસ્ય સ્હમજાયું. કે એક રાત્રીના બદલે ચોથા દિવસનું સ્હવાર વ્હાયું? પરન્તુ એમ તો થયાજ કર્યું કે, કોઇ વિચિત્ર ઘટના–સ્ફોટમાં હું ગુંથાઇ જઇશ. કયી અને કયાં? એની વિમાસણમાં બપોર વિતાવી લગભગ ત્રણેક વાગે ચાહ લઇ રહ્યો હતો એટલામાં 'નવગુજરાત'ના રિપોર્ટર શ્રીયુત નટવરલાલ પંડિતની સ્વારી મ્હારી પાસે આવી. તેમનું આગમન પહેલા દિવસે કરેલા ભાષણના રિપોર્ટમાં કંઇ પૂછવા માટેનું થયેલું. તે કામ પૂરૂ થતાં સાધારણપણે નવીન સમાચાર વિશે મ્હેં પૂછેલું

એ પરથી શ્રી. પંડિતે ઉપલક, ( ખાસ ઇરાદાપૂર્વક નહી) જણાવ્યું કે, "અહીંથી આઠ દશ માઇલના અંતર પર આસોજ ગામ વડોદરાની હદનું આવેલું છે. અને ત્યાંના કોઇ શંખપાલ નામના ફોજદારે કેટલાક કોળી મજુરો પર માર પીટ, કરીને તેમના બૈરાંઓની ઇજ્જત પાડી છે. આવું મ્હેં સાંભળેલું છે." એ તો થયા કરે. એમ જણાવી મ્હેં વાતને મહત્વવાળી ના ગણી. ત્યાર બાદ શ્રી. પંડિતે પણ વિદાય લીધી. પોતાની ઓફીસ ભણી ચાલુ લીધા પછી મ્હને એક દુર્વ્યસનની યાદ આવી થેલીમાં તપાસ કરતાં એ ચીજ ના મળી. એથી જીવ અકળાયો, મુંઝાયો, તે મેળવવાને અધીર થયો, કપડાં પહેરી તે ચીજ લેવાને સ્ટેશન ઉપર ગયો. એ ચીજ લીધી અને તે પીવાની તૈયારી કીધી. ત્યાં મ્હારી નજર વડોદરાના વડલા પર ગઇ. વાંચનાર ! જણાવી દઉં છું કે, એ ચીજ 'ચીરૂટ' હતી. હું એ વડવાળી પાસે ગયો. ઘણાં માણસોને બેઠેલા, અર્ધ લંબાયેલા, અને કેટલાંકને સુતેલા જોયા, કેટલાકોને અસ્તવ્યસ્ત દશામાં ઉઘાડાં દિલે, કોઇ પોલીસ જેવા બે ચાર માણસોથી કાકલુદિ ભર્યાં અવાજે બોલતાં સાંભળ્યાં, તાત્કાલિક ના સ્હમજી શક્યો પણ, એ મજુર જેવાઓ જે બોલતા, પેલાઓને જવાબ દેતા હતા. તેમાં આસોજ ! આસોજ ! અને મારફાડ, વિગેરે શબ્દો ભાંગ્યા તુટયા સાંભળતાંજ મ્હને, નવગુજરાત વાળા શ્રી. નટવરલાલ પંડિતે જણાવેલા નવીન-સમાચાર તાજા થયા. વધારે નજીક હું જવા માંડયો ત્યાં તે ભોળા અને અજ્ઞાણ મજુરોનું સ્ત્રી બાલકો સમેત એક ન્હાનું ટોળું મ્હારી આસપાસ વિંટળાઇ ગયું, હું કંઇ પૂછું; એ

પહેલાં એ ટોળામાંથી બે ચાર જણાઓ સામટા પોતાની વિતક માંડતા, રૌદ્ર અને દયાર્દ્ર, નિઃસહાય–અને આર્તસ્વરે બોલવા લાગ્યા. પરન્તુ વચ્ચે પેલા પોલીસ જેવા દેખાતા માણસોએ, તેમને રોકયા, અને સેવકને જણાવ્યું કે,

"બાવાજી ઇદર તમારા કંઇ કામ વલનેકા નહીં તમ ગામમેં જાઓ."

જરાએ દરકાર કે સામો જવાબ આપ્યા વગર મ્હેંજ મજુરોને શું બન્યું, એમ પુછવા માંડયું. આથી પેલા બ્હાદુરના બચ્ચા (!) ઓ ત્યાંથી ર૫ ચકકર થયા. કોણ જાણે કેમ એ અભણ મજુરોને પોતાનાં દુઃખતા દિલને વિશ્વાસ આવ્યો અને પછી પોતાની વિતક કહેતા જાય અને જે જે ભોગ થયેલા તેમાંના ઘણાં ખરાંઓએ તેજ વખતે પોતાની કાયા ઉઘાડી કરી કરીને મારહાણના, ઉઝરડાના નિશાનો દેખાડતાં જાય, તેમાં જ્યારે ઝમુ અને પાર્વતીની ઇજત લીધાની બીના, તેમ સકી અને બાલુ એના પ્રાણ કેમ ગયા વિગેરે અમાનુષી અત્યાચારનું વર્ણન સાંભળતાં સાંભળતા ગમે તેવા હિમ્મતબાજના હાડ હાલી ઉઠે તો સેવક પાગલ શા હિસાબમાં. અમુક મિનિટો સુધી સાંભળવાને બદલે રોવાઇ જવાયું છતાં મ્હારાથી એ રોવું કોઇને ન જણાવાયું. એ તો અનુભવે સમજાય, અંતે મેં વધારે સાંભળવાની ના પાડી, એ આખુંએ ૧૦૦ સો માણસોનું ટોળું બે દિવસની ભુખના કડાકા વેઠી રહ્યું હતું. મેં સંકલ્પ કર્યો કે, આ મજુરોને ન્યાયની અદાલત ।। આંગણામાં મુકવાજ, અત્યાચારીઓને

પોતાના કાર્યોની નશીઅત મળે એવા પ્રયાસો પ્રાણુ પતનની છેલ્લી પળ-પર્યંત કરવાજ.

આ પછી મજુર ભાઇઓ, બ્હેનો અને માતાઓ સૌને સાથે, સાથે, પાગલ આગળ, અને એ બધાં પાછળ, એમ સરઘસ રૂપે શહેરમાં મારી સાથે આવ્યા સેવકના મુકામે, અને નવ-ગુજરાતના ધામે, ખાવા પીવાની તાત્કાલિન વ્યવસ્થા તેઓને મળી, આથી એ ઘવાયલાં-અંતરોને ટાઢક વળી.

**નિર્દોષી પર આળ જે ખોટું, ઓઢાડી ફુલાય**
**અંતે દોષી નિજ ઠરે, છે કુદરતનો ન્યાય.**

—:ફાળીયું:—

રસ્તે પોતાની રામ-કહાણી માંડી. સોખડે ખાતર પડયું હતું તેમાં ચોરનું ફાળીયું ફોજદારને જડયું હતું. ચોરની ભાળ કાઢવા ફોજદાર અને સીપાઇ આસોજ ચોરામાં આવેલા, એ વખતે અમો રાયણો પાસે મુકામ કરતા પડેલા. ત્યાં મુખી, સીપાઇ, ભાટીઓ ફોજદાર આવી અમને ધાક ધમકીઓ દઇ બધાયને ચોરામાં લાવ્યા. " ફાળીયું અમારૂં છે, અમારામાંના કોઇનું છે એમ કહો" અમારૂં કે અમારામાંનું કોઇનું હોય નહી, તે શે માનીએ ? એટલે અમે બધાયે નન્નો વાસ્યો. એટલે જાણો છો બાપજી પોલીસને ! અમને તો ખુબ માર્યા, બંદુક દેખાડી બહુ બ્હીવરાવ્યા. છતાં અમે અપરાધ વગરના એથી ના માન્યા. એટલે એમનામાંથી એવા બોલ અમે સાંભળ્યા, કે, એ લોકો એમ નહીં માને, એ બધાંયને

'નવસ્ત્રાં કરો, મા દિકરાને, ભાઇ બ્હેનને ભોગ દો' આવાં આવાં વેણુથી અમે ડર્યાં, ગભરાયા થરથર્યાં. પણ સાચેજ ફોજદાર શંખપાલે એવુંજ કુંડું–ભુંડું આદર્યું. અમારી વહુ–બેટીઓની ઇજ્જત પાડવાનું પણ થયું. ૧૦–૧૨ વરસની સકી દીકરીને ફોજ દારનો સાગીર્દ ભાટીઓ, એકલો અંદર લઇ ગયો. શી ખબર કે અંદર ભાટીયે શું કર્યું ને શું ના કર્યું–પણ એ સકી ચારજ દિવસમાં મરી ગઇ, ધકકા ધકકીમાં ખેંચ તાણુમાં દોઢ બે માસની બાલુ એની માના હાથમાંથી ખેંચાઇ પડી, ને તે પણ બેજ દિવસ પછી મરી ગઇ."

"તમારામાં મરદો કેટલા?" મ્હેં પૂછ્યું.

"૨૫–૨૭"

"તે શું બધાય એમને એમ જોતાંજ ઉભા હતા? કોઇને પણ શુર ના ચ્હડયું કે, એવા નરાધમ–ચાંડાલને જીવતો રાખ્યો?"

"બાપજી! અમારી પાસે તે કયાં બંદુકો હતી? ચોરામાં તો દાતણુની સરેખડી લઇને પણ કયાં અમને ધાલ્યા હતા?" પણ ત્હમારી પાસે દાંત–હાથ–પગ તો હતાજને, એ શયતાનને કાચો ખાઇ નાખવામાંજ ત્હમારી મરદાનગી હતી."

"એ બધાય પાસે ધારીયું. સોટા–લાકડી અને શંખપાલ ફોજદાર કને તો બે નાળીની બંદુક હતી. અને તે તો અમારી છાતીઓ સ્હામેજ ધરી ફેરવતો હતો. અમને તો જીવની પડી હતી. ભયભીત એવા થઇ ગયા હતા કે, ધોતીયાં ઢીલાં થઇ પડયાં હતાં."

પછી પ્રજા-મંડળના ચોપડે એ બધાયની વિતક ચ્હડવા લાગી, પ્રજા-મંડળ આ ગરીબ મજુરોની વ્હારે ઉભું. પુરૂં આશ્વાસન અને દિલાસો એ દુઃખી દિલનાઓને મળ્યો. આ બનાવે વડોદરા શહેરના ખુણે ખુણામાં, હાહાકારનો ભયંકર ખળભળાટ મચાવ્યો. સત્તાવાલાઓ પણ દોડા દોડી કરવા લાગ્યાં, કારણ કે શ્રીમંત મહારાજાની સ્વારી વિલાયતથી એક બે દિવસમાં પધારવાની હતી. સત્તાના ગુલામોએ આભ ફાટયા પર ચીંથરા લપેટવાના મનસુબા ગોઠવ્યા. આ તરફ પ્રજામંડળનુ ખાસ માનીતું અને પ્રજાના સાચા પોકારને રજુ કરતું 'નવ-ગુજરાત' પોતાના રાજપિતાની પધરામણીનું સાચું સ્વાગતમ્, આસોજ અત્યાચારના અશુભ-સમાચાર આપવાને તૈયાર બન્યું હતું. ખરેજ. શ્રીમંત મહારાજા સાહેબની પધરામણીના માંગલ્ય પ્રભાતે નવ-ગુજરાતે, કરપીણ કિસ્સો રાજપિતાને, અને નગરજનોને પીરસ્યો.

એજ દિને અફવા ઉડી કે સ્હાંજના શ્રીમંત સ્વારી નગરમાં ફરવા નિકળી ત્યારે, શ્રીમંતની મોટરમાં 'નવ ગુજરાત'નો વધારો ધસારો કરી ગયો હતો.

ગમે તેમ પણ આસોજનો કરપીણ કિસ્સો વડોદરા રાજ્યના નામદાર બાપજીના કાને પહોંચી ગયો.

## સત્તાના ગુલામોની ગુલબાંગો.

ગુલામોની ગુલબાંગો ગોઠવવાને, ખદડાઓને ખાસ ખોળી

રાખવા પડે છે. તેમ અહીં સત્તાના ગુલામોના કારમા કરતુકો ઉપર ઢાંક પિછોડ કરવાનો બોજો, ખુશામદી ખચ્ચરો ખોખરા ખોંખારવે ઉપાડી લેવાને રાખવા પડે છે. એવું આસોજ અત્યાચારના બનાવ માટે પણ બન્યું. કોઇ એક ખીચડી ખુટેલ ખુશામદખોર ખચ્ચરે પોતાની સફેદ દાઢીને હલાવી, પત્રિકા કાઢી, અને આસોજના એ કરપીણ કિસ્સાના ભોગ થયેલા કોળી–મજુરોને ચોરની ટોળી તરીકે ઓળખાવવાની તર્ક વિતર્કની દલીલો બહાર પાડી. લોક સ્હમજી ગયું કે, "દાળમાં કંઇ કાળું છે." એટલે એ પત્રિકાનો સહકાર થવાના બદલે, અદ્યાપિ સ્વયં ખચ્ચરજ લોકથી બહિષ્કારને પાત્ર થઇ પડયો. અલબત, એ પ્રસંગે લોક–ચર્ચા મજબુત મંડાઇ હતી કે, કાળી દાઢીવાળો અને સફેદ દાઢીવાળો જાણે–પત્રજ–ભૂમિપર લડી રહ્યા છે. ખરૂં તો એ હતું કે, સફેદ દાઢીની આંખમાં 'નવ ગુજરાત' ખુંચતું હતું એથી એની સામે, એણે પત્રિકા યુદ્ધ આદર્યું હતું. છતાં કંઇજ એ પત્રિકાનું ન વળ્યું. અને નવ–ગુજરાત સૌને મન ગમ્યું.

## અફવાઓ.

આસોજ અત્યાચાર કેસ કમિટ થવા પહેલાં આખાએ વડોદરા શહેરમાં અનેક-અફવાઓની ઇમારતો ઉભી થવા માંડી હતી. આ અફવાઓમાં, શ્રીમંત મહારાજા સાહેબની સ્વારી આ હૃદય ભેદક કિસ્સાનાં ભોગ થયેલા કોળી–મજુરોને વડોદરા રાજય

પ્રજામંડળ તરફથી જ્યાં ઉતારો આપ્યો હતો–તે ગાજરાવાડીમાં પધારીને તેઓની વિતક જાણી આવી. સેવક અફવાને નિરાધાર માનીને, પણ સૌને એ અફવા સાચી મનાવવાનો પ્રયાસ કદિ કરી લે તો અસ્થાને, અયોગ્ય નક્કીજ લેખાય. કારણ કે વડોદરા રાજ્ય એટલે હિંદુસ્તાનમાંના સર્વ દેશી રાજ્યોનું નાક અને વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સાહેબ–સર સયાજીરાવ ગાયકવાડ સેના ખાસ ખેલ સમશેર બ્હાદુર, એટલે ન્યાય–નિતિ–અને દયાના સાગર–એવા નૃપાધિરાજના એક તુચ્છ–ક્ષુદ્ર ફોજદારે, પોતાની સત્તાનો દુરૂપયોગ કરી. ગરીબ રાંક–અને અભણ–મજુર પ્રજા, તે પણ અન્ય દેશી રાજ્યની પ્રજા પર દુરાચારી હત્યાકાંડ ગુજાર્યો અને તેવી ઘવાયેલી પ્રજાની પડખે પોતાની પ્રજા ન્યાય અપાવવાને ઉત્સુક–અધીર છે. એવું જાણમાં આવતાં શ્રીમંત મહારાજા સાહેબનું કોમળ હૃદય મજુર પ્રત્યેના ડંખે, ના દુ:ખે ? અવશ્ય દુ:ખેજ, અને દુ:ખી દિલે, એ ગરીબ મજુરોની વિતક સાંભળે અને દિલાસો દે, એમાં કશુંએ આશ્ચર્યવંતુ નથી.

જ્યારે બીજી અફવા એવી સજ્જડ ઉડી રહી હતી કે, રાજ્ય મરાઠી, પોલીસ કમીશનર–મરાઠા અને ગુન્હો કરનાર ફોજદાર મરાઠા આ ત્રણે મમ્માઓ ન્યાય અને દાદને ક્યાંયે હજમ કરી જશે, માટે નાહકના ન્યાય મેળવવાના લ્હાવા દેશી રાજ્ય મુકી દો. અને જો આ કોળી મજુરો તરફ દયા આવતી હોય, તો ખાદ્ય ખેરાકી આપી, કરીને એ પીડાને પરભારી પતાવી દો.

વળી એક અફવા બહુજ મજબુત પણે બ્હાર ઉડી રહી હતી કે,

શંખપાલ ફોજદાર તો ફલાણા ફલાણા મ્હોટા અમલદારની પત્નિનો સગો થાય છે. તો વળી: એમ પણ સાંભળવાનું મળતું કે, વડોદરા પોલીસ કમીશ્નર રા. બા. ધાડગે સાહેબનો તે સગો છે. એટલે આખા જઇને પાછા પડવાનું થશે. માટે મુકો આ લપ. જેને જેમ ફાવ્યું તેમ હાંકવા માંડી ગપ. આમ ઘણી અફવાઓ-માંની થોડીક અફવાઓ તો જાહેર પેપરોમાં પણ સચ્ચાઇના સરટીફીકેટ રૂપે છપાઇ હશેજ.

ગમે તેમ; પણ ફોજદાર શંખપાલને તાત્કાલિક તો ગડગડીયું નાળીયેર બીન પાણીદાર મળ્યું (સસ્પેંડ) થયો, બાદ એ ચાર દિવસમાં કેસ કમિટ થયો. ખાસ અદાલતના આંગણે આસોજ અત્યાચાર-ખુલ્યો. નશીબના બળીયા એ મજુરો ખરા કે, શ્રીમંત ગાયકવાડ સરકાર ફરિયાદી થયા. અને આરોપીઓને તેમના કરેલા કર્મો માટે યોગ્ય નશીયતે પહોંચાડવામાં સરકાર અને વડોદરા રાજ્ય પ્રજા-મંડળની ફત્તેહની કસોટી થઇ.

આ કરપીણ કિસ્સાનો કેસ લગભગ એક માસ ઉપર ચાલ્યો. એ દરમ્યાન અનેક ન્હાની મ્હોટી અફવાઓ ઉડી રહી હતી કે, પોલીસ તરફથી ફરિયાદીના સાક્ષીઓને ફોડવા માટે લાંચ, ધાક ધમકીઓ આદી આપવામાં આવે છે અને કેસ લુલો બનાવવાના પ્રયત્નો થાય છે. મ્હને પણ આ અફવાના સબંધમાં ઉહાપોહ થઇ, શું કરવું કે જેથી આ અફવાઓ સાચી કે જુઠી છે તે સમજાય: અફવાઓનું રહસ્ય રહમજે છુટકો. એવો મેં નિશ્ચય કર્યો હું તો અતિ મગરૂર, હતો કે, વડોદરા રાજ્યના પોલીસ

કમીશ્નર રા. બા. ધાડગે, કે જેઓએ ખેડા જીલ્લાના મહા ડાકુ બાબર દેવાને, કે જેને પકડવા માટે, બ્રિટીશ પોલીસ, ગાયકવાડની પોલીસ અને બીજા રાજ્યની પોલીસ, એમ ત્રણ ત્રણ પોલીસે મહા મહેનત અને જહેમત-જોખમ ઘણાંક મહીનાઓ સુધી વેઠયાં, ખેડયાં, અને એ બાબર દેવાના ભયથી પ્રજાને રક્ષણ કરવા માટે નામદાર બ્રિટીશ સરકારે ખર્ચ વધારી ખાસ પોલીસ રાખવાની નેમ પણ ઘડી હતી, તે મહા ડાકુ બાબર દેવાને જીવતો પકડવાનું મહા ભાગ્ય એજ વડોદરા રાજ્યના પોલીસ કમીશ્નર રા. બા. ધાડગેનું પૂરવાર થયેલું જાહેર છે. તેમ વળી બીજા ડાકુ મીરખાનને પકડવાનું કાર્ય પણ એજ પોલીસ કમીશનરે પુરૂં કર્યું છે. એવા બ્હાદુર પોલીસ કમીશનરની હકુમતમાંનો શંખપાલ જેવો ફોજદાર અમાનુષી, રાક્ષસી, અત્યાચારો ગરીબ-મજુર વર્ગ પર ગુજારે, અને તે શયતાની કામો પર ઢાંક પિછોડા કરી તેને દોષમાંથી છોડાવવાના પ્રવાસો પોતાના ખાતા તરફથી કરે. એવું પોલ શું એ બ્હાદુર પોલીસ કમીશનર આંખ આડા કાન રાખી ચલાવતા હશે કે ચાલવા દેતા હશે ? એ જાણવાની મ્હારી ઉત્કંઠા અતિ તિવ્ર બની. સ્વતંત્રપણે મ્હેં તપાસ કરવાની તક સાધી, તપાસનું તારતમ્ય હું સ્હમજ્યો કેઃ-આ તોઃ-

વા વ્હાયાથી નળીયું ખસ્યું, તે દેખીને કુતરૂં ભસ્યું;<br>
બહુ થયો ત્યાં શોર બકોર, કોઇ કહે મ્હેં દીઠો ચોર.

માત્ર બહુ અંશે ભ્રમજ માલુમ પડયો, અફવાઓ, ગપ્પાં વિગેરે જે સાંભળેલું તેમાં કશુંજ વજુદ જેવું, કે મહત્વ નહોતું. "શંખપાલ ફોજદાર, વડોદરા રાજ્ય પોલીસ કમીશનર રા. બા. ધાડગેનો સગો થતો નથી, તેમજ શંખપાલ જેવો નાલાયક માણસ પોલીસ ખાતાને કલંકરૂપ છે. એણે કરેલા કાર્યો માટે યોગ્ય નશીયત મળવીજ જોઇએ." એમ સાંભળ્યું

ઉપરનું કથન સત્ય રજુ કરૂં છું. અત્યારના સંજોગમાં વખતે અવ્યવહારૂં અને અળખામણું ગણાય, અને કોઇને એમ લાગે કે અમલદારની લાયકાત વર્ણવી છે અને આવું લાગવાનું કારણ એજ છે કે, જાગૃતિના જમાનાનો પડઘો, સરકારી અમલદાર વર્ગને ગમે તેવી ગુલબાંગો, અફવાઓ સાંભળી, સંભળાવીને નીચેજ પાડવાનો છે. વળી પોલીસ ખાતા માટે તો અતિ વિશેષ. સબબ સીધો અને સરલ છે કે, આપણે સ્વતંત્ર થવું છે. સ્વરાજ્ય મેળવવું છે. અને એ ધ્યેયમાં પોલીસ ખાતાનો જુલમ અતિ પારવિનાનો છે એટલે સરકારી અમલદારો, પછી બ્રિટીશના હો કે, દેશીરાજ્યના હો, ગમે તે હો પણ એ બધાય બોદલીયા સંઘ જેવા આડ-ખીલા છે, પ્રજાપિડકો છે. એથીજ અમલદારોની લાયકાતના લીલામ કરવાં, નહી કે તેઓની લાયકાતના ગુણ ગાવા આથી વિરૂધ્ધ વર્તનકાર દેશ દ્રોહી, અગર ફુટેલા કારતુસ જેવો ગણાય છે.

ઉપર મુજબ મળતી એક ગપે સેવક માટે પણ આ ચાલુ કેસમાં ગંભીર રૂપ પકડયું હતું કે "પ્રવાસી પાગલ ફુટી

ગયો ! ફુટી ગયો ! એ ગપનું કારણ શોધતાં સ્હમજાયું કે, હાસ્ય અને વિનોદવૃતિ, ગમે તે માણસ સાથે, ભલે સ્વપક્ષનો કે વિરૂધ્ધ પક્ષનો માણસ હોય, નેમ, અને આંટમાં મજબુત રહીને, એક Sportman તરીકે ફરજ અદા કરવી. નહી કે, આપણા પક્ષ સીવાયના બીજાઓ સાથે કે વિરૂધ્ધ પક્ષની સાથે એરંડીયું પીધેલ ડાચું રાખવું. છતાં એ ગપમાં ભણેલાઓ ભટકવા લાગ્યા. અભણો આથડવા લાગ્યા. ન સ્હેવા યોગ્ય સાંભળવાનું મળ્યું. પરન્તુ બધાય તરફ હસ્યા કર્યું. હું સ્હમજી શકયો કે આ બિચારાંઓની મનોદશા વિચિત્ર છે. ભલેને ભણ્યા હોય, હિમાલયના ઉંચામાં ઉચાં શિખર સુધી. પણ નૈતિક હીંમતમાં પછાત છે. એવી અફવાઓ; અને વાયકાઓના કિલ્લામાં તો માત્ર પડકારોનાં પીંપુંડાંજ વગાડે છે. તેમાં વળી કોઇ અફવાનું રૂપાન્તર સચ્ચાઇમાં ફરી પણ જાય, એટલે સાચનાં ફુલેકાંઓ તેમાં ફાલી–ફુલી ને ફરે. અફવાઓ માટે લાંબુ લખવાનું ખાસ કારણ આજના જાગૃતિના જમાનામાં સાચું શું ? એ જાણવાનો પૂરો ખંત મ્હને છે એનો તાજો દાખલો આ સ્થળે આપવાનું યોગ્ય ધારૂં છું.

આસોજ અત્યાચાર કેસ પુસ્તક રૂપે બ્હાર પડે છે અને તેમાં કોર્ટના કાગળો ઉપર ચ્હડેલા પ્રજા રત્નો, તેમજ સરકારી ન્હાનાં મ્હોટા અમલદારોનાં ફોટાઓ મુકી પુસ્તકની સુંદરતામાં અતિ સારો વધારો કરવાનું શ્રી. સત્ય પ્રકાશક કાર્યાલયે બીડું ઝડપ્યું હોવાથી, તે કાર્યાલયના માલેક શ્રી. પ્રાણજીવનદાસ કે.

દેશાઇ, પોતાના નિયુક્ત ફોટોગ્રાફર મી. જે. પાવરી, ( એસ. હોરમસજી વાલાની ) સાથે મ્હને પણ વડોદરા લઇ ગયા. ત્યાં જઇને ઘણાં ફોટાઓ લીધા પણ કેટલાક સરકારી અમલદારોની બદલી વડોદરાથી બ્હારગામ થવાને લીધે, એક ફોટો સ્ટુડીઓમાંથી તે મેળવવાનો મનસુબો કરી અમે, મેસર્સ એમ. કેશવની કંપનીને કેટલાક ફોટાઓની કોપીઓનો ઓર્ડર આપ્યો, પછી અમો મુંબઇ પાછા ફર્યા. ત્યાં તો પાછળજ. મે. એમ. કેશવની કંપનીએ નીચે મુજબનો કાર્ડ મોકલ્યો.

Dear Sir,

M. Keshao and Co.
Artists and Photographers
Baroda 27th. Nov. 30.

I am sorry to send you the photos as per your order placed here personally. I am asked by Baroda C.I.D. not to supply any of the photos. Please excuse and oblige.

Yours faithfully.
M. Keshao
Proprietor,
M. Keshao and Coy.
Baroda.

આથી 'સત્ય પ્રકાશક કાર્યાલય' તરફથી ફરી સેવકનેજ વડોદરા જઇને એ બદલ ચોકસાઇ કરવાનું જણાવ્યું. એ પરથી વડોદરા આવીને મ્હેં બબ્બેવાર મે. એમ. કેશવની કંપનીમાં ધક્કા ખાધા, છતાં દર્શન ન થયા અને વ્હેમમાં હું આગળ વધ્યો

કે, "કંઇ દાળમાં કાળું છે." ખંતથી અંત આણવોજ એ નિશ્ચય થી મ્હેં વડોદરા રાજ્ય પોલીસ કમીશનર સાહેબની રૂબરૂમાં જઇ મે. એમ. કેશવની કંપનીનો કાર્ડ બતાવી એક અરજી કરી લેખીત ખુલાસો માગ્યો—જેનો જવાબ નીચે પ્રમાણે છે.

## સી. આઇ. ડી. ફોઝદાર રૂબરૂ.

હું એમ. કેશવરાવ જાતે બ્રાહ્મણ ઉ. વ. ૩૨, ધંધો ફોટોગ્રાફરનો, રે. વડોદરા, પોષ્ટ ઓફીસ સામે.

આપે મને મારૂં તા. ૨૭–૧૧-૩૦ નો કાર્ડ સત્ય પ્રકાશક કાર્યાલયના નામથી લખેલો બતાવ્યો તે ફોટોવાળું છે અને તેમાં જે સહી છે તે મારી છે. એ કાર્ડ મેં લખેલું હતું. તેમાં સી. આય. ડી. તરફથી પોતાને ફોટો આપવા હરકત હોવા બાબત લખ્યું છે. પરંતુ તે મારી અણસમજણમાં લખાઇ ગયું છે મારો ઉદ્દેશ ગમે તે પ્રકારે ફોટો નહી આપવાનો છે. કારણ માલીકના પરવાનગી શીવાય મારાથી ફોટો આપી શકાય નહી, પરંતુ કંઇ પણ જવાબ આપવો અને તેમાં પોલીસ ખાતાની પરવાનગી શીવાય આપી શકાય નહી એમ લખવાને બદલે સી. આય. ડી. નું નામ લખાઇ ગયું છે. એ શીવાય બીજી કંઇ હકીકત નથી. પોતાને

કોઇના પણ આ કાર્યાલયને ફોટો આપવાની ઇચ્છા નથી એ રીતે મારી હકીકત છે. તા. ૨-૧૨-૩૦.

રૂબરૂ (સહી) M. Kashiwrao.

ગ તામ્હણે.

સી. આય ડી.

ફોજદાર.

ઉપર પ્રમાણે ખંતીલી કોશીશ નહીં કરી હોત અને કાર્ડનેજ મહત્વ આપી પ્રગટ કરી નાખ્યો હોત, તો એ કાર્ડના વાહીયાત પણાની અસર લોકમાં એજ થાત. કે, પોલીસની કેવી જોહુકમી, પોલીસની કેટલી નાદાનીયત !

આસોજ અત્યાચાર કેસમાં વડોદરા રાજ્ય પ્રજામંડળે જે મહેનત અને ખંત પ્રજાના ભલા માટે વાપર્યાં છે. તે ખરેખર ધન્ય-વાદનેજ પાત્ર છે. તેમાંયે પ્રજામંડળના મહાનાયક શ્રીયુત. છોટાભાઇ ઝવેરભાઇ સુતરીયાએ પોતાના હજારો કામો પડતા મુકીને તન-મન અને ધનનો ભોગ આપી. આખાયે વડોદરા રાજ્ય પ્રજામંડળને ફત્તેહ અને યશ અપાવ્યાં છે તે અતિસ્તુતિ પાત્રજ લેખી શકાય, અલબત શ્રી. સુતરીયાજીની પડખે શ્રી. પ્રાણલાલ ઠાકોરદાસ મુનશી, અને શ્રી. ચંદુલાલ મગનલાલ ડોકટર વકીલો અડગ અને અખંડ મહારથી રૂપે સદા જાગ્રતાજ રહેલા, એ બન્ને મહારથીઓની સેવાની પણ કદર લેશ માત્ર ઓછી નજ અંકાય.

વળી આ સ્થળે એ પણ ખુલ્લું જણાવી દેવાની તક લ્હઉં છું કે આસોજ અત્યાચાર કેસમાં સરકારી વકીલ શ્રી. નાનુભાઇ કેવલરામ મજમુદારની કાર્ય દક્ષતા, વડોદરા રાજ્ય પ્રજામંડળને તેમજ શ્રીમંત સરકાર કે જે ફરિઆદી હતા એમને ફત્તેહની કિર્તિ અપાવવામાં અજોડ, અણનમ અને અવટંકીલી પુરવાર થઇ છે. તે ખાતે શ્રી. મજમુદાર વકીલ નિઃશંક ધન્યવાદનેજ પાત્ર છે.

ટુંકમાં એટલુંજ બસ છે કે, આસોજ અત્યાચાર કેસનાં આરોપીઓમાં ચાર નંગ હતા. તેમાં ભાટીયો નાયક આરોપી પલાયન થયો. બાકી આરોપીઓ ત્રણ હતા, જેમાંના ત્રીજા આરોપી પટેલ જેઠાભાઇ લક્ષ્મિદાસ નિર્દોષ ઠરી છુટયા છે. જેમના વકીલ શ્રી. માણેકલાલ શ્યામજી ઝાટકીયા હતા. એટલે એ કાઠીયાવાડી વકીલ, આ કેસમાં માનખાટી જનારા બેશક પુરવાર થયેલા છે

આસોજ અત્યાચાર કેસમાં સંડોવાયેલા ધાંગધ્રા રાજ્યના કોળી–મજુરોને વડોદરાના શહેરીઓમાંના આગેવાન સખીદાતાઓ, ખાદ્ય ખોરાકી વિગેરેની, તેમજ રહેવા વિગેરેની મદદ કરી તેમના પ્રત્યે ભાંડુંભાવ દાખવ્યો છે અને કેસના છેવટ સુધી એ ગરીબ મજુરો માટેકોર્ટમાં ખીચોખીચ હાજર રહીને સહાનુભૂતિ બતાવી છે. એ ખાતે, તેમ સેવક તરફ પણ સ્નેહ–ભીની દષ્ટી રાખી છે એ માટે

આ અવસરે સેવક સૌ પ્રજા જનોને નમન, હજારો નમન કરે છે. અને પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થે છે કે સેવકનું ભાવિ-જીવન, સત્તાના જુલ્મીઓને, અને ધર્મના ઢોંગીઓને છોલવામાં અને ખોલવામાં ગુજરે.

ૐ શાન્તિ. ૐ શાન્તિ. ૐ શાન્તિ.

સેવક,

**પ્રવાસી પાગલ.**

તારીખ ૧૪-૧૨-૩૦

શેઠ ડોસા ગોપાળજીનો બંગલો.

**વઢસોવા.**

अस्सल "कुचोपनिषद सुरतिमार तंत्र" परथी.

# વશીકરણ મંત્રો અને અનંગરંગના ઔષધો.

**કીંમત આઠ આના** (પોસ્ટેજ ત્રણ આના). **બુકમાં પાના ૭૨.**

શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ અને કાવ્યો વાંચવાથી જણાશે કે, પ્રાચિન કાળમાં ત્રણે વર્ણના (બ્રાહ્મણ ક્ષત્રિય, અને વૈશ્ય) લોકો ઋષિ ગુરૂ કુળોમાં રહી, સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરી, પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતા.

**તે વખતે તેઓને કામશાસ્ત્રનું પણ શિક્ષણ આપવામાં આવતું.**

આવું જ્ઞાન પામેલાઓ અનેક પ્રકારનું રતિ-સુખ ભોગ ભોગવી ગૃહસ્થાશ્રમ ધન્ય કરતાં. આવા જ્ઞાન વગરનું રતિ સુખ એ પશુના જેવું છે. આ જ્ઞાન પછી જે પુરૂષ, સ્ત્રીના હાવભાવ ઉપરથી તેનું દીલ સમજીને "કામસાસ્ત્ર" અનુસાર તે સ્ત્રી સાથે રતિ સુખ ભોગવે છે, તેવા પુરૂષને સ્ત્રી પોતાનું આખું જીવન સમર્પણ કરી દે છે. અને તેને ધન, ધાન્ય તેમજ પુત્ર, પૌત્રાદિનો લાભ તથા આનંદ મળે છે. આ સઘળું આ નાનકડા પુસ્તકમાં નીચે મુજબના ૧૨ પ્રકરણોમાં આપવામાં આવેલ છે:—

## પ્રકરણની વિગત.

૧ લું હાથીના મુત્ર વિગેરેનો લેપ ૨ જું કૃષ્ણા વશિકરણ મંત્ર. ૩ જું સ્ત્રીનું જાતિ સ્વરૂપ અને રતિ સમય. ૪ થું સ્વયં ગુપ્ત. ૫ મું સ્ત્રી રજનું દ્રવણ તથા સ્તંભન ૬ ઠું કન્યા કરણ. ૭ મું સંતતિ નિયમન. ૮ મું ખાખરાની રાખનો પ્રયોગ. ૯ મું ગર્ભાધાન થવાના ઇલાજ. ૧૦ મું પુત્રોત્પત્તિ માટે મંત્ર પૂજા. ૧૧ મું પુજન વિધિ. પુરવણી નપુસંકત્વ.

મળવાનું ઠેકાણું:—**કામ વિજ્ઞાન સાહિત્ય પ્રકાશક મંદિર,**
અલ્હાબાદ બેંક સામે. રાજા બહાદુર મેન્શન,
એપોલો સ્ટ્રીટ, કોટ. **મુંબઈ. ૧.**

ॐ

# આસોજ અત્યાચાર કેસ.

## આસોજની અમાનુષી ઘટના.



૧૯૮૬ની સાલની પોષ મહિનાની કડકડતી થંડીની મધ્ય રાત્રિએ વડોદરા રાજ્યના વડોદરાથી થોડા માઇલપર આવેલા આસોજ ગામના ચોરામાં કાઠીયાવાડના ધ્રાંગધરા રાજ્યના સીતાપુર ગામના ગરીબ કોળી લોકો ઉપર વડોદરા રાજ્યના ફોજદાર શંખપાળે અને તેના જોડીદાર એક ભાટીયા ગૃહસ્થે અને સીપાઇ મોતીએ અમાનુષી અત્યાચારો ગુજાર્યા. પેલા ગરીબ કોળી લોકો પોતાના ગામમાં તીડ પડવાને લીધે ખેતીનો નાશ થવાથી ક્યાંઇ પણ મજુરી મેળવી પેટ ભરવા અર્થે રખડતા રખડતા વડોદરા રાજ્યમાં આવી ચડયા હતા અને જાન્યુઆરીની તા. ૩જી ની રાત્રે આસોજના તળાવ કાંઠે મુકામ કર્યો હતો.

એ કંગાળ કોળીઓનાં કમનશીબે આગલી રાત્રે આસોજ પાસેના સોખડા ગામમાં શંકર ત્રીભોવન નામના માણસને ત્યાં

ચોરી થઇ હતી અને ત્રણેક હજારનો માલ ઉપડી ગયો હતો. મહાલ ફોઝદાર શંખપાળ તથા બીજા પોલીસ અધિકારી તેની તપાસ અર્થે સોખડે ગયા હતા. તપાસ બાદ બીજા અમલદારો ચાલ્યા ગયા હતા અને શંખપાળ સોખડે રહ્યા હતો.

તા. ૭જીની સંધ્યાએ શંખપાળનો સીપાઇ મોતી અને જોડીદાર ભાટીઓ પીલોલ સ્ટેશનથી પગ રસ્તે સોખડે જતા હતા. સીપાઇને ઝાલાવાડી કોળીઓની ટોળીને આસોજના તળાવ કાંઠે મુકામ કરેલી જોઇને શંકા થઇ અને તેણે ફોઝદાર શંખપાળને તે વિષે વાત કરી. શંખપાળ સોખડાના માજી મુખી જેઠાલાલ, સીપાઇ મોતી અને જોડીદાર ભાટીયાને લઇને આસોજ તળાવ પર આવ્યા અને બંદુકનો અવાજ કરી પેલા કોળી લોકોને ઉંઘમાંથી ગભરાવી ઉડાડયા. પછી તો એ લોકોને જનાવરની માફક મારતા મારતા આસોજના ચોરા પર લઇ જવામાં આવ્યા. સોખડાની ચોરી તેમની પાસે કબુલ કરાવવા માટે એક દશ વર્ષની બાળકી ઉપર અમાનુષી જુલમ ગુજારવામાં આવ્યો. તેની છાતી પકડીને તેને પટકાવામાં આવી, કે જે બધાને પરિણામે તે બાળકી થોડા દિવસ પછી મરણ પામી. ત્યાર બાદ પુરૂષોને અને સ્ત્રીઓને ચોરામાં બોલાવી તેમને તદ્દન નાગાં કરી બંદુકના અવાજો કરી તેમની પાસે ગુન્હો કબુલ કરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. આટલા જુલ્મો છતાં પણ નિર્દોષ કોળી લોકોએ ગુન્હો ન કર્યો હોય તે કેમ કબુલ કરે? એટલે ફોઝદારે સ્ત્રીઓની પાસે તેના ભાઇ, પિતા કે પતિઓના લીંગ પકડાવ્યા અને એટલી

નીચતાથી પણ સંતોષ ન માનતા ઝીણુ નામની એક સ્ત્રીને શંખપાળે ચોરાની ઓરડીમાં લઇ જઇ તેને નગ્ન કરી તેના ઉપર બળાત્કાર ગુજાર્યો અને પારવતી નામની સ્ત્રી ઉપર ભાટીઆએ પણ એજ રીતે બળાત્કાર કર્યો. સીપાઇ મોતીએ પણ કાશી ઉપર બળાત્કાર કરવા પ્રયત્ન કર્યો પરંતુ એટલામાં કાશીની નાની બાળકી તેના હાથમાંથી પડી જવાથી તે બચી ગઇ.

## ના. દીવાનને તાર.

ફોઝદાર જેવા એક અમલદારે ગરીબ કોળી લોકો ઉપર આવા અમાનુષી અત્યાચારો ગુજારી બીજી સવારે તેમને સૌને સોખડા મોકલવાનો મુખીને હુકમ કરી પોતે સોખડે સ્વારી ઉપાડી ગયા. પરંતુ જુલ્મીઓના જુલ્મના ભોગ બનેલા ગરીબ લોકોએ સોખડે જવાની ના પાડી અને તા. ૪થીની સાંજે પીલોલ સ્ટેશન પર જઇ માસ્તર પાસે વડોદરાના ના. દિવાનને તાર કર્યો કે "ફોજદારે અમારા ઉપર જુલમ ગુજાર્યો છે. સ્ત્રીઓની લાજ લીધી છે અને બે જણ તો મરવાની સ્થિતિમાં છે. માટે અમને ઇન્સાફ આપો." પરંતુ ગરીબોને ઇન્સાફતો શું પણ દાદ પણ કયારે મળે છે? કાંઇએ જવાબ ન મળવાથી કેટલાક જણાઓ ઠેઠ દિવાનને બંગલે પહોંચ્યા. પરંતુ બડેખાંઓના નિવાસમાં ગરીબોને પ્રવેશ પણ શેનો મળે? તેઓને પોલીસ અધિકારીઓ પાસે જવાનો હુકમ થયો. ત્યાં તપાસનું આશ્વાસન મળવા ઉપરાંત કાંઇ ન વળ્યું. દરમીયાન બે નાની છોકરીની છાતી

ખેંચવામાં આવી હતી તે અને કાશીના હાથમાંથી પડી ગઇ હતી તે બાળકી બન્ને મરણ પામ્યા. જુલ્મ, ત્રાસ અને દુ:ખથી કંટાળેલા કોળીઓએ આખરે વડોદરા છોડી જવા સ્ટેશનનો રસ્તો લીધો.

## પાપ ક્યાં સુધી ઢંકાય?

પરંતુ પાપના પરપોટા ફુટવો સરજાયેલો એટલે સ્ટેશનપર એ ગરીબ લોકોને પ્રવાસી પાગલ સાથે ભેટો થયો. પાગલ તેમને બધાને "નવ ગુજરાત" ની ઓફીસે લઇ ગયા અને ત્યાંથી તેમને "પ્રજા મંડળ" ની ઓફીસે મોકલ્યા અને ત્યાં રહેવા તથા ખાવાપીવાનો બંદોબસ્ત કરી તેઓની પાસેથી તેમના ઉપર ગુજરેલા વિતકોના સ્ટેટમેન્ટ લેવામાં આવ્યા. મારફાડ અને મૃત્યુ બાબતના વૈદકીય સર્ટીફીકેટ માટે દરેક નકલ દીઠ ચાર ચાર રૂપીયાની ફી એ ગરીબ માણસો ક્યાંથી લાવે. એટલે મેટરનીટી અને ચાઇલ્ડ વેલ્ફેર લીગના મંત્રી ડૉ. વેણીલાલે એ બધાની ઇજાઓની નોંધ લીધી.

## ઢાંક પીછોડો.

દરમીયાન એ ગરીબ લોકોને થોડાક રૂપીયા આપી આખી ઘટના પર ઢાંકપીછોડો કરવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો, પરંતુ રાક્ષસી કૃત્યોથી કમકમી ઉઠેલા કોળીઓને રૂપીયા નહોતા જોઇતા, ઇનસાફ જોઇતો હતો.

"પ્રજા બંધુ" અને "નવ ગુજરાત"ના પ્રયત્નોને લીધે આખરે વડોદરા રાજ્યના ઉપરી અધિકારીઓને એ બનાવની તપાસ કરવાની ફરજ પડી. પરિણામે શ્રી. સુબા સાહેબે શંખપાળ અને તેના સાથીદારો ઉપર કેસ કરવાનો નીચે મુજબ હુકમ આપ્યો:—

વડોદરા તાલુકાના આસોજ ગામે સત્તાપુર તાબે ધ્રાંગધ્રાના કોળી મજુરો વિગેરેને પોલીસે માર મારી જુલમ કર્યાની હકીકત જાહેર થવાથી તેની તપાસ પોલીસ નાયબ સુબા તથા (વિભાગ) મેજીસ્ટ્રેટ તરફથી કરાવવામાં આવી, તે ઉપરથી આ કામનો નીવેડો રીતસર ન્યાયની કોર્ટમાં થવો યોગ્ય જણાયાથી તે બદલ અત્રેથી રીતસર મંજુરી મેળવવામાં આવી, અને આ બનાવ સાથે સંબંધ ધરાવનાર વડોદરા તાલુકાના ફોજદાર મી. ઇંદુરાવ સાવળારામ શંખપાળ અને પોલીસ સીપાઇ મોતી વાઘા કે જે બંનેને પ્રથમથીજ સસ્પેન્ડ કરેલા છે, તેમના ઉપર તેમજ સોખડા તાલુકે વડોદરાના માજી મુખી જેઠાભાઇ લક્ષ્મીદાસ ઉપર અને ભાટીયા બાબુલાલ ઉપર રીતસર ન્યાયની કોર્ટમાં ફરીયાદ દાખલ કરી કામ ચલાવવા અત્રેથી હુકમ કરવામાં આવેલ છે. તે જાણ થવા આ પ્રસિદ્ધ પત્ર બહાર પાડવામાં આવ્યું છે.

તા. ૧૬ જાનેવારી સને ૧૯૩૦.

(સહી) **રામચંદ્રરાવ શામરાવ પાટીલ**

વડોદરા પ્રાંત સુબા.

ઉપરોક્ત હુકમ મુજબ નીચે મુજબ વડોદરાના સીટી મેજીસ્ટ્રેટ મી. બીરજે પાટીલ સમક્ષ નીચે મુજબ મુકદમો નોંધાવવામાં આવ્યો હતો.:—

## ફરીયાદી.

શ્રીમંત સરકાર તરફે વડોદરા વિભાગ સર ફોજદાર રંગરાવ હરીદેવ.

## આરોપીઓ.

૧ ઈંદુરાવ સાવળારામ શંખપાળ, જાતે મરાઠા, ઉ. વ. ૩૫ ધંધો નોકરી, રે. વડોદરા.

૨ મોતી વાઘા જાતે બારીઆ, ઉ. વ. ૨૨, ધંધો નોકરી, રે. હાલ વડોદરા.

૩ જેઠાભાઇ લક્ષ્મીદાસ, જાતે પાટીદાર, ઉ. વ. ૪૦ ધંધો ખેતી, રે. સોખડા તા. વડોદરા.

**એ ત્રણે આરોપી જામીન ઉપર છે.**

## પોલીસે મુકેલાં તહોમત.

ફો. ની. ૫ ની ક. ૩૩૪-૩૧૫-૩૪૨-૩૨૩-૩૬૦ તથા કલમ ૫૦૭ પ્રમાણે.

## ફરીયાદનો સાર.

એવી રીતે કે તા. ૩–૧–૩૦ ની રાત્રે કાઠીઆવાડી મેરૂ નથુ વગેરે સો માણુસની ટોળીને આસોજના તળાવમાંથી આસોજ ગામના ચોરામાં (હાલના) આરોપીઓ તથા બાબુલાલ ચશ્માવાળો (વિમાવાળો) ભાટીઓ લાવી, તેમને ગેરવ્યાજબી કેદ કરી, તેમની પાસે ગુન્હા મુ. નંબર ૭૨–૮૬ના કામે ગુન્હાની જગોએથી મળેલો હરામખોરનો ફેંટો 'તમારો છે' કહી કબુલત કરાવવા ટોળીના મરદ તથા બૈરાંને નાગાં કરી, તેમને નં. ૧–૨ ના તથા બાબુલાલે મારહાણ કરી અને નં. ૩ નાએ તેમાં મદદગારી કરી અને વધારામાં તે ટોળી પૈકીની ઓરત ઝબુ તળશીની નં. ૧નાએ આબરૂ લીધી અને બાબુએ બાઇ પાર્વતી માવજીની ઇજ્જત લીધી તથા નં.૦ ૨ એ બાઇ કાશી ઉપર ગુન્હા કરી લાજ લેવાના ઇરાદે હુમલો કર્યા બાબત.

## પુરાવાની હકીકત.

નં. ૧ નો સાહેદ મેરૂ નથ્થુ પુછતાં કહે છે કે પોતે તથા કોષ્ટક ૧૨–૧૩માં લખેલાં મર્દો તથા બઇરાં તથા છોકરાં લગભગ સો માણુસ આસોજના તળાવમાં પડેલાં. ત્યાં નં. ૧–૨–૩ તથા ભાટીઓ ચશ્માવાળો (વીમાવાળો) આવી બંદુકનો ભડાકો કરી જગાડી બધાને ચોરામાં લઇ ગયો. ત્યાં મરદો તથા બઇરાંને ચોરામાં ઘાલી વારા ફરતી નાગાં કરી, માર મારી ફેંટો કબુલવા કહ્યું તથા ટોળા પૈકીની ઓરત ઝબુની નં૦ ૧ના આરોપીએ ઇજત લીધી

અને બાઇ પાર્વતીની ચસ્માવાળા ( વિમાવાળા ) ભાટીઆએ ઇજ્જત લીધી અને બાઇ કાશીને નં. ૨ નાએ ઇજ્જત લેવા આંચકો મારી લઇ જતાં તે ગઇ નહિ. બાઇ સકીને ફેંટો કબુલવા માર માર્યો તથા સગામાં એક એકની એટલે ભાઇ બહેન વગેરેની ચાંદ્રીઓ પકડાવી વગેરે કહેનાર છે.

નં૦ ૨ નો સાહેદ મોતી નથુ.

નં૦ ૧ ના સાહેદ મેરૂ નથુને મળતી હકીકત કહેનાર છે.

નં૦ ૩ નો સાહેદ વેલશી તળશી નં૦ ૧ ના સાહેદને મળતી હકીકત કહી વધારામાં પોતાને ભાટીઆએ સોટો મારેલો તથા નં૦ ૧નાએ બંદુકના કુંદા તથા પાટુ માર્યાનું કહેનાર છે.

નં૦ ૪ નો સાહેદ રામસીંગ જીવણ નં૦ ૧ના સાહેદને મળતી હકીકત કહેનાર છે.

નં૦ ૫નો સાહેદ રાયસીંહ રઘુ નંબર ૧ના સાહેદને મળતી હકીકત કહી વધારામાં જમણા હાથ ઉપર ચશ્માવાળાએ ( વીમા-વાળાએ ) લાકડી જેવું માર્યું વિગેરે હકીકત કહેનાર છે.

નં૦ ૬ નો સાહેદ ભીખા નાનજી અને નં૦ ૭ નો સાહેદ પુના ગીગા નં૦ ૧ ના સાહેદને મળતી હકીકત કહેનાર છે.

નં૦ ૮ નો સાહેદ મોતી જેસંગ નં૦ ૧ ના સાહેદને મળતી

હકીકત ઉપરાંત વધારામાં પોતાની ઇન્દ્રિ અણુ પાસે પકડાવી વિગેરે હકીકત કહેનાર છે

નં.૦ ૯ નો સાહેદ અમથા રામસંગ અને નં૦ ૧૦નો સાહેદ ઉજા શુરા નં૦ ૧ ના સાહેદને મળતી હકીકત કહેનાર છે.

નં૦ ૧૧ ના સાહેદણ બાઇ અણુ તલશી નં૦ ૧ ના સાહેદને મળતી હકીકત કહી વધારામાં પોતાના ભાઇ વેલસીની ઇન્દ્રિ પોતાની પાસે પકડાવી તથા હાકા મોતીની પાજ પકડાવી કહી છેવટે પોતાને નં૦ ૧ ના ફોજદારે લઇ જઇ લુગડાં કાઢી નંખાવી, મારી હાજત લીધી વિગેરે હકીકત કહેનાર છે.

નં૦ ૧૨ ની સાહેદણ બાઇ પારવતી માવજી નં૦ ૧ ના સાહેદને મળતી હકીકત કહી વધારામાં પોતાને ભાટીઆએ લુગડાં કાઢી નંખાવી ચોરાની ઓરડીમાં લઇ જઇ હાજત લીધી વીગેરે હકીકત કહેનાર છે.

નં૦ ૧૩ ની સાહેદણ બાઇ મોંઘીને પુછતાં નં૦ ૧ ના સાહેદને મળતી હકીકત કહી પોતા પાસે મહેરૂની ઇન્દ્રિ પકડાવી વિગેરે હકીકત કહેનાર છે.

નં૦ ૧૪ ની સાહેદણ બાઇ કાશી વાઘા નં. ૧ ના સાહેદને મળતી હકીકત કહી, પોતાને નં૦ ૨ ના આરોપીએ આંચકો મારી ખેંચી, પણ ગઇ નહીં, છોકરૂં પડી ગયું વિગેરે હકીકત કહેનાર છે.

નં૦ ૧૫ ની સાહેદણ બાઇ પાલુ તે શકર હરીની ઓરત નં૦ ૧ ના સાહેદને મળતી હકીકત કહેતાં વધારામાં ભાટીઆએ પોતાને એક સોટો તથા કુંદો માર્યો વિગેરે હકીકત કહેનાર છે.

નં૦ ૧૬ ના સાહેદ જોરાભાઇ દેશાઇ ગુન્હાની રાત્રે પોતે વડોદરા ગએલો. બીજા દિવસે આવ્યો ત્યારે વરતણીઆએ કહ્યું કે ફોજદાર સાહેબ રાત્રે એ લોકોને લાવ્યા અને ચોરામાં ઘાલી માર્યા. કાઠીયાવાડીઓને સોખડે વરતણીઆ જોડે મોકલી આપતાં તે કમકમવા માંડયા અને બોલ્યા કે અમારા ઉપર રાત્રે જુલમ ગુજાર્યો છે એટલે સોખડે જવાના નથી દેહશત લાગે છે વિગેરે કહેનાર છે.

નં૦ ૧૭ નો સાહેદ હરગોવન ઇશ્વર ગુન્હાની રાત્રે ચોરામાં બંદુકના બે ત્રણ અવાજ સાંભળેલા, તેમ લોકોને માર્યા માર્યા એમ બુમો પાડતાં સાંભળેલું વિગેરે હકીકત કહેનાર છે.

નં૦ ૧૮ નો સાહેદ માણેકલાલ અંબાલાલ તે પણ ઉપરના સાહેદને મળતી હકીકત કહેનાર છે.

નં૦ ૧૯ નો સાહેદ વ. કોયા અદા ગુન્હાની રાત્રે પોતે ચોરા ઉપર જતાં પોતાને ફોજદાર બોલાવે છે કહેવાથી દરૂભાઇ નાગરભાઇને લઇ જતાં મજુરોને લઇ આવતા ફોજદાર તથા નંબર બે–ત્રણ અને ચસ્માવાળો ( ચીમાવાળો ) મળ્યા. લઇ આવેલા મજુરોને અંદર ઘાલેલ બધરાં પણ પેસી ગયાં, બારીબારણાં બંધ કરી દીધાં તેથી અંદર શું થયું તે અમોએ જોએલું નથી.

બંદુકના ચાર અવાજ સાંભળ્યા, અંદરથી "ના મારશો" "ના મારશો" એવી બુમો સાંભળેલી. ચોરાના પગથીઆમાં મેળો થયો ત્યારે એક બાઇ છોકરા સાથે પડી ગઇ વીગેરે કહી પોતે બહાર બેસી રહેલો વીગેરે હકીકત કહેનાર છે.

નં૦ ૨૦–૨૧ ના સાહેદો વ. ગોવીંદજી ભાઇ તથા વ. શંકર અમરા નં૦ ૧૯ ના સાહેદ વ૦ કોયા અદાને મળતી હકીકત કહેનાર છે.

નં૦ ૨૨ ના સાહેદ દરૂભાઇ નાગરભાઇ ગુન્હાની રાત્રે પોતાને બોલાવવાથી ચોરે ગયેલો. કાઠીઆવાડી લોકોને શંખપાળ ફોજદાર ચોરામાં લાવેલા ફોજદારે કહ્યું કે "મારી તબીયત સારી નથી સુવાનો બંદોબસ્ત કરી આપો." એટલે ધર્મશાળામાં સુવાડી બંદોબસ્ત કરેલો. થોડીવારમાં ભડાકા થયા તેથી ચોરે જઇ તપાસ કરતાં સીપાઇ મોતીએ કહ્યું "આ લોકો મારા સામા થયા તેથી ભડાકા કર્યા છે." મને "ઘેર ચાલ્યા જાવ" એમ કહેવાથી તુરત ફોજદારને જઇ હકીકત કહી. આ વખતે ચસ્માવાળો (વીમાવાળો) ભાટીઓ તથા સોખડાના પટેલ હતા વીગેરે હકીકત કહેનાર છે.

નં૦ ૨૩ નો સાહેદ હીરા બાપુ પોતે તથા પરાગ ભવાન તમાકુના માંડવે હતા ત્યાં અમોને જગાડી વટેમાર્ગુ કયાં પડયા છે પુછવાથી રાયણોમાં પડયા છે કહી સુઇ રહેલો. પરાગ ભવાન

તેમની જોડે ગએલો. મને કાને ઓછું સંભળાતું હોવાથી ભડાકા વીગેરે સાંભળ્યા નથી.

નં૦ ૨૪ નો સાહેદ પરાગ ભગાન ઉપરના સાહેદ હીરા બાપુને મળતી હકીકત કહી વધારામાં ચોરે જઈ વરતગીયાને ઉઠાડી દરૂભાઈને બોલાવવાનું કહી બાદ માંડવે જઈ સુઈ રહેલો. બંદુકના ભડાકા વીગેરે સાંભળ્યા નથી વીગેરે હકીકત કહે છે.

નં૦ ૨૫ ના સાહેદ પીતાંબર મનસુખ કાઠીયાવાડી લોકોને નંબર ૧–૨–૩ ના આરોપીઓ તથા ચસ્માવાળો ( વીમાવાળો ) ભાટીયો ચોરામાં લાવેલા અને અંદર ઘાલી સતાવવા માંડ્યા, હું તે વખતે આશારામની ઓટલી આગળ હતો. શું સતાવ્યાં તે મેં નજરે જોયું નથી. બંદુકોના ભડાકા થયા ત્યારે મારા ઘેર હતો. ચોરે ગયો નથી. બીજે દિવસે કાઠીઆવાડી લોકો બોલતા હતાં કે અમોને માર્યાં અને બૈરાંની આબરૂ લીધી એ પ્રમાણે કહેતા હતા. તે બૈરાં કોણ એ મેં પુછ્યું નથી તેમ નામ આપ્યાં નથી. વિગેરે હકીકત કહેનાર છે.

નં, ૨૬ નો સાહેદ શીવા ધના કહે છે કે શંકર ત્રીભોવનને ત્યાં ચોરી થઈ તેના બીજા રોજ ડમણીયું જોડી તાલુકા ફોજદાર તથા મુખી જેઠાભાઈને તથા બીજા બે ત્રણ માણસો ( નામ ખબર નથી. દીઠે ઓળખું નહી ) એમને આસોજ મુકવા ગયો હતો. તમાકુની ખલી આગળ જેમાંનો એક ઉતરી પડયો અને બાકીના ડમણીઆમાં ચોરા સુધી આવ્યા. એવામાં કાઠિયાવાડીનું ટોળું

ચોરાના કંપાઉંડમાં આવ્યું એટલે હું ડમણીયું આથે ધર્મશાળાના નાકે હતું ત્યાં લઇ જઇ સુઇ રહેલો. બાદ શું થયું તે ઉંઘી જવાથી જાણ્યું નહિ. થોડીવારે જેઠા મુખીને ડમણીયામાં બેસાડી સોખંડ લઇ ગયો. ફોજદારના પગે કાંઇ થવાથી તે માંદા જેવા હતા. કાઠીયાવાડી લોકો સાથે પોલીસને શું ધાંધલ થયું તે હું જાણતો નથી.

નં૦ ૨૭ ના સાહેદ ગોકળદાસ ત્રીભોવન સ્ટેશન માસ્તર કહે છે કે તા૦ ૪–૧–૩૦ ના રોજ રાત્રે નવના સુમારે અમથા રામસીંગ તથા મોતી જેશંગ નામના બે માણસો મારી પાસે આવી અને ઉતાવળમાં કહે કે પોલીસ અમારા ઉપર આસોજ ગામમાં મારફાડ કરે છે, અમોને નગ્ન કરે છે. અમારી સ્ત્રીઓને નગ્ન કરે છે અને અમારી સ્ત્રીઓની આબરૂ લે છે. અમારામાં બે જણાને એટલો બધો માર પડયો છે કે તે લોકો મરવાની તૈયારીમાં છે. માટે અમારે મહારાજાને તાર કરવો છે. મેં કહ્યું મહારાજા અહીં નથી. તો કહે કે દિવાન સાહેબને કરવો છે. ને ઉપરથી તેમના કહેવા પ્રમાણે તાર લખી આપી તારના પૈસાની રસીદ આપી. મને બતાવ્યો તેજ તાર છે. આ લોકો કહે છે તે સાચું છે તે બતાવવા માટે તેમણે ખાલી કારતુસનું ખોખું એક બતાવ્યું હતું. આ વખતે મારો ડેપ્યુટી માસ્તર માણેકલાલ છોટાલાલ હાજર હતો વિગેરે હકીકત કહે છે.

નં૦ ૨૮ નો સાહેદ કુબેર ખુશાલ કહે છે કે મારૂં ખેતર આસોજ ગામની વાવ પાસે છે. ત્યાં તમાકુની ઢગલીએ સુતો હતો. રાતે ૧૧–૧૨ ના અરસામાં ભડાકો સાંભળ્યો અને જોવા ગયો.

ત્યાં પોલીસવાળો મોતી, બાબુ ભાટીઓ અને જેઠા લક્ષ્મીદાસ હતા. એ લોકો કાઠીઆવાડી લોકોને ચોરામાં લઇ જવા મારઝુડ કરતા હતા. કોણ શું મારતા તે કહી શકું નહી. કાઠીઆવાડીઓને ચોરાના કમપાઉંડ સુધી લઇ ગયા ત્યાં સુધી હતો. પછી શું થયું તે ખબર નથી. ધર્મશાળાની ઓટલી ઉપર પીતાંબર જાની બેઠો હતો. હું પછી મારા ખેતરે ગયો. પછી શું થયું તે મને ખબર નથી. બીજા રોજ કાઠીઆવાડીઓ કહેતા હતા કે અમોને પોલીસ-વાળાઓએ બહુ માર્યા અને નાગા કર્યા હતા. વીગેરે હકીકત કહે છે.

નં૦ ૨૯ નો સાહેદ મગનભાઇ લલ્લુભાઇ મરનાર છોકરી શકી તથા બાલુની લાસના પંચકયાસની હકીકત જાણનાર પંચ છે.

નં૦ ૩૦ નો સાહેદ પંચ હરજી મુળજી મરનાર છોકરી શકી તથા બાલુ આસોજ ગામે જીવતી છતાં તેની સ્થિતિના પંચ કયાસની હકીકતનો પંચ છે.

નં૦ ૩૧ નો સાહેદ મોતીભાઇ ત્રીકમભાઇ ગુ. નં. ૭૨-૮૬ ના કામે ગુન્હાની જગો સોખડા ગામે જોએલી ત્યારે હરામખોરનો પડી રહેલો ફેંટો મળ્યો તે પંચ કયાસની હકીકત જાણનાર પંચ છે.

નં૦ ૩૨ નો સાહેદ ધનજી અંબાઇદાસ પંચ હોઇ મે. રા રા. વડોદરા વી. ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧ રૂબરૂ આસોજ ગામે ચોરાની સ્થિતિનો પંચકયાસની હકીકત કહેનાર પંચ છે.

નં૦ ૩૩ નો સાહેદ મે. રા. રા. વંડાદરા સ્ટેટ જનરલ હોસ્પીટલના સરજન છે. છોકરી શકી તથા બાલુની લાસોના પોસ્ટ-મોર્ટમ કરી તા. ૭-૧-૩૦ ના ૮-૧-૩૦ ના રોજ મળી ઇજા પામેલા લોકોને થએલી ઇજાઓ તપાસી નંબર ૮૬૪-૨૪-૧-૩૦ નો સર્ટીફીકેટ આપનાર સરકારી અમલદારની છે.

નં. ૩૪ નો સાહેદ નરસીંહભાઇ ત્રીભોવન ગુ. નં. ૭૨-૮૬ ના કામનો ફરીયાદી છે, ને ફોટો રજુ કરનાર છે.

નં૦ ૩૫ નો સાહેદ રણછોડ ગરબડ પંચ હોઇ ગુ. નં. ૭૨-૮૬ ની જગોએથી મળેલો ફોટો સાહેદોએ ઓળખાવ્યો અને તેજ ફોટો આસોજના ચોરામાં બતાવી માર મારેલો વિગેરે કહેનાર છે.

## મુકદ્દમા સંબંધી હકીકત જાણનારા બીજા શખ્સોનાં નામો.

(૧) દલા કલ્યાણ (૨) વિઠ્ઠલ પથુ (૩) મેરૂ લવજી (૪) શંકર હરિ (૫) પરભુ પથા (૬) છગન ત્રીકમ (૭) ભાવા નાનજી (૮) ભોડા મોતી (૯) મોહન મંગા (૧૦) બાઇ રખી રતના (૧૧) બાઇ સગુ વિઠ્ઠલ (૧૨) બાઇ ડાહી ને મેરૂની મા (૧૩) બાઇ જીવી તે મેરૂની ઓરત (૧૪) બાઇ પુરી ને રામસીંગની ઓરત (૧૫) બાઇ જડી તે મેરૂની ઓરત (૧૬] બાઇ મંગુી ને અમથાની ઓરત (૧૭) બાઇ જમની તે ભીખાની ઓરત (૧૮) બાઇ મણી તે ભાવાની ઓરત (૧૯) બાઇ જમની ને મોતીની ઓરત (૨૦)

બાલુ ઝબુ તે સંગરામની રાંડેલી દીકરી (૨૧) બાઇ સંતોક તે મોતીની ઓરત (૨૨) બાઇ મણી તે ખોડાની ઓરત (૨૩) બાઇ કેસર તે અરજણની દીકરી (૨૪) બાઇ ઝબુ તે તલસી બાવાની ઓરત.

ઉપરના સાહેદો કાઠીઆવાડીઓ મંદર નથુને મળતી હકીકત કહેનારા છે. (૨૫) માણેકલાલ છોટાલાલ ડેપ્યુટી સ્ટેશન માસ્તર સાહેદ ગોકળદાસ ત્રીભોવન સ્ટેશન માસ્તરની હકીકતને મળતી હકીકત કહેનાર છે. (૨૬) ઇશ્વર નારાયણ પંચ આ સાહેદ ગુન્હા સંબંધી કાંઇ હકીકત જાણતો નથી વિગેરે કહે છે. (૨૭) મગનભાઇ લલ્લુભાઇ (૨૮) ત્રીભોવન દેસાઇ દાદાભાઇ આ સાહેદો પંચો હોઇ મુદ્દાના ફેંટા સંબંધી થએલા પંચકયાસની હકીકત કહેનાર સાહેદો છે (૨૯) મણીભાઇ શીવાભાઇ પંચ હોઇ સાહેદ હરજી મુળજીને મળતી હકીકત કહેનાર છે. (૩૦) મુળજી જેઠા (૩૧) ત્રીકમ બહેચર (૩૨) બાઇ સુરજ તે જેસંગ અમરસીંગની દીકરી પંચો હોઇ છોકરી શકી તથા બાલુની લાસની પંચકયાસની હકીકત કહેનાર પંચો છે. (૩૩) કુબેર બેચર આ સાહેદ પંચ હોઇ સાહેદ રણછોડ ગડબડને મળતી હકીકત કહેનાર છે.

## વધારાની હકીકત.

આ કામે નંબર ૧-૨ ના આરોપી સરકારી નોકર હોવાથી તેમના ઉપર કામ ચલાવવા મે૦ રા૦ બા૦ પોલીસ કમીશનર સાહેબ બહાદુર તરફથી મંજુરી જાવક નં૦ ૧૦૬૮ તા. ૧૫-૧-૩૦



આ અત્યાચારનો ભોગ બનેલા મજુરોનો વ્યાયામશાળામાં શ્રી. પાગલ વિગેરે સહિત લેવામાં આવેલો ગ્રુપ.

થી મળેલી છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે આરોપીઓ વિરૂધ્ધ પુરાવો થએલો છે. તેમ નં. ૧ ફોજદાર હોવાથી તેમની ગુ. નં. ૭૨-૮૬ના કામની તપાસની કેસ ડાયરી તા. ૩-૪ માહે જાનેવારી ૧૯૩૦ ની પણ છે, તેથી ત્રણે તહોમતદારો વિરૂધ્ધ ન્યાયની કોર્ટમાં ઇન્સાફ માટે કેસ કમીટ કરવામાં આવ્યો છે.

આરોપી ભાટીઓ બાબુ ચશ્માવાળો ( વીમાવાળો ) નાશી ગયેલો હોવાથી તપાસ જારી છે. મળી આવેથી તેના ઉપરનો પુરવણી કેસ મુકવામાં આવશે.

# મુકર્દમાની શરૂઆત.

## આસોજ અત્યાચાર કેસની સુનાવણી.

શનીવાર તા. ૮-૨-૩૦ના રોજ ન્યાયમંદીરમાં સીટી મેજીસ્ટ્રેટ શ્રી. બીર્જો પાટીલ રૂબરૂ નીકળનારી હતી. પરંતુ શ્રીમંત સરકારે વડોદરા પ્રાંત ફો. ન્યા. શ્રી. વામનરાવ પાટકરની આ કામ ચલાવવા માટે ખાસ નીમણુંક કરી હતી તથા કામ લંબાય નહિ એટલા સારૂ કમીટીંગ મેજીસ્ટ્રેટ રૂબરૂ ચલાવવી પડતી ચોકશી બંધ કરી હતી. તેથી સદર કામ

સીટી મેજીસ્ટ્રેટ શ્રી. પાટકરને મોકલી આપતાં તે કામની સુનાવણી શ્રી. બીરજે પાટીલને બદલે શ્રી. પાટકર રૂબરૂ નીકળી હતી. આ કામના આરોપીઓમાં વડોદરા મહાલના ફોજદાર શંખપાળ હોવાથી ગામે ગામથી તથા આજુબાજુના તાલુકાઓમાંથી તેમજ શહેરમાંથી સેંકડો માણસો પ્રાંત ન્યાયધીશી સામેના ન્યાય મંદીરના મકાનમાં આવેલા ચોગાન તથા ઓટલા ઉપર ભેગા થયા હતા. છેલ્લા કેટલાક દીવસથી આ ચકચારભર્યા કેસ તરફ લોકોનું ભારે ધ્યાન ખેંચાવાથી તે સાંભળવા પુષ્કળ માણસો ભેગાં થયાં હતાં અને વખત પહેલાં છેક બાર વાગ્યાથીજ કોર્ટનો રૂમ ચીકાર ભરાઇ ગયો હતો. તે શીવાય સંખ્યાબંધ લોકોને કોર્ટની ઓસરી અને તેની આગળના ખુલ્લા કંપાઉંડમાં બેસવું યા ઉભા રહેવું પડયું હતું. કેસ સાંભળવા ઘણા વકીલો આવેલા હતા પણ જગા નહી મળી શકવાથી કેટલાકને ઉભા રહેવું પડયું હતું. આજના જેવી લોકોની ગીરદી ન્યાયમંદીરમાં ભાગ્યેજ થતી હોવાથી કોર્ટનો દેખાવ અને દબદબો ભવ્ય લાગતાં હતાં.

આ કેસમાં શ્રી. સરકાર તરફે વડોદરા વીભાગ સર ફોજદાર મી. રંગરાવ હરીદેવના નામથી ફરીયાદ માંડેલી હોઇ, પ્રોસીક્યુશન તરફથી સરકારી વકીલ મી૦ નાનુભાઇ કે૦ મજમુદાર હાજર થયા હતા. અને બચાવ તરફથી રા૦ જમશેદજી પાવરી અને રા૦ માણેકલાલ ઝાટકીયા હાજર થયા હતા.

ત્રણે આરોપીઓ જામીન ઉપર છુટા હોઇ કોર્ટમાં હાજર

થયા હતા. કામ શરૂ થયા પછી પાંજરાની આગળ ૧ લા તહોમતદાર યંદુરાવ શંખપાળને બેસવા ખુરશી આપી હતી. જ્યારે બીજા બે ઉભા રહ્યા હતા.

લગભગ પોણાબે વાગે મે. જજ પાટકરે ચેંબરમાંથી આવી ન્યાયાસન ઉપર બેઠક લીધી હતી.

## બચાવ તરફથી વાંધો.

બચાવના વકીલ મી. પાવરીએ ના. કોર્ટ તપાસનું કામ શરૂ કરે તે પહેલાં પ્રાથમીક વાંધો ઉઠાવતાં પુછ્યું કે આપ નામદાર કઇ સતાની રૂએ આ કામ ચલાવી શકો છો? હજુ સીટી મેજીસ્ટ્રેટની કોર્ટે તપાસ કરી કેસ સેશન્સ કમીટ કર્યો નથી તે પહેલાં આપ સેશન્સ જજ બારોબાર આ કામ શા ઉપરથી હાથમાં લ્યો છો? કોઇએ તેવો હુકમ કરેલો છે?

મે. જજ પાટકર—હા. મને તેવો હુકમ થયો છે. કાઉન્સીલ ઓર્ડર છે.

મી. પાવરી—હુકમમાં સહી કોની છે?

મે. જજ—ના. મંત્રી મંડળના પ્રમુખની.

## શ્રી. હજુરનેજ અધીકાર છે.

મી. પાવરી—આવો હુકમ આપવાનો શ્રી. હજુર સીવાય અન્યને અધીકાર નથી. માત્ર શ્રી. હજુર ફોજદારી કામ ચલા-

વવાની રીતના કાયદાની ઠરાવેલી પધ્ધતીમાં આ પ્રમાણે વચ્ચે આવી શકે અને હુકમ કરી શકે. તેથી આ કોર્ટના આ કામ ચલાવવાના અધીકાર સામે મારે વાંધો છે અને તે માટે વાંધો ઉઠાવનારી અરજ આપું છું.

## વાંધા અરજી.

બચાવના વકીલો મી૰ પાવરી અને મી૰ ઝાટકીયાની સહીથી આપેલી અરજીમાં માગણી કરી હતી કે આ કેસની તારીખ મેજીસ્ટ્રેટ કોર્ટમાં તપાસ માટે આજની ઠરાવવામાં આવી હતી. ગઇ કાલે સાંજે અમારા વકીલ રા. ઝાટકીયાને આપ નામદારે બોલાવી સુચના આપી કે, કેસ આપ સાહેબ રૂબરૂ ચલાવવા હુકમ થયો છે, માટે કેસ ચલાવલા માટે હાજર રહેવું. કેસના બચાવની તૈયારી માટે અમોને બીલકુલ સગવડ મળી નથી તેમજ કામને લગતા ઘણાખરા કાગળોની નકલો માટે માગણી કર્યા છતાં કેટલીક નકલો હજી અમને મળી નથી. એ સવાલ અરજ પુરતો બાજુએ મુકતાં, આરોપીઓ તરફે આપ નામદાર તરફના સંપૂર્ણ માન છતાં અમે જણાવવાની ફરજ વીચારીએ છીએ કે ફો. કા. ચ. રી. ના નિબંધ કલમ ૯ અન્વયે શ્રી. હજુર મહારાજા સાહેબના હુકમ વગર આ કેસનું કામ કમીટલ ઓર્ડર વગર ચલાવવા આપ સાહેબને હકુમત પહોંચતી નથી. જો આપ નામદાર અમારી એ હકુમત સંબંધી તકરાર નામંજુર કરો તો અમો ઉપરી ન્યાયાધીશીને તે સંબંધમાં અમારી દલીલ વીવાદ રાહે વિદિત કરી શકીએ તેટલા માટે આ કેસનું કામ આપ સાહેબને યોગ્ય લાગે તેટલી મુદત માટે તહકુબ

રાખવું જોઇએ. હકુમત સંબંધીની દલીલ પહેલીજ તકે રજુ કરવી જોઇએ એવું સામાન્ય ધોરણ હોવાથી હકુમતની ખામી બાબત આપ સાહેબનું ધ્યાન પ્રથમથીજ ખેંચવામાં આવે છે. આવી રીતના હુકમથી કેસ ચલાવ્યાથી આરોપીને નુકશાન થવાનો પણ પાકો સંભવ છે.

મી. પાવરીએ જણાવ્યું કે સામાન્ય કલમોના નીબંધની ક. ૨૨ પ્રમાણે કોઇને આવો હુકમ કરવા અધીકાર હોય તો તે શ્રી. હજુરને છે. તે સંબંધમાં બોલવા પહેલાં ફો. કા. ચ. ની. ક. ૬ને ૯ તરફ આપ સાહેબનું ધ્યાન ખેંચું છું. એ બંને કલમો વાંચી બતાવી તેમણે જણાવ્યું કે તે પ્રમાણે સ્પેશ્યલ કોર્ટ યા સ્પેશ્યલ મેજીસ્ટ્રેટ નીમી શકે, પણ ફોજદારી કા. ચ. રીતના કાયદામાં વચ્ચે આવવા કોઇને હક્ક નથી આ તો ન્યાયના દેખાવ જેવું થાય છે તેથી પ્રથમ સીટી મેજીસ્ટ્રેટનો કમીટલ ઓર્ડર લેવાનો પ્રોસીજર લેવો જોઇએ કમીટલ વગર બારોબાર કામ ચલાવવા આપને અધીકાર નથી અને તેવો ના૦ મંત્રી મંડળનો હુકમ ગેરકાયદે છે.

મે. પાટકર—તે હું રદ ન કરી શકું.

## અરજી ઉપર રૂલીંગ.

મી. પાવરી—આપ કામ ચલાવો તે ગેરકાયદે છે. આપ આ અરજી ઉપર રૂલીંગ આપો અને જો વિરૂધ્ધ આપો તો અમારે ના૦ વરીષ્ટ કોર્ટને વીવાદ કરવો પડશે તેથી સોમવારે કામ ચલાવવા વીનંતી છે.

મે૦ પાટકર—હું આજેજ નીકાલ આપીશ.

## અસાધારણ રસ્તો શા માટે?

મી. પાવરી—તે સવાલ નથી. પણ સોમવારે રાખો તો ઇન્સાફના કામમાં કંઇ હરકત નહીં આવે. લાહોર અને મીરત કાવતરા કેસ જેવા મોટા કેસમાં પ્રોસીક્યુટરે માગણી કરવા છતાં આવો અસાધારણ રસ્તો લેવામાં આવ્યો નથી તો આમાં શી જરૂર છે? ન્યાયની કોર્ટોને કાયદા પ્રમાણે ઇન્સાફ કરવા દેવો જોઇએ. આ કામમાં એવી અગત્ય નથી જણાતી કે જેમાં આવી વીશેષ પ્રકારની વ્યવસ્થા થવી જોઇએ.

## દલીલ અહીં નકામી છે.

મે૦ પાટકર—એ દલીલ મારી આગળ નકામી છે.

મી૦ પાવરી—તે હું યોગ્ય સ્થળે તો કરીશ. પણ હાલ તો હું સવડની ખાતર સોમવાર સુધી કામ બંધ રાખવાની અરજ કરૂં છું. અને વીવાદ માટે ના. કાઉન્સીલના મુળ હુકમની કોપી આપવા અરજ કરૂં છું.

## પ્રોસીક્યુશનનો જવાબ.

ફરીયાદ પક્ષ તરફથી વકીલ રા. નાનુભાઇએ જણાવ્યું કે મી. પાવરીની અધીકાર બાબતની દલીલ સામાન્ય પ્રકારની છે. તેમાં વીશેષ કાંઇ નથી. કલમ ૯ (૪) પ્રમાણે આવો હુકમ થઇ

શકે, એટલે તે સંબંધમાં આ કોર્ટને માટે અધીકારનો સવાલ ઊઠી શકતો નથી.

## આ રાજયદ્વારી કેસ નથી.

મી. ઝાટકીયા–પણ આમાં આવી ઉતાવળ કરી લેવાનું કારણ શું છે ? આમાં રાજ્યદ્વારી કે તેવું ખાસ કંઇ નથી મીરત અને લાહોર કાવતરાં કેસ જેમાં ૫૦૦ સાક્ષીઓ છે ત્યાં પણ આવું થયું નથી, તો પછી આમાં તો ૩૫ સાક્ષીઓ છે. પછી આવી જરૂર શું છે ?

મી. પાવરી—આ કેસ પોલીટીકલ નથી એ ખરૂં, પણ જે પધ્ધતી લેવાઇ છે તેથી તો ચોકખું લાગે છે કે આમાં પોલીટીકલ યા તેવું ખાસ સ્વરૂપજ થાય છે. અમારે આપને એટલુંજ કહેવાનું કે આપ સાહેબ જો આ કામમાં ખાસ ન્યાયાધીશ કલમ ૯ પ્રમાણે નીમાયા હો તો તે કાયદેસર છે.

સેશન્સ જજ તરીકે મેજીસ્ટ્રેટને ત્યાં કમીટલ પ્રોસીડીંગ થયા વીના કામ કરો તો તે કાયદેસર નથી. અને તે સામે અમારે વાંધો છે. માટે અમારી અરજીનો નીકાલ આપો એ અરજ છે.

## વાંધા અરજી નામંજુર.

મે. પાટકરે આરોપીઓના વકીલોની અરજનો નીચે મુજબ ઠરાવ આપ્યો હતો:—

આ અરજ સંબંધી આરોપીના વકીલોની તથા સરકારી વકીલની તકરાર સાંભળી. પણ સામાન્ય કલમોના નિબંધની કલમ ૨૨ પ્રમાણે "હજુર" એ શબ્દમાં શ્રી. સરકારનો પણ સામાવેશ થાય છે. એ હુકમના આધારે આ કામ અમારી પાસે ચલાવવા આવ્યું છે. હુકમ ના૦ મંત્રી મંડળનો છે અને ઉપરની કલમ ૨૨ પ્રમાણે "હજુર" એ શબ્દમાં ના૦ મંત્રી મંડળનો સમાવેશ થતો હોવાથી, ફો૦ કા૦ ચ૦ રી૦ ની૦ ૯ પ્રમાણે હુકમ કરવા ના૦ મંત્રી મંડળને સત્તા પહોંચે છે અને હાલનો હુકમ તેજ કલમ પ્રમાણે કરેલો હોઇ વિશેષ ન્યાયાધીશી તરીકે અમારી નિમણુંક થઇ છે. તેથી આરોપીના વિદ્વાન વકીલની હુકમત સંબંધે તકરાર માન્ય કરવા જેવી નથી.

**વા. ના. પાટકર.**

વ. શે. વિ. પ્રા. ફો. ન્યા.

## પોલીસ તપાસના કાગળો.

અત્રે મી. પાવરીએ ના. કોર્ટને માંગણી કરી કે આ કામમાં પોલીસ પેપર બધા આવ્યા નથી. મી. સાવંતે પ્રાથમીક તપાસ કરી હતી તે પેપરો છે?

મે. પાટકર—મી. સાવંત બાબતની મને ખબર નથી. છતાં હું પોલીસ ખાતાને આ બાબતના કાગળો હશે તે બધા મોકલી આપવા લખીશ.

## તહોમતનામાં.

તે પછી મે. પાટકરે ત્રણે આરોપીઓ સામે નીચે પ્રમાણે તહોમતનામાં ઘડી કાઢયાં હતાં.

## આરોપી નં. ૧ સામે.

ફો. નિ. ક. ૩૪૨ (ક), ૩૬૦, (ક). ૩૧૫ (૧), ૨૯૦ (ખ) અને ૩૩૪.

હું વામન નારાયણ પાટકર વિ પ્રાં. ફો. ન્યાયાધીશીના વડોદરા શહેરના ન્યાયાધીશ તમો આરોપી નં૦ ૧ ઇંદુરાવ સાવળારામ શંખપાળના ઉપર નીચે લખ્યા મુજબ તોહોમત રાખું છું:–

તમો સન ૧૯૩૦ ના જાનેવારી મહીનાની ૩૭ તારીખે રાત્રે અગર તે અરસામાં મોજે આસોજ (તા. વડોદરા) ગામે કાઠીયાવાડી મેરૂ નથુ વીગેરે મર્દ તથા બઇરીઓની આસરે સો માણસોની ટોળી આસોજના તળાવમાં પડી રહેલી, ત્યાંથી તેમને બંદુકોના અવાજ કરી જગાડયાં અને તમે તથા નં. ૨–૩ ના આરોપીઓ તથા એક બાબુલાલ ભાટીઓ મળી ચોરામાં લાવ્યા અને વડોદરા તાલુકા પોલીસ ગુન્હા નં. ૭૨–૮૬ ના કામે ગુન્હાવાળી જગ્યાએથી મળેલો ફેંટો તેમના પૈકી કોઇનો છે એવી કબુલાત જબરાઇથી કરાવવા સારૂ તેમને ચોરામાં ગેરવ્યાજબી કેદ કરી તથા જીવ લેવાની ધમકી આપી, તેમજ તેમને તમો તથા આરોપીઓ નં. ૨–૩ અને બાબુલાલે મળી મારહાણ કરી સાધારણ

વ્યથા કરી, તેમાં તે મારથી શકી નામની છોકરી મરી જવાથી તેણીનું શીક્ષણીય મનુષ્ય વધ કર્યું છે. તથા ઝબુ નામની સ્ત્રી સાથે તેની મરજી વિરૂધ્ધ તમે બળાત્કાર સંભોગ કર્યો છે. અને એવું કરવાથી જે ગુન્હાને ફોજદારી નીબંધની કલમ ૩૪૨ ( ક ), ૩૬૦ (ક), ૩૧૫ (૧), ૨૯૦ (ખ) અને ૩૩૪, મુજબ શીક્ષા થઇ શકે તથા જેનો ઇન્સાફ કરવાનો અધીકાર આ ન્યાયાધીશીને છે તેવો ગુન્હો તમે કર્યો છે. આ ઉપરથી એ ફરમાવું છું કે સદરહુ તહોમત બાબત આ ન્યાયાધીશીએ ઇન્સાફ કરવો.

**વામન. ના. પાટકર.**

વીશેષ પ્રાં. ફો. ન્યા. વડોદરા શહેર.

## આરોપી નં૦ ૨ સામે.

ફો. ની. કલમો ૩૪૨ ( ક ), ૩૬૦ (ક), ૩૧૫ ( ૧ ) ૨૯૦ (ખ) અગર ૫૦૭ તથા ૩૨૯.

આરોપી નં. ૨ મોતી વાઘાને તહોમતનામું ફરમાવતા આરોપી નં૦ ૧ ના તહોમતનામાની સામાન્ય હકીકત-જબરાઇથી કબુલત-ગેરવ્યાજબી કેદ-જીવ લેવાની ધમકી-મારહાણ--સાધારણ વ્યથા-શીક્ષણીય મનુષ્ય વધ વગેરે જણાવી વીશેષ જણાવ્યું કે કાશી નામની સ્ત્રીને લાજ લેવાના ઇરાદાથી તેણીને તમે આંચકો માર્યો ત્યારે તેણીની બગલમાંથી આસરે બે માસની છોકરી પડી ગઇ ને મરી ગઇ છે. અને એવું કરવાથી જે ગુન્હાને ફો. ની. ક. ૩૪૨ (ક), ૩૬૦ (ક)

૩૧૫ (૧), ૨૯૦ (ખ) અગર ૫૦૭ તથા ૩૨૯ મુજબ શીક્ષા થઇ શકે તથા તેનો ઇન્સાફ કરવાનો અધીકાર આ ન્યાયાધીશીને છે તેવો ગુન્હો તમે કર્યો છે.

## આરોપી નં૦ ૩ સામે.

૩૪૨ (ક), ૩૬૦ (ક), ૩૧૫ (૧) ૨૯૦ (ખ) અગર ૫૦૭.

આરોપી નં. ૩ જેઠાભાઇ લખમીદાસ સામે આરોપી નં ૧ અને ૨ ની પેઠે જબરાઇથી કબુલત–ગેરવ્યાજબી કેદ–જીવ લેવાની ધમકી–મારહાણ–સાધારણ વ્યથા અને મનુષ્ય વધ એ ગુન્હા કર્યાનું જણાવી વિસેષમાં જણાવ્યું કે સદર હુકમો કરવામાં નં ૧–૨ સાથે સંમત મત કરી મદદગારી કરી અને હાજર પણ રહ્યા હતા. અને એવું કરવાથી જે ગુન્હાને ફો. ની. ક. ૩૪૨ (ક), ૩૬૦ (ક), ૩૧૫ (૧) ને ૨૯૦ (ખ) અગર ૫૦૭ મુજબ શીક્ષા થઇ શકે તથા જેનો ઇન્સાફ કરવાનો અધીકાર આ ન્યાયાધીશીને છે તેવો ગુન્હો તમે કર્યો છે. તેથી સદરહુ તહોમત બાબત આ ન્યાયાધીશીએ તમારો ઇન્સાફ કરવો.

## ગુન્હાનો ઈન્કાર.

આ પ્રમાણે તહોમતનામા મે. પાટકર સાહેબે ત્રણે તહોમતદારોને એક પછી એક વાંચી સંભળાવતાં તથા સમજાવતાં, તે મુજબના કોઇપણ ગુન્હા માટે પોતે તકસીરવાન નથી એમ જણાવી દરેકે પોતાનો ઇન્સાફ થવા માગણી કરી હતી.

## એસેસરો.

તે પછી હાજર રહેલા એસેસરો રા. ચીમનલાલ વીઠ્ઠલદાસ ભાવસાર, રા૦ નગીનદાસ રામનારાયણ કંટ્રાકટર અને મીઠાના વેપારી રા. લુહાણા ફુલચંદ ઇશ્વર એ ત્રણ ગૃહસ્થોએ એસેસર તરીકે તટસ્થતાના સોગન લીધા હતા.

પછી કામ સોમવાર ઉપર મુલતવી રહ્યું હતું. આરોપીઓ કોર્ટમાંથી જતાં લોકોના ટોળાએ તેમને જોવા તેમની પાછળ પડાપડી અને ખુબ અવાજો કર્યાં હતા.

## વરીષ્ઠ કોર્ટમાં વિવાદ.

આસોજ કેસ સીટી મેજીસ્ટ્રેટની કોર્ટમાં કમીટ થયા વીના સેશન કોર્ટમાં ચલાવવા સામે બચાવ પક્ષના વકીલોનો પ્રાથમિક વાંધો સેસન જજે નામંજુર કરવાથી તે બાબત વરીષ્ઠ કોર્ટને અરજ કરવામાં આવી હતી, તેની સુનાવણી મંગળવાર તા૦ ૧૧–૨–૩૦ ના રોજ ના. સર ન્યાયાધીશ મે. દાંડેકર અને ના. જજ મે. ડાહ્યાભાઇ નાયકની બેંચ સમક્ષ નીકળી હતી.

## બચાવ પક્ષના વકીલ.

રા. સુધાલકરે બચાવ પક્ષને નીચલી કોર્ટમાં ઉલટપાલટ તપાસની તક મળ્યા વિના બારોબાર સેશન્સ ચલાવવો એ અન્યાય છે એવી દલીલ કરી જણાવ્યું હતું કે બ્રીટીશ અદાલતના દાખલા

ટાંકી કાયદાની પધ્ધાતમાં દખલ કરવાથી બચાવ પક્ષને અન્યાય થવા સંભવ છે. કારોબારી ખાતું આમ ન્યાયખાતામાં દખલ કરે તો ભવિષ્યમાં કોઇ રાજદ્વારી કેસમાં પણ મંત્રી મંડળ આવો હુકમ કરે તો રૈયતને ઇન્સાફ કેમ મળે ?

"હજુર" શબ્દમાં 'સરકાર ગવર્નમેન્ટ " નો સમાવેશ થાય છે અને તેવા હુકમો કે જાહેરનામા માટે છે. એટલે મંત્રી મંડળે જે હુકમ કર્યો છે તે ન્યાયની પધ્ધતિની વિરૂધ્ધ છે.

સરકારી વકીલ મી. ગીરધરલાલે જવાબમાં જણાવ્યું કે સવાલ માત્ર સેશન કોર્ટના અધિકારનો છે. આ હુકમ કરવાનો હેતુ કામનો ઝડપથી નીકાલ થાય તે છે. ના. હજુરશ્રીને ન્યાયની પધ્ધતિમાં ફેરફાર કરવાનો હક્ક છે અને અગાઉ બે ચાર વખત તેમ થયું છે.

મી. પાવરી—બે ખોટાં કામ મળીને એક સાચું થઇ શકતું નથી.

મી. ગીરધરલાલ—હજુર હુકમના હેતુની તપાસ કરવાનો વરીષ્ઠ કોર્ટને અધિકાર નથી.

મી. સુધાલકર—ઉતાવળ હોય તો લાહોર કેસ માફક ખાસ મેજીસ્ટ્રેટ નીમાય તે પાંચ છ દિવસમાં કામ પુરૂં કરી શકશે, પરંતુ સેશન્સમાં શા માટે મોકલવામાં આવે?

મી. ગીરધરલાલ—મેજીસ્ટ્રેટનો કમીટલ ઓર્ડર બંધ રાખ્યો છે.

મી. સુધાલકર—હજુર હુકમ પ્રમાણે પણ સેસન જજ આરોપ ઘડી ન શકે. આથી ન્યાયનો હંમેશનો માર્ગ છોડી દેવામાં આવ્યો છે.

## તકરાર રદ.

બાદ ના. જજો ચેમ્બરમાં ગયા હતા અને કલાકો બાદ સર ન્યાયાધીશે તકરારનો ચુકાદો આપ્યો હતો કે હજુર હુકમ તપાસવાનો વરીષ્ઠ અદાલતને હક નથી. એથી તકરાર નામંજુર કરવામાં આવે છે. પરંતુ તેમણે ઇન્સાફની ખાતર કાયદામાં સુધારો થવાની જરૂર બતાવી હતી.

## કેસની સુનાવણી.

કેસ સીટી મેજીસ્ટ્રેટે સેશન્સ કમીટ કર્યા વિના બારોબાર સેશન્સ કોર્ટમાં ચલાવવાના મંત્રી મંડળના હુકમ સામે બચાવ પક્ષની તકરાર વરીષ્ઠ અદાલતે પણ નામંજુર કરવાથી કેસની સુનાવણી બુધવાર તા. ૧૨-૨-૩૦ ના રોજ સાડા અગ્યાર વાગે સેશન્સ જજ ના. પાટકર સમક્ષ શરૂ થઇ હતી. મુકર્દમો અત્યંત ચકચાર ભર્યો હોવાથી પ્રજાનો મોટો વર્ગ તે સાંભળવા હાજર થયો હતો. વકીલોની પણ મોટી સંખ્યા હાજર હતી. ફરિઆદ પક્ષ તરફથી સરકારી વકીલ મી. નાનુભાઇ મજમુદાર તથા ફરીઆદીઓ તરફથી મી. ચંદુલાલ ડોકટર વકીલ અને બચાવ પક્ષ તરફથી મી. પાવરી અને ઝાટકીઆ હાજર થયા હતા.

## સરકારી વકીલની અરજી

કામ શરૂ થતાં સરકારી વકીલ રા. નાનુભાઇએ અરજ કરી જણાવ્યું કે

(૧) સર ફોજદાર મી૦ દેવ બીમાર હોવાથી રજા ઉપર છે અને ચાર્જ મી૦ શંકરલાલ પાસે છે. તેમની જુબાની પ્રાથમીક તપાસને માટે લેવી. (૨) આરોપી નં૦ ૨ શંખપાળ પાસે બે નાળી બંદુક અને કારતુસનો હારડો હતો, તે તથા બીજી વસ્તુઓ મુદ્દામાલ તરીકે હાજર કરવી. (૩) ખાનગી પ્રેકટીશનર ડા૦ વેણીલાલ મોદીએ ઇજા થયેલાઓની નોંધ લીધી છે તેમની જુબાની લેવી તથા (૪) આરોપી નં૦ ૧ ઉપર ૩૧૫ (૨) અને ૩૨૯ મી કલમ લાગુ કરવી અને ફો. ની. ક. ૧૭–૧૮ પણ બધા આરોપીઓને લાગુ કરવી.

## ખાનગી ડાકટર સામે વાંધો.

રા. પાવરી-આમાંથી ખાનગી ડાકટર માટેની અરજી નામંજુર થવી જોઇએ. સરકારી ડાકટર મી. દીવાનજીએ બધી વીગતો લઇને કાગળીયાં કર્યાં છે, પછી ખાનગી ડાકટરની જુબાની હોઇ શકે નહિ.

## ગુનાહનો ઇનકાર.

પછી ના૦ જડજે આરોપોમાં સુધારો કર્યા બાદ આરોપીઓને ગુનાહની વીગતો સંભળાવતાં તેઓએ ગુનાહનો ઇનકાર કર્યો હતો. બાદ તપાસની શરૂઆત થઇ હતી.

## ફરિયાદીની હકીકતનો હેવાલ.

રા૦ નાનુભાઇએ પ્રોસીક્યુશન તરફથી ફરિયાદીની હકીકતનો હેવાલ રજુ કરતાં જણાવ્યું કે સોખડામાં જાનેવારીની શરૂઆતમાં રૂ. ૧ હજારેકની ચોરી થઇ. ત્યાં પોલીસથાણું હોઇ, વડોદરા તા. ફોજદાર (નં. ૧ નો આરોપી) અને સર ફોજદાર મી. દેવ ત્યાં ગયા હતા. ત્યાં તપાસમાં કોઇ જાણુભેદુએ ચોરી કરી હોય તેમ વહેમ ગયેલો. ચોરી કરનાર વીશે પોલીસને દીશા દેખાતી નહોતી. તેની તપાસ માટે ફોજદાર ગયેલા હશે અને સીપાઇને પાછળથી કપડાં-કારતુસ વગેરે લઇ આવ-વા કહેલું. તે પ્રમાણે સીપાઇ ત્યાં જતો હતો. તેની સાથે હાલ નાસી ગયેલો ફોજદારના એ. ડી. સી. જેવો આરોપી બાબુ તા૦ ૩ જીએ સાંજે ૬॥ વાગ્યાને સુમારે સોખડા આવેલો, ત્યારે પીલોલ સ્ટેશનેથી ઉતરી આગળ જતાં આસોજના તળાવ ઉપર કોળીઓની ટોળીને જોઇ. પુછપરછ કરતાં ૧૦૦ માણસો હતાં. બાબુ વગેરે સોખડે ગયા અને ફોજદારને વાત કરી એટલે ત્યાં જવાનું નક્કી થયું. આ વખતે આગલા ગુનાહની તપાસમાં માલમ પડેલું કે હરામખોરો આવેલા તેણે ફેંટો પહેરેલો તે પડી રહેલો તે લઇને ફેંટો કોનો છે, તે તપાસ કરવા પેલી ટોળી હતી ત્યાં તે સર્વે જઇ પહોંચ્યા. વાવ છે ત્યાં ડમણીયું છોડયું. ખેતરમાં માંડવો કરીને રહેલા ઇસમને લઇ તળાવ ઉપર ગયા અને ગામમાંથી વરતણીયાને બોલાવ્યો. સો માણસને કેમ જગાડાય ? તેથી ફોજદારે બંદુક ફોડી અવાજ કર્યો અને લોકોને પુષ્પાંજલી-પ્રહાર કર્યો. મારતા મારતા ચોરામાં લઇ ગયા. ચોરામાં ખુરશી નાખી ફોજદાર બેઠા અને ફેંટો વચ્ચે નાખીને કહયું કે કહો કોનો છે ? બધાએ કહ્યું. 'અમારો નથી.'







ઉપલા બન્ને મજુરો મારના ઘા બતાવે છે.

આસોજ ગામનો ચોરો.

## છોકરી પર અત્યાચાર.

પછી એક નાની નિર્દોષ છોકરી હતી તેને પુછ્યું "કહે કોનો છે ?" તેણે ના પાડી ત્યારે કહે "તારા બાપનો નથી ?" તેની પણ ના પાડી ત્યારે પકડી ઝીકી ઝીકીને પછાડી, અને મારી અને છાતી ઉપર અતિશય બોજો પડવાથી એ બધો ભાગ સુઝી ગયો. તે ખાતી પીતી બંધ થઇ ગઇ. પેઢુમાંથી લોહી પડતું હતું. અને છેવટ મરી ગઇ. તે બધું પંચકયાસ થયો છે તેમાં જણાવ્યું છે. પુરૂષોને પુછ્યું ત્યારે તેઓ બધાએ પણ ના પાડી—એટલે ધમકાવ્યા. તોયે ના પાડી એટલે બહાર કાઢયા. બૈરાંને પુછ્યું તેમણે પણ ના પાડી. એટલે મરદોને પાછા બોલાવ્યા.

## સ્ત્રી પુરૂષોને નાગાં કરી ઇન્દ્રિઓ પકડાવી.

પછી બંદુકનો ભડાકો કરી પુરૂષોને કહ્યું. "નાગાં થાઓ." પછી બઇરાંઓ હતાં તેમને કહ્યું કે નાગાં થઇ જાઓ." ના પાડી—આના કાની કરી એટલે પાછો ભડાકો કર્યો કે "આમ ઉડાવીશ." એટલે ભયથી બધાં નાગાં થયાં, પછી બહેન—ભાઇ-મા—દીકરાની વગેરેની તપાસ કરી, બહેન તથા માતાઓ પાસે તેમના સગાઓની ઇન્દ્રિ પકડાવી અને બાકી રહ્યા તેમને પાસે ઉભેલાની ઇન્દ્રિ અને બીજા હાથે કાન પકડાવી ઉઠબેસો કરાવી. આ બંદુકના ભડાકા અને બુમ બરાડા—રડાપીટ સાંભળી લોકો દોડી આવ્યાં. પણ દરવાજા બંધ જોઇ પાછા ચાલી ગયા. આમ આખી રાત પસાર થઇ. તેમાં શું શું જુલમ ગુજાર્યા તે સમજી શકાય. સ્ત્રીઓને નાગી કરી

ત્યારે લાજ ઢાંકવા તેમણે આડા હાથ ધરેલા તેના ઉપર આરો-પીઓએ દંડા લાકડી મારી અને પુછ્યું કે જવાન છોકરી કેટલી? ઝણુ અને પારવતીનાં નામ આપ્યાં. પછી બીજાને કાઢી મુકયાં અને નં. ૧ ના આરોપીએ ઓરડામાં ખોલાવી બળાત્કાર કર્યો. રૂમમાં અંધારૂં હતું અને રાડ પાડવા માંડી ત્યારે મોઢામાં ડુચો દીધો. પછી લેફ્ટેનંટ ભાટીઓ બીજી સ્ત્રીને ખેંચીને લઇ ગયો અને બળાત્કાર કર્યો. પછી સીપાઇ મોતીને થયું કે, મારા ફોજદાર મોજ માણે, તેના દોસ્ત મોજ ઉડાવે અને હું નહીં?" તેથી તેણે પણ એક બાયડીને પકડી ખેંચી. તે સમજી ગઇ તેથી ખેંચતાણ કરી. તેમાં તેના ખોળામાં છોકરી હતી તે પડી ગઇ. જમીન ઉપર પછડાઇ અને તેથી ધાવતી બંધ થઇ. પછી મરી ગઇ. આ પ્રમાણે રાતની ચર્ચા થઇ.

## દિવાનને તાર.

પછી ફોજદાર બીજે દીવસ સવારે ૧૧ વાગે મુકામ ઉપાડી સોખડે ગયા. મુખીને કહ્યું કે " તે લોકોને ત્યાં મોકલી આપજો." જતી વખતે જડતી લીધી પણ કંઇ ન નીકળ્યું. મુખીએ પછી આ લોકોને કહ્યું કે સોખડે જાઓ. તે લોકોએ કહ્યું "અમારા ઉપર બહું જુલમ કર્યો છે, માર પડયો છે, લાજ લુંટી છે, તેથી જઇશું નહી." ભુખ્યા હતા તેથી મુખીને દયા આવી ને ખાવાનું આપ્યું. તા૦ ૪થી ની રાતે તેઓ સ્ટેશને ગયા ને કહે રાજાને તાર કરવાનો છે. તે કહે રાજા નથી. દીવાનને

તાર કરો. આ લોકો ઉંડા સુધી ભણેલા જણાય છે એટલે હકીકત કહી તેમ તાર કર્યો. દીવાન ન આવ્યા એટલે બીજે દીવસ સવારે વડોદરે આવી દીવાન સાહેબને બંગલે ગયા. તેઓ સાહેબે પો૦ કમીશનરને ચીઠી લખી દીધી તેથી કોળી લોકો ત્યાં ગયા અને તે સાહેબે "તપાસ કરશું, જાઓ!" એમ કહ્યું. પછી પ્રથમ મી૦ સાવંતે અને પછી તા૦ ૧૧ મીએ ડી૦ જજ શ્રી. ભદ્રસિંહરાવે તપાસ કરી અને જરૂરી પુરાવો લીધો. પછી કેસ કમીટ થયો અને તે પછી આપને ત્યાં આવ્યો છે. તપાસ કરનારમાં મી૦ દેવ છે અને તે સીવાય પ્રજા મંડળના મી૦ સુતરીયા છે. આ કામમાં ગુન્હો એ થયો છે કે આરોપીઓએ ગેરકાયદેસર કેદ કરી-મારહાણ કરી (૩૪૨-૩૧૫) ગુન્હો કબુલ કરાવવા માટે વ્યથા કરી તેમને મારી નાંખવાની ધમકી આપી, ગુન્હો કબુલ કરવા કહ્યું. તે સિવાય બે માણસોએ બળાત્કાર કરેલો છે. મોટી છોકરી ઇજાથી મરી ગઇ તેથી શીક્ષાણીય મનુષ્ય વધનો આરોપ મુકવામાં આવ્યો છે. સ્ટેશન માસ્તરે મી૦ દેવ આગળ સ્ટેટમેન્ટ કર્યાં છે કે આ લોકો આવ્યા, કહ્યું અને તાર કરી દીધો. એટલે સ્ટેશન માસ્તર અને ડે. સ્ટે. માસ્તરને સાક્ષી તરીકે લાવ્યા છે. વધારાના સાક્ષીમાં ડા૦ મોદી પણ છે તેમણે આ લોકોને તપાસ્યા છે અને દવા કરી છે.

## ફરીયાદીની જુબાની.

ફરીયાદ પક્ષ તરફથી વકીલ રા. નાનુભાઇએ સાક્ષીઓ લેવાનું

શરૂ કરતાં પ્રથમ ફરીયાદી તરીકે રા. શંકરરાવ રાઘવેંદ્ર હોસંગડીને તપાસવામાં આવ્યા હતા. તેમણે સર તપાસમાં જણાવ્યું કે મી૦ દેવ રજા ઉપર હોવાથી તેનો હવાલો મારી પાસે છે. આરોપી નં૦ ૧ ફોઝદારના હોદ્દા ઉપર તા. ૫–૬ જાનેવારી સુધી હતો. તેમના ઉપર કામ ચલાવવાની પરવાનગી મે૦ પો. કમીશનર સાહેબે આપી છે. જે તાર મને બતાવ્યો છે તે ઉપર મે. ધાટગે સાહેબની સહી છે. મી૦ દેવ પાસેથી ખાલી કારતુસનું ખોખું મળેલું છે, તે રજુ કરૂં છું. મને આ કામમાં જાત માહીતી નથી.

## ઉલટ તપાસ.

મી. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે, મી. દેવે તા. ૩ જી થી ૧૨ દીવસની રજા લીધી છે. પ્રાંત ફોજ૦ ન્યાયા. વર્ગ ૧ તરફ તપાસ માટે કામ મોકલેલું તે મે૦ પોલીસ કમીશનરે પોતે મોકલેલું. એ તપાસ વખતે પ્રાં૦ ફો. ન્યાયાધીશામાં કોઇ આરોપીઓ હાજર હતા કે નહીં તે હું કહી શકતો નથી. કાગળ જોઇને કહું છું કે આ કામની તપાસ પો. ના. સુબા મે૦ સાવંતે તા. ૬–૭ મીએ કરેલી છે. તે તપાસ પો. કમીશનર સા૦ ના હુકમથી કરેલી કે કેમ તે મને માહીતી નથી. આ કામે મને કંઇ પણ જાત માહીતી નથી.

રા. ઝાટકાયાની ઉલટ તપાસમાં જણાવ્યું કે મે. દેવ હોસ્પીટલમાં નથી, ઘેર છે. મે૦ સાવંત સા૦ વડોદરામાં છે. મે. દેવ સાહેબે તા. ૧૮ મીથી આ કામની તપાસ શરૂ કરી

અને ૩૧મીએ કેસ કમીટ કર્યો. સ્ટેશન માસ્તરનાં સ્ટેટમેંટ કઇ તારીખે લીધા તે હું કહી શકું નહીં.

## મેરૂ નથુની જુબાની.

બાદ વ્યથા પામેલા કોળીઓ પૈકીના મેરૂ નથુએ રા. નાનુભાઇની સર તપાસમાં જણાવ્યું કે અમે આપના રાજ્યમાં રળી ખાવા આવ્યા છીએ, સાહેબ! હું ધ્રાંગધ્રા તાબાનો સતાપુરનો રહીશ છું. અમે એકદંર ૧૦૧ માણસોનું ટોળું આ તરફ આવેલ હતા, તેમાંથી બે મરી જવાથી ૯૯ રહયાં. અમારા દેશમાં તીડને લીધે કાળ પડવાથી આ તરફ મજુરી કરવા માટે અમે આવ્યા છીએ, અમે ગામનો દાખલો લઇને નીકળ્યા હતા. અમે વીસેક ઘરના માણસો છીએ, અમદાવાદથી અમે બધા ચાલીને આવતા હતા, તે સાવલી થઇને તુંડાવ અને ત્યાંથી આસોજ આવી તળાવ ઉપર રાયણના ઝાડ નીચે મુકામ કર્યો હતો.

## મધરાતે આરોપીઓનો હુમલો.

અમે અસોજ આવ્યા પછી. થોડી વારમાં તે ઠેકાણે આરોપી નં. ૨ મોતી વાઘા અને બીજો એક પાતળો માણસ જેણે ચશ્મા પહેર્યાં હતા. અને જેને 'ચશ્માવાળો' અગર 'વીમાવાળો' કહેતા હતા, તે આવ્યા અને અમને કહ્યું કે "તમે કયાંથી આવ્યા છો? તમે ચોર લોક જેવા લાગો છો. માટે પટેલને જઇને મળી આવો." તેથી અમારા પૈકી બે ત્રણ જણ પટેલને મળવા

ગયા અને આરોપી નં. ૨ તથા તેની સાથેનો માણસ પણ ચાલ્યા ગયા. હમારા પૈકીના જે પટેલને મળવા ગયા હતા તેમને પટેલ ઘર નહોતા તેથી તેના દીકરાએ કહ્યું કે સવારે તમારાં નામ નોંધી લેશું. પછી ખાઇપીને અમે આઠેક વાગે સુઇ ગયા. અમે સુઇ રહેલા હોઇ રાતે ૧૧ એક વાગ્યા હશે તે વખતે બંદુકના ધડાકાથી અમે જાગી ઉઠયા અને જોયું તો હાલ અહીં છે તે આરોપીઓ નં. ૧-૨ તથા ચશ્માવાળા અમારી પાસે ઉભા હતા અને આરોપી નં૦ ૩ દમણીયામાં બેઠો હતો. અમને ઉઠાડી નાગાં કરી મારવા માંડયા. મને ખસનું દરદ હોવાથી હું નાંગો થઇને સુતો હતો. વળી બીજા પૈકી કેટલાકના અંગ ઉપર કપડાં હતાં, ને કેટલાંકના અંગ ઉપર નહોતાં

## ફોટો કબુલાવવા માટે જુલમ.

પછી રાયણના ઝાડ નીચે ભડકો કરી અમને ઉભા કર્યા અને એક ફાળીયું બતાવીને કહ્યું કે આ ફાળીઉં તમારૂં છે, એ લઇ લો; નહીં તો તમને મારી નાખીશ." એમ ફોજદાર સાહેબે તથા આરોપી નં૦ ૨ તથા ચશ્માવાળાએ કહ્યું. મેં કહ્યું કે "આ ફેંટો અમારા પૈકી કોઇનો નથી." એટલે આરોપી નં૦ ૧ ફોજદાર સાહેબે મારૂં માથું ધુણીમાં દાબી દીધું. મારી માથાની ટોપીને પણ ડાઘા પડ્યા છે.( ટોપી ઉતારી બતાવી હતી ) પછી અમને ચાલો ચાલો કહી ચોરામાં લઇ ગયા. આખે રસ્તે અમો લોકોને આરોપીઓ નં૦ ૧-૨ તથા ચશ્માવાળા મારતા હતા. આરોપી નં૦ ૩ દમણીયું

હમારા પછવાડે લઇને ચોરામાં આવતો હતો. ચોરે લાવ્યા પછી અમને બધાને જાજરૂ અને લીંમડો છે ત્યાં બેસાડયા.

## છોકરી પર અત્યાચાર.

અમારામાંથી સકી નામની છોકરી હતી તેને ચોરામાં લઇ ગયા અને આ ફાળીયું તારા બાપનું છે અગર તમારા પૈકી કોઇનું છે, એ લઇ લે એમ તેમણે કહ્યું ફોજદાર સાહેબ તથા ચશ્માવાળો ચોરાની અંદર હતા અને આરોપી નં. ૨ ધારીયું લઇને બારણામાં ઉભો હતો ફોજદાર સાહેબ પાસે બે નળીની બંદુક હતી. અને કારતુસોનો હારડો ગળામાં હતો આરોપી નં. ૩ બારણા પાસે ઉભો હતો. બારણું બંધ કરેલું હતું. તેથી અંદર શું થાય છે તે અમે જોઇ શકતા નહોતા પણ સાંભળી શકતા હતા, પછી અંદરથી છોકરી રાડો પાડવા લાગી એટલે તેણીનો બાપ રામસીંગ અંદર જવાનું કરવા લાગ્યો, પણ આરોપી નં. ૨નાએ ધારીયાની લાકડીનો કુંદો મારી અંદર જવા દીધો નહીં અને થોડીવારે બારણું ઉઘાડી છોકરીને ફોજદારે બહાર કાઢી. બહાર આવ્યા પછી છોકરીને પુછતાં તેણીએ કહ્યું કે "પાછળથી હાથ ઘાલીને છાતી પકડીને મને ખુબ દાબીને પછાડી હતી." એવું તેણીએ કહેલ તે મેં સાંભળ્યું હતું. અને પછી બઇરા કહેતાં હતાં તે ઉપરથી ફરી સાંભળ્યું હતું. છોકરીને બહાર કાઢયા પછી અમને બધા મરદોને અંદર બોલાવ્યા. અમે મરદો બાવીસેક હતા.

## બપોર પછીની તપાસ.

બપોર પછી સર તપાસ ચાલુ થતાં સાક્ષીએ જણાવ્યું કે ૨૨ આદમી હતા તેમને ચોરાનો મોટો ભાગ છે તેમાં પુર્યા. અમારી પાસે હોલમાં મુદ્દામાલનો ફેંટો ફોજદાર સાહેબે નાખ્યો. ફોજદાર—મોતીયો—પટેલ અને ચશ્માવાળો ચારે જણા હતા. હોલનુ ઉગમણું બારણું બંધ હતું અને આથમણું જરાક ખુલ્લું હતું. અને બારણા આગળ ત્રણેક વરતણીયા બેસાડયા હતા. આ વખતે અમારાં બઇરાંઓને બહાર બાજરૂખાના તરફ બેસાડયાં હતાં. બાજરૂખાનું ઉતરમાં લાગે છે. (અત્રે સરકારી વકીલે ચોરાનો નકશો કામમાં દાખલ કર્યો હતો.)

## બંદુકના અવાજ.

પછી અમને ફોજદાર, ભાટીયો અને મોતી ત્રણે જણા બંદુકના કુંદાથી, અને ડંડાથી અને હાથથી મારવા લાગ્યા, પાટીદાર ઉભો હતો તે કહે "માની જાવો કે આ ફેંટો તમારો છે. નહીં તો તમારો બાપો મારી નાંખશે." ૧લો આરોપી બંદુકનો કુદો મારતો હતો. બીજો આરોપી ડોંસા મારી ધારીયાના કુંદાથી મારતો હતો. પટેલ કહેતો હતો કે ૫૦ રૂપીઆ આપું સાફો તમારો છે, લઇ લ્યો. તેમાં શું થવાનું છે.' પણ અમે ન માન્યું. પછી ફેર કર્યો અને કહે "મારી નાંખશું." ફેર પતરા ઉપર કર્યો, ફેરથી પતરાનો કાટ ખડેડાટ પડે તેથી અમે માથું આમ નીચું કરી ગયા ગોળી સોંસરી વઇ ગઇ. બંદુકનો બાર કર્યો તો પણ કોઇએ માન્યું નહી.

( અત્રે કોર્ટમાં લોકોનો ઘોંઘાટ થતાં મી. પાવરીએ કહ્યું કે રૂમમાં માય તેથી વધુ માણસો છે તેને રજા આપવી જોઇએ. જોઇએ તો પોલીસની મદદ લો.

રા. નાનુભાઇ–કોર્ટ છે. કોઇને કાઢી ન મુકાય. )

## નાગા કર્યા.

પછી સાક્ષીએ કહ્યું. કે ફોજદારે અને મોતીયાએ કહ્યું કે ' આ લોકો માનતા નથી તેથી હવે નગ્ન કરો." અમે નાગા નહોતા થતા તેથી ફરી ફેર કર્યો એટલે નાગા થઇ ગયા. પછી એક બીજાનાં કાન પકડાવી–નાગા હતા તેજ સ્થીતીમાં ઉઠ બેસ કરાવી પછી માન્યા નહીં એટલે કહે "હવે કપડાં પહેરી લો." પછી બહાર કાઢી મુકયા.

## નાગા કરી ઇંદ્રિઓ પકડાવી.

પછી બઇરાને બોલાવ્યાં. છોકરાં કોઇએ સાથે લીધેલાં અને કોઇનાં સુઇ રહેલાં. બઇરાંને અંદર લીધાં અને અમને તરત અંદર બોલાવ્યા. પાછા આદમીને મારવા લાગ્યા પછી પાછો ફાયર કીધો અને અમને અને બઇરાંને નાગા કર્યા એકે વસ્ત્ર ન મળે, તેવી સ્થિતીમાં સાહેબ ! માર મોઢે અમે તથા બઇરાંએ પોતાને હાથે કપડાં કાઢી નાખ્યાં. પછી પુછ્યું-કોણ કોનું સગું થાય છે. તે કહી દો. મોતી જેસંગે પોતાની દીકરી બતાવી તે ઝબુ. ફોજદારે ઝબુને કહ્યુ. કે તારા બાપની ઇંદ્રિ પકડ. વેરસી તળસી તેનો ભાઇ તેની પણ ઇંદ્રિ પકડાવી.

પછી તેના મામાને પકડયા. તેનું નામ અમથા રામસીંગ પછી મોંઘી પાસે તેની છોડીના છોકરાની ઇન્દ્રિ પકડાવી. નામ વીરૂ વીઠલ. જમની પાસે મેરૂ લવજીની ઇંદ્રિ પકડાવી. તે તેનો ભાઇ થાય. રામસીંગની સગી હતી પણ તે જુઠુ બોલ્યો તેણે કહ્યું. કે મારી કોઇ સગી નથી. ફોજદાર સાહેબ, મોતીયો, અને ચસ્માવાળો જે બઇરાં પોતાના ગુપ્તભાગ ઉપર હાથ ઢાંકે તેને મારે અને કહેઃ "હાથ પાછળ રાખો." પાલુને એવી રીતે હાથ ઉપર માર્યું અને ઇજા થઇ. મને ફોજદાર સાહેબે છાતીમાં બંદુકના બે કુંદા માર્યા મોતીએ છાતી પકડી ભીંત સાથે અફળાવ્યો.

મી૦ પાવરી—સાહેબ, એ કહે છે લખો, મે૦ જડજ—હું સાંભળું છું તે લખું છું. કોઇએ કંઇ કહેવાની જરૂર નથી.

પછી સાક્ષીએ કહ્યું. કે છાતી પકડી ભીત સાથે ફોજદારે અફળાવ્યો હતો. પછી બઇરાં અને પુરૂષ બધાંને બહાર કાઢયાં. પટેલ સામે ઉભો હતો તે કહે "રાંડો, છોકરા પછાડી દો. મરી જાય તો બીજા જણજો"

## સ્ત્રીઓ પર બળાત્કાર.

પછી ઝણુને મોતીયો અંદર ચોરામાં લઇ ગયો, કપડાં કઢાવી નાખ્યાં. પછી બારણું બંધ કરી દીધું તે વખતે મોતીયો ધારીયું લઇ દરવાજા પર ઉભો હતો. પટેલ બહાર ઉભા. માંચલીકાર ભાટીયો ચશ્માવાળો ફોજદારની સાથે હતો. પછી અરધીક કલાકે ઝણુને બહાર કાઢી. પછી પારવતીને મોતીયો

માંયલીકોર લઇ ગયો. મોટા હોલનું બારણું વાસી દીધેલું. તે વખત અંદર એક ચસ્માવાળો હતો. બીજા ત્રણે આ ફેરી બહાર આવ્યા.

બહાર આવીને પારવતીએ કહ્યું કે ભાટીયાએ આબરૂ પાડી છે. ઝબુએ કહેલું કે મારી આબરૂ ફોજદારે પાડી. બહાર આવી કહ્યું ત્યારે જાણ્યું. પછી મોતીયો કાશીને પકડી અંદર ખેંચી જતો હતો ખેંચતાણ થતાં છોડી પડી ગઇ. છોકરી લુગડામાં કાખમાં હતી.

## બે છોકરીઓ મરણ પામી.

પછી છોકરી ચાર દીવસ ધાવી નહીં અને પાંચમે દીવસે વડોદરે લાવ્યા પછી દીવાન સાહેબને બંગલે ગયા ત્યારે ચારેક દીવસે મરી ગઇ. પડી ગઇ તે પહેલાં તદન સાજી હતી. સકી દીવાન સાહેબને ત્યાં ઘર આગળ પાંચમે દહાડે મરી ગઇ. માર માર્યો તે પહેલાં તે તદન સાજી હતી.

## સકીના ગુપ્ત ભાગમાંથી નીકળેલું લોહી.

માર્યા પછી તેને માવતર નહોતા તેથી અમે જોયું તો ગુપ્ત ભાગમાંથી લોહી પડતું. માર્યા પછી રાતમાં અમે ચોરામાં પડી રહ્યા.

## બીજે દિવસે ફોઝદારની વિદાય.

મરઘડો બોલે ત્યારે ચોરામાં ધમાલ પુરી થઇ ત્યારે પટેલ દમણીયામાં બેસી ચાલી ગયા. બંધા નહી. પછી ફોજદાર સાહેબ ચોરાની અંદર પલંગ લાવી સુઇ રહ્યા. ચશ્માવાળો પણ માલીકાર હતો. સીપાઇ પણ માલીકાર હતો. સવારે મોતીયો અને ચશ્માવાળો વહેલા ઉઠેલા. ફોજદાર સાહેબ સુઇ રહેલા. અમે આમ તેમ સુઇ રહ્યા–પડી રહ્યા હતા પછી ફોજદાર સાહેબ, મોતી અને ચશ્માવાળો દમણીયામાં બેસીને ચાલી ગયા. દશ કે અગીયારેક વાગ્યા હશે ફોજદાર સાહેબ ગયા ત્યારે પટેલને કહેતા ગયા કે આ લોકોને સોખડે મોકલી આપજો તે પટેલનું નામ દરૂભાઇ. પટેલે સોખડા જવા અમને કહ્યું. અમે વડલાના ઝાડ સુધી ગયા પણ અમને જુલમ ગુજાર્યો અને ભુખ્યા રાખ્યા તેથી ગયા નહીં અને પાછાં ચોરામાં આવ્યા.

## દિવાનને તાર.

નવા મુખી બીચારા કહે આ લોકો ભુખ્યા છે તેને ખાઇ પીને જવું હોય ત્યાં જવા દો. મોડું થઇ ગયું તેથી ખાઇપીને ત્યાં પડી રહ્યાં. રાતે ૧૦ વાગે ઉજા સુરા અને હું તાર કરવા ગયા. માસ્તરને કહ્યું કે અમારે મહારાજા સાહેબને તાર કરવો છે. આસોજના સ્ટેશનને શું કહે છે તે મને ખબર નથી. તે પોણો માઇલ દુર હશે. માસ્તર કહે મહારાજા સાહેબ નથી. ત્યારે મેં કહ્યું દીવાન સાહેબને તાર કરો. માસ્તરે દીવાન સાહેબને તાર

લખી આપ્યો. સ્ટેશન માસ્તરો બે જણ હતા. એક જાડા અને એક પાતળા જેવા હતા. હકીકત બની હતી તે લખાવી એ બધી લખી લીધી. નાગા કર્યા એ બધી હકીકત કહી.

( આ મુદ્દો નોંધી લેવા મી. પાવરીએ ના. કોર્ટને વીનંતી કરતાં—સાક્ષીએ કહ્યું મને ગભરાવશો નહીં. રા. ઝાટકીયાએ ધ્યાન ખેંચ્યું કે સાક્ષી કેટલો હોંશીયાર છે. )

સાક્ષીએ આગળ ચાલતાં કહ્યું કે તારની પાવતી મને આપેલી તે મેં મી. સુતરીયાને આપી છે. એ માણસ મરી જશે તેમ તારમાં લખ્યું છે તે એ છોડીઓ માટે.

## તારનો જવાબ ન મળ્યો.

તારનો જવાબ ન આવ્યો. દીવાન સાહેબને ઓફર કરેલી કે આવો તો મોટરનું ભાડું આપશું (મી. નાનુભાઇ—દીવાન સાહેબને ભાડું ઓફર કરે છે એવો તો હોશીયાર છે ! ) પણ કોઇ આવ્યું નહીં તેથી અમે ગાડીએ બેસી ગયા અને વડોદરે આવ્યાં દીવાન સાહેબને બંગલે ગયા, દીવાન સાહેબે ચીઠ્ઠી આપી. સાયકલ સ્વાર સાથે મોકલ્યો. અમોને લાલબાગમાં સાહેબ ( પો૦ કમીશનર સા. ) રહે છે ત્યાં લઇ ગયા પછી સીપાઇ ચાલ્યો ગયો. સાહેબ કહે 'બેસ છોકરા, તપાસ કરાવું છું. ગભરાઇશ નહી." સારી વાર બેસી રહ્યા. ઘોડાવાળા સ્વાર જાય પછી જજો એમ સાહેબે કહ્યું. સ્વાર આવ્યા પછી કહે "જાઓ" એટલે અમે પાછા આસોજ ગયા.

## પોલીસ તપાસ.

મેં સાહેબને પોકાર કરી જે બધી હકીકત હતી તે બધી મોઢેથી કહી હતી. પછી અમે તેજ દહાડે આસોજ ગયા. તે દહાડે રાતે મોટા સાહેબ તપાસ માટે આવ્યા (ના. કોર્ટના જવાબમાં) તે બંગલાવાળા સાહેબ નહોતા બીજા હતા. તે ભગત જેવા હતા. પુજા કરવા જવાનું કહેતા હતા રાતે ૧૧-૧૨ વાગે પુછેલું કે "તાર કરનાર તમેજ છો?" મેં કહ્યું. 'હા.' અમે રાતેજ બધી હકીકત કહી. માર રાતે જોયો નહીં સવારે માર જોઇ લીધેલો. સકીને જોઇ હતી. પછી મોટરમાં બેસી આઠેક વાગે ગયા કહે, વડોદરે પુજા કરવા જવું છે. રાતે અમે કહ્યું તે હકીકત લખી લીધેલી. સવારે માર જોયો હતો પણ તે લખી લીધું નથી. પુજા કરીને વડોદરેથી મોડા મોડા તેજ દીવસ પાછા મોટરમાં આવ્યા હતા.

## ઢાંક પીછોડો કરવાનો પ્રયત્ન.

દરૂભાઇને ભલામણ કરી ગયા હશે તેથી દરૂભાઇને મેડે અમને ચાર જણને સમજાવવા માટે બોલાવ્યા. ફોજદાર સાહેબ ત્યાં પોઢી રહ્યા હતા. બોખા દાંતવાળા છે તે દરૂભાઇએ કહ્યું કે રૂ ૫૦૦ આપીએ ચાલ્યા જાવને. ગરીબ માણુસ છો ગામના બે જણ હતા તે કહે કે "છોકરાં મરી જશે. રૂપીયા લઇ લ્યો. દરૂભાઇને અમે કહ્યું કે અમારે રૂપીયા નથી જોઇતા." કહી અમે ચાલી ગયા.

## અમલદારની ધમકી.

સાહેબ હતા તે કહે "વડોદરે ફરીયાદી કરશો તો ત્યાં પણ હું છું." સાહેબ વડોદરે આવ્યા અને અમે પણ તેજ દહાડે વડોદરે આવ્યા. રાતે સાહેબે હકીકત લખેલી તે અમે અભણ છીએ તેથી અમને ખબર નથી. હકીકત વાંચી નહોતી. અંગુઠા લીધા હતા. નવ જણને બોલાવ્યા હતા, મારૂં કહેલું લખેલું તે વાંચી ન બતાવ્યું, અહીં આવ્યા પછી છોકરીઓ મરી ગઇ. તેને દવાખાને લઇ ગયા મરણ કોટડીમાં લાસ રાખી તે બીજે દહાડે સાંજે મળી. પછી બાળી દીધી. સુધરાઇનો દાખલો છે.

અત્રે મી૦ પાવરી અને રા. ઝાટકીયાએ સરકારી સીવાયના બીજા ખાનગી સાધનોની હકીકત, સુચના યા કાગળો નહીં આપ્યા કરવા સુચના કરી હતી.

રા. નાનુભાઇ--જે કાગળો હશે તે કેસમાં રજુ થશે. પછી સાક્ષીએ આગળ તપાસમાં જણાવ્યું કે પછી એક રાજ-કુમાર સાહેબ છે તેણે તપાસ કરી. અમારા જવાબ લીધેલા. થોડા ઘણાના લીધેલા. મારો બતાવ્યા હતા. નોંધ્યું ન નોંધ્યું તે કોને ખબર ?

બાદ વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

## સુનાવણીનો બીજો દિવસ.

બિજે દિવસે ગુરૂવાર તા ૧૩-૨-૩૦ના રોજ પહેલા

સાક્ષીની તપાસ આગળ ચાલતાં તેણે જણાવ્યું કે ઉજા સુરા અને મારા હાથના અંગુઠા તારના ફાર્મ ઉપર લીધા હતા. બીજે દિવસ અમે મુખીને ત્યાં નામ નોંધાવવા વીઠલ પરસુ અને બીજા બે ત્રણ ગયેલા. હું નહીં. આગેવાનોનાં નામ નોંધાવ્યાં છે. માસ્તરે આગેવાનનાં નામ પુછ્યાં એટલે અમે અમથા રામસીંગ અને મોતી જેસંગનાં નામ આપ્યાં. તાર મુકયો તે દીવસ સવારે સીધુ સામાન લેવા ચાર જણા વડોદરે આવેલા મોતી નથુ. રામસંગ જીવણ, મોતી જેસંગ અને, પુના ગીગા. અત્રે સક્ષીએ કાલે ઉભા રહેવાથી પોતાની તબીયત આજ બરાબર ઠીક નથી એવી ફરીયાદ કરી હતી

## સીધું લાવવાના બહાને વડોદરે ગયા.

સીધું સામાન લાવવાના બહાનાથી વડોદરે આવેલા, કારણ ફોજદાર સાહેબની બ્હીક લાગે અરજી લઇને આવેલા પણ કોર્ટ બંધ થઇ હતી એક મણ લોટ લીધો અને દશદશ શેરની ચાર પોટલી બાંધીને લઇ ગયા. સવારે નીકળેલા તે સાંજે સાતેક વાગે આસોજ આવ્યા. અમે પુછ્યું કે "અરજી આપી કે ?" તો કહે કોર્ટ બંધ થઇ ગઇ હતી પછી રાતે તાર કર્યો કારતુસનું ખોખું મુદ્દા માલમાં રજુ થયું છે તે મેં સુતરીયા સાહેબને ત્યાં આપ્યું છે.

બાદ કેટલાક કાગળો રજુ થવા સંબંધી કાયદાની કેટલીક તકરાર થયા બાદ તપાસ આગળ ચાલતાં સાક્ષીએ જણાવ્યું કે

રાજકુમાર સાહેબ (ભદ્રસિંહરાવ ) આગળ મારો જવાબ તા. ૧૧ મીએ ગયેલો તે લાંબો હોવાથી બંને પક્ષની સંમતીથી વાંચી લીધેલા તરીકે ગ્રાહ્ય થયો હતો. સરકારી વકીલે આ મેજીસ્ત્રેટની તપાસના કારણભુત પ્રજા મંડળે લીધેલાં સ્ટેટમેંટો છાપામાં પ્રસીદ્ધ થયાં હોવાનું કહી એ સ્ટેટમેંટોને કેસના કાગળો સાથે રાખવા વિનંતી કરી જણાવ્યું કે તેથી જ મેજીસ્ટ્રેટને લખવાનું વગેરે થયું.

સાક્ષીએ વધુમાં જણાવ્યું કે શ્રી૰ ભદ્રસિંહરાવ પાસે હકીકત લખાવી તે પહેલાં બીજે કોઇ ઠેકાણે લખાવી નથી. અમે પ્રજામંડળની ઓફીસમાં ફરીયાદ કરી હતી. છોટાભાઇ સુતરીયા પાસે લખાવ્યું તે બધું ત્યાં માંડેલું છે.

## સાક્ષીની ઉલટ તપાસ.

બચાવના વકીલ રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષી મેરૂએ જણાવ્યું કે અમારામાંના રામસીંગ જીવણ અને પુના ગગા એ બે વીરૂ ગામના છે. બાકીના બધા સીતાપુરના છીએ. રામસીંગનાં ૪ માણસ છે તેમાંથી એક છોડી મરી ગઇ. પુનાનાં પણ પાંચ હતાં તેમાંથી એક છોડી મરી ગઇ. સતાપુર અને વીરૂ ગામને ૨૫ ગાઉનું છેટું છે તે લોકો અમારાં સગાંવહાલાં થાય છે. અમે ૩૫ ચાલતાં આવેલાં અને બીજા ગાડીમાં અમદાવાદ સુધી આવ્યાં. ત્યાંથી પછી બધાંજ ચાલતાં આવ્યાં. પૈસાનું સાધન ન હોત તો ગાડીમાં કેમ બેસત? સાથે છોકરાં વગેરે હતાં તેથી ચાલતાં આવ્યાં. અમારી જડતી મોતી લેતો

હતો. પૈસા કેટલા નીકળ્યા તેની ખબર નથી. મારા ગુંજામાં પૈસો પણ નહોતો. બીજા પાસેથી કંઇ નીકળ્યા હશે તે મને કેમ ખબર પડે? હું આગેવાન નથી આગેવાન મોતી અને અમથો છે. મહીનો દીવસ સુધી આસોજ આવ્યા ત્યાં સુધી મજુરીનું સાધન નહોતું. રસ્તામાં માગીને નથી ખાધું. નીકળ્યા ત્યારે મારી પાસે ત્રીસ (૩૦) રૂપીયા હતા. હજુ મારા ગજવામાં છે. આજે મારી પાસે રૂ. ૪ અને સાડા ૭ આના છે. જડતી લીધી ત્યારે મારી પાસે નહી પણ બઇરાં પાસે હતા. (મને ગભરાવશો નહીં સાહેબ, ધીમે ધીમે બોલું છું.) અમે સૌ સૌનું જુદું ખાઇ લેતા હતા. મારા ઘરના ૮ માણસ છે. આ કેસમાં માર પડયો અને ધમાલ ચાલી. મારી મારીને માંદા પાડી નાખ્યા તેથી કાંઇ કામ થઇ શકયું નથી.

## પ્રજા મંડળનો આશ્રય.

નીકળ્યા ત્યારથી આજ સુધીમાં માંહે માંહેના ઉછીતા લઇ ચલાવ્યું મારા સાળા પાસેથી અમથા રામસીંગ પાસેથી રૂા. ૨૫ લેવા પડેલા. તેની ડાયરીમાં માંડેલા છે. આસોજથી અહીં આવ્યા ત્યારથી અત્યાર સુધી પ્રજામંડળવાળા અમારૂં ગુજરાન કરે છે. નવાપુરામાં અમારો મુકામ છે અને ખાવાપીવાની ગોઠવણ કરે છે કપડાં સુતરીયાની ઓફીસેથી મળ્યાં છે. ટાઢ હતી, તેથી ઓઢવા ધુસા મળેલા છે. ખાવા વાસ્તે રોજના પઇસા નહીં પણ અનાજ મળે છે. સો માણસને પુરૂં પડે છે. પ્રજા છે તે આપે છે.

કોર્ટમાં હાજર છે તે મહારાજે (નામ કોર્ટે પુછતાં જણાવ્યું 'પ્રવાસી પાગલ') પહેલે દીવસે બે મણ ખીચડી અપાવી. તે વખતે અમે સ્ટેશન આગળ વડ નીચે પડયા હતા. તેમને અમે માર બતાવ્યો. દયા જાણીને તે અમને પહેલાં સુતરીયાની ઓરીસે લઇ ગયા. પાંચ છ જણ ગયા હતા. તે દહાડે બે મણ ખીચડી અપાવી. પછી રોજ મળે છે.

## બનાવ કયારે બન્યો.

આસોજમાં તળાવમાં પડેલા ત્યારે બે માણસ આવી ગયા ત્યારે સાંજે ૭–૮ નો આસરો હશે. આસોજ અને સોખડાને એક ગાઉનું છેટું છે. પછી દમણીયામાં ત્રણ જણ આવ્યા. તે બે વાગે નહીં પણ ૧૧ કે ૧૨ વાગે આવ્યા હતા. બે વાગે દમણીયું આવ્યું હતું તે વાત ખરી નથી. અમને જગાડ્યા ત્યારે ત્રણે આવ્યા હતા. દમણીયામાં પટેલ બેઠા હતા દમણીયું માર્ગ ઉપર હતું. પાળની નીચે માર્ગ છે. સોખડાના રાજમાર્ગ ઉપર હતું. રાયણ આગળથી દમણીયું દેખી શકાય તેમ નહોતું. ફોજ-દારે ધોતીયું પહેરેલું હતું. જગાડયા ત્યારે ત્યાં હું એકલોજ ખસને લીધે નાગો પડેલો હતો. ફાળીયું તળાવની પાળ ઉપર મને એકલાને બતાવ્યું. તે વખતે બધાને મારીને બેઠા કરેલા હતા.

## માર માર્યો.

તળાવની પાળ ઉપર ફાળીયું બતાવ્યાની વાત ભદ્રસીંહરાવ

આગળ કરેલી હશે. વાંચી બતાવો. રાજકુંવર આગળ એ વાત ન લખાવી હોય તો પણ સાચી વાત છે. બીજાને શું માર્યું તે હું ન કહી શકું. મને ત્રણ આંકણીયું મારી હતી અને માથું ધુણીમાં ઘાલ્યું. આંકણીયું મારીજ હતી. (ઘાસ કાપવાની હોય છે તે) બીજા લોકોને માર્યું હોય તેની તેમને ખબર. ફોજદાર સાહેબે કુંદા માર્યા કોને તે ન કહી શકું. તળાવ ઉપર મોતીએ મને હાથથી હોંસો માર્યો. હું મારાં છોકરાંને તેડતો હતો તે વાર લાગી તેથી માર્યો. મોતીએ બીજા કોને માર્યા તે હું કહી શકતો નથી. સોએને નહિ, પણ મોટાં હતાં તેને મારેલાં બધાંને નહીં. થોડાને માર્યા ધોલ ઝાપટ તો બધાંને કરી હશે. તળાવ ઉપર મારી સાસુ વગેરેને માર્યાં હતા. મોતી ધારીયાના કુંદાથી મારતો હતો તાણીને મારતો હતો. ભાટીઆએ અમારો ધોકો લીધેલો. કેટલાંકને માર્યાં તે ગણ્યા નથી. અમારો ધોકો લઇને મારતો હતો, જવાની આનાકાની કરતા હતા તેથી માર્યા એવું મારૂં કહેવાનું નથી. અમે ચાલતા જતા હતા છતાં પણ મારતા હતા. અમને ચોરા ઉપર લઇ ગયા તે ઢોર ઢાખર સાથે લઇ જતા હતા. તોપણું અમારા માણસ પાસે ફોજદાર સાહેબે કરાવ્યું કે "અજવાળું કરો કે દેખાય." કાંટા વગેરે વીણીને નહી પણ અમારાં લાકડાં હતાં તે મંગાવીને સળગાવીને રાખેલું. હું ખસથી નાગો હતો. તેથી ધોતીયાનો ગોટો લઇ વીંટાળીને ધુણી પાસે બેઠો. મોટા માણસ એટલે જોઇને ટોપી પહેરી લીધેલી. માથું દાબીને ધુણીમાં ઘાલ્યું હત તો ક્યારનો યે મરી ગયો હત. બેઠો હતો ત્યાં ફોજદારે

ઘુંટણથી વાંસો દબાવી ધુણીમાં ઘાલ્યો. પણ હું તરત બેઠો થઇ ગયો તેથી દાઝયો નથી. ચોરામાં પ્રથમ બઇરાં–છોકરાંને બહાર બેસાડયાં ને મરદોને અંદર લઇ ગયા. અમારી સાથે છોકરાં હતાં તેમાં કોઇ પંદર કોઇ બાર વર્ષનાં હશે. બે ચાર પાંચ છોકરા તેવા છે. સઉને અંદર બોલાવેલી. બીજાને નહીં. અંદર બોલાવેલા તે અમારાં પોટલાં સાથે નહીં. અમારી સાથે વીસેક પોટલાં હતાં. એ બધાં જાજરૂખાના પાસે ખોલી જડતી લીધી. જડતી તો મારી લીધા પછી લીધી. સવારે પોટલાં જોયાં. રાતે નહીં પોટલા મુકયાં કે પછી તરત ચોરામાં લીધાં હતાં. દમણીયું અમારી સાથે સાથે ચાલતું હતું. પટેલ દમણીયામાંથી ઉતરી નીચે ચાલતો હતો.

અત્રે અઢી વાગતાં ના. કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

## બપોર પછીની તપાસ.

બપોર પછી કામ શરૂ થતાં રા૦ પાવરી વકીલે ઉલટ તપાસ ચાલુ કરતાં સાક્ષી મેરૂ નથુએ જણાવ્યું કે વડોદરેથી પોલીસ નાયબ સુબા આવેલા તેમણે મારો જવાબ લીધેલો. તળાવ ઉપરથી મોતી અને ભાટીયો મારતા મારતા લેઇ જતા હતા અને ફોજદાર અને પટેલ દમણીયામાં બેઠા હતા એમ મેં નથી લખાવ્યું.

ના. કોર્ટે સ્ટેટમેંટ વાંચી બતાવતા સાક્ષીએ કહ્યું કે એ

બે જણુ મારીને લઇ ગયા એમ મેં નથી લખાવ્યું. લખેલું હોય તો તે ખોટું. મને વાંચી બતાવ્યું હોય ત્યારે ને સાહેબ ! બંને જવાબોમાં મારૂં માથુ ધુણીમાં ઘાલી દીધું તે મેં લખાવ્યું જ છે. ના૦ કોટને ખુલાસો કર્યો કે બંનેમાં નહીં લખ્યું હોય તો તે લખાવ્યું છે તે બધું ખોટું નહીં—આ વાત પુરતું ખોટું ન લખાયું હોવ તો લખનાર ખોટા.

## ચોરામાં મારહાણ.

અમને મરદોને ચોરામાં ઘાલ્યા ત્યારે આગળનું બારણું સહેજ ખુલ્લું હતું. એકાદ હાથ જેટલું ખુલ્લું હશે. બહાર ત્રણે વરતણીયા બેઠા હતા. એ લોકો અંદર શું થાય છે તે જોઇ શકે તેમ હતું. પહેલા ગયા કે અમારી પાસે ફાળીયું ક્બુલાવા માટે માર્યા. મારી મારી ધુળ કાઢી નાખી કહે કે "માનો." ન માન્યા એટલે નાગા કર્યા. મને માર્યો તે કહું. બીજાનું કહી શકું નહીં. બીજાને મારેલા ખરા. ધોલ, ઝાપટ કુંદા મારતા હતા. ફોજદાર, મોતીઓ અને ભાટીયો મારતા હતા. ફોજદારના હાથમાં એક આંકડ અને બે નાળી બંદુક હતી, ભાટીયા પાસે ધોકો હતો અને મોતી પાસે ધારીયું હતું. ફોજદારે તથા મોતીએ મને પહેરણ પકડી ભીંત સાથે અફાળ્યો હતો. મોતીયો ધારીયાના દંડાથી મારતો હતો. ધારીયું મારે તો માણસ કપાઇ જાય. કોને કોને માર્યા તે મેં ગણ્યા નથી. મને તો મારી પંડની પડી હતી.

## નાગા કરીને માર્યા.

ફેંટો અમારો છે એવું કહેવડાવતા તેથી અમે સમજ્યા કે આ કપડું આપાણું નથી ને કંઇક ગુન્હો છે તે માથે પાડવા માગે છે. શેનો ગુનોહ. શેનો નહીં તે અમે કોઇ જાણુતા ન હોતા. અંદર ઘાલ્યા અને નાગા કર્યા ત્યાં સુધી દોઢેક કલાક ગયો હશે. તે દરમ્યાન ઢીબ્યા. લોહી મારેલાના ડાઘ હતા. મને પણ છાતીએ દુખતું હતું. કાળા ડાઘા પડેલા હતા. ડાકટરે દવા આપેલી. શું, તે તો તે જાણે, મોટે દવાખાને ચોપડેલી. તે વખતે ડાઘા દેખાતા હતા. મારી પેઠે બીજા મરદ આદમી ઉપર પણ ડાઘા દેખાતા હતા. તે બધાને દવા ચોપડેલી. નાગા કર્યા સુધ્ધાં દોઢ કલાક થયો. નાગા કર્યા પછી પણ જોરથી માર્યા. મને બે ઠોંસા–કુંદા માર્યા છે. હું તે નહિ ભુલી જાઉં સાહેબ. (નહિ ભુલી જનો. હો) નાગો કરતાં પહેલાં તો ઠોંસા મારી નીચે પટકયો હતો. બુમ શું પાડીયે ? હાથ જોડીને પગે લાગીયે. ગભરાઇ ગયા હતા.

## સ્રીઓને પણ નાગી કરી [illegible]ારી.

અમને બહા કાઢયા પછી બઇરાંઓને અંદર બોલાવ્યાં. છોડીઓ હતી તેને લઇને અંદર ગયાં અને પછી આદમીઓ ગયા ચાર જુવાન છોડીયો હતી તે પાલુ મણી, જમની અને મણી (એક વહુ હતી તે) ચાર છોડીઓ અંદર ગયેલી. ૧૬–૧૭ વર્ષની હશે. ધાવણાં બેચાર છોકરાં હતાં, તેને બઇરીઓ લઇ ગઇ હતી.

બીજા ગાભા ઉપર સુઇ રહ્યાં હતાં. તે બઇરાંઓને અંદર બોલાવ્યાં કે તરતજ પાછા અમને બોલાવ્યા. નાગા કર્યાં ત્યારે છોકરાં તેમનાં પાસે હાથમાં હતાં નાગાં કરીને બધાને બંદુકના કુંદા–ધોકા અને આંકડીથી મારેલા. એવું મારવાનું ત્રણેક વાગ્યા સુધી ચાલ્યું. ત્રણ સાડા ત્રણ સુધી ધાંધલ ચાલ્યું. મારવાનું કલાકેક ચાલ્યું હશે. નાનાં છોકરાં ધાવણાં પાંચ હતાં. ૫૦ છોકરાં બહાર રહ્યાં હશે. તેમાં ૧૧–૧૨–૧૦ વર્ષના છોકરા હતા. પંદર વર્ષનો કોઇ નહીં. પંદર વર્ષનો છોકરો કહ્યો તે અંદર હતો. તેનું નામ વીઠલ પથુ, પરભુ પથા, છગન ત્રીકમ. કોઇ ૧૫ ના ને કોઇ મોટા પણ હોય. તેને વાગેલું તે કોને ખબર? મને મારી ખબર. બહાર છોકરા દશ, દશ, બાર, બાર, વર્ષનાં હતા. તે ગામમાં કોઇને બોલાવવા ગયેલા નહી, સુઇ રહેલા.

## બંદુકના અવાજથી ડરાવી ઇન્દ્રિઓ પકડાવી.

એક ફેર માલીકોર ધરતાં કર્યો અને બીજો અમને નાગા કરતી વખતે અને ત્રીજો બૈરાંઓને અને અમને નાગાં કર્યાં ત્યારે. ચોથો ફેર ઇંદ્રિઓ પકડાવી ત્યારે કર્યો, સાહેબ! (હસાહસ) મારી બાયડી અંદર આવેલી હતી. બધાએ સગા વહાલાં હતાં. પણ રામસીંગ જેસંગ જુદું બોલેલો, મને પંડને કોઇએ સગાંનું પુછ્યું નથી. મારી ઇંદ્રી નથી પકડાવી. ફોજદારે કાન ઝાલીને કહ્યું કે "ઉઠ બેસ" કરો. એક બેકના કાન ઝલાવીને ઉઠબેસ કરાવી. તે વાત મેં સાવંત સાહેબ તથા રાજકુમાર બંને આગળ કહી છે.

સાડા ત્રણ વાગે આ પ્રમાણે થયું. પછી શાંત તો કાંઇ પડયું નહોતું.

## જુવાન સ્ત્રી માટે પુછપરછ.

સકીને બોલાવી ગયા. ફોજદારે સકીને બોલાવીને પુછયું કે "તમારામાં જુવાન છોકરી કોણ છે?" સકી અંદર હતી ત્યારે પુછેલું. સકીએ ફોજદારને કહ્યું "ઝબુ છે, પારવતી છે." માયલી કોર અંદર કહ્યું તે અમે સાંભળતાં હતાં અમે અંદર હતા ત્યારે ફોજદારે પુછયું નથી કે કોણ કોણ જુવાન છોકરીઓ છે. ઝબુ અને પારવતી બંને પરણેલી છે.અમે છોકરાં છે. છોકરા ચાર–ચાર–પાંચ–પાંચ વર્ષનાં છે. સકીને પહેલી અંદર લઇ ગયેલા. રાજકુમાર આગળ જવાબ થયો છે તેમાં ઝબુ અને પારવતીને લેઇ જતા પહેલાં સકીને અંદર લઇ ગયા લખાવ્યું તેમાં સમજ ફેર થઇ છે. સકીને તો પહેલેથી માંયલી કોર લઇ ગયલા. પછી અમને અંદર બોલાવેલાં. સકીને અંદર લઇ ગયા ત્યારે બારણું દામુકું બંધ હતું. બરીઓની મને ખબર નથી. હું કયાં જોવા ગયો હતો? સકીને અંદર કલાક સુધી રાખેલી, અંદર વાત ચાલતી હતી તે અરધું સંભળાય અરધું ન સંભળાય સકી બહાર આવી તે વખતે થોડીક વાર પછી દસ વીસ મીનીટ પછી મેં તેને પુછયું હતું. અંદરથી આવ્યા પછી સકીનો ઉતારો હતો એટલે ત્યાં જાજરૂખાના આગળ પોટલું હતું ત્યાં આવીને બેઠી હતી. ગભરાઇ ગઇ હતી. હુંયે થડમાં

જઇને બેઠો. આજુબાજુમાં બઇરાં પડખે બેઠાં હતાં. ઢુંગલો વળીને. મારો ઉતારો છેટો હતો ત્યાંથી હું ગયો. સફીને પુછવા ગયો. તેમાં આ લોકોએ કોઇએ હરકત કરી નહોતી. પુછી આવીને છાનોમાનો આવી બીકનો માર્યો મારે ઉતારે આવીને બેસી રહ્યો. સવાર સુધી બેસી રહ્યો સફીએ મને કહ્યું કે તેને હાથ ઘાલીને છાતી દાબીને ત્રણ દાણ પટકી હતી. ઢીંચણ માર્યાનું કહ્યું, કોણે ઢીંચણ માર્યાં તે મેં પુછયું નથી. મને કોઇએ વાતો વાતમાં કહ્યું નથી. બીજી વાત સફીએ મને કહી નથી. રાજકુમાર આગળ લખાવ્યું છે કે સફીએ બહાર આવી ' ફાળીયું કબુલ કરવા કહ્યું પણ આપણું નહીં તે શુ કામ કહીયે," એમ કહેલું. બૈરાંને અંદર લઇ ગયા ત્યારે સફી બહારજ બેસી રહેલી હતી. ત્રણ વખત પછાડી—એ ફોજદારે પછાડી એમ કહ્યું એટલે હું તરત બીકનો માર્યો મારે ઉતારે આવીને બેસી ગયો સફીએ આમ કહ્યું તે મેં રાજકુમારને કહ્યું છે. અમારામાંના બીજા કોઇને કહ્યું નથી.

## સ્ત્રીઓને બળાત્કાર કરવા લઈ ગયા.

ઝબુ અને પારવતીને જે અંદર લઇ ગયા તે એકાએક લઇ ગયા. "ઝબુ કોણ છે." કહી ફોજદારે માલીકોરથી પુછયું મોતીયો "ઝબુ કોણ છે?" એમ પુછતો આવ્યો. પછી પરાણે અંદર લઇ ગયો. તે વખતે તેના દીલ ઉપર કપડાં હતાં. અમે જાણ્યું કંઇ પુછે છે તેથી અંદર લઇ ગયા. તે વખતે અંદર બે જણા હતા. ભાટીયો અને ફોજદાર. અરધીક કલાકે ઝબુ બહાર આવી. તે અંદર હતી તે વખતે

અંદર તે રાડો પાડતી હતી બે ત્રણ રાડો પાડેલી. અમને એવું ન લાગ્યું. કે જુલમ થાય છે. 'ઓય બાપલીયા, ઓય બાપલીયા' એમ બુમ પાડતી હતી. અમને લાગ્યું કે મારે છે. તે વખતે બાયડીયો બારણાથી નજીક બેઠી હતી અમે પણ થડમાં બેઠા હતાં મેં તો બુમો સાંભળી હતી બહાર આવેલી ત્યારે કપડાં પહેરીને નીકળેલી તે બહાર આવી ત્યારે અમારામાંથી કોઇએ પુછ્યું નહીં કે બુમો કેમ પાડી? તેણે કોઇને કહ્યું પણ નહી પછી તરત "પારવતી કોણ છે"? એમ કહી તેને મોતીયો અંદર ખેંચી ગયો. તેણે પણ રાડો પાડી "મરી જાઉં છું' એવી બે ત્રણ રાડો પાડેલી. મેં પણ સાંભળેલી બીજાએ પણ સાંભળેલી. પારવતી અરધી કલાક પછી બહાર આવી. મેં તેને પુછેલું નહીં. કાશીએ પુછેલું. પછી બધાં જાણી ગયાં. કાશીની જોડમાં જ પારવતીનો ઉતારો હતો. ઝબુને મેં પુછેલું નહીં અને તેણે કહેલું પણ નહીં. ગઇ કાલે મેં અહીં લખાવ્યું કે પારવતી અંદર હતી ત્યારે ઝબુએ કહ્યું કે "મહીં તો આબરૂ પાડે છે" એ ખરૂં છે હા, અમે જાણતા હતા કે પારવતીને ખરાબ કામને માટે અંદર રાખેલી છે તેમ છતાં અમે બધા બેસી તો રહ્યા જ ને સાહેબ! અમે ૨૨-૨૫ જણા હતા છતાં અમે મોતીયાને કે કોઇને મારવા પ્રયત્ન કર્યો નહી અમે તો હાથ જોડતા હતા. અમારામાં જમની કરીને એક છોડી છે તે ૧૪-૧૫ વર્ષની છે. "જમની અને પારવતીને સાથે અંદર લઇ ગયા. એક કલાકે ભેગી કાઢી ને વખતે બંનેને કપડાં નહોતાં."

તેવું રાજકુમાર પાસે મેં લખાવ્યું નથી. લખેલું હોય તે ખોટું. પારવતી બહાર આવ્યા પછી કાશીનું નામ દીધા વગર તેને મોતીયે ઝાલી. રકઝકમાં તેનું છોકરૂં પડી ગયું તે પગથીયા ઉપર પડી ગયું. તે વખતે અમારૂ ટોળું જાજરૂખાના આગળ હતું કાશી બઇરાં ભેગી બેઠી હતી. તેને ઘસડવા માંડી ત્યારે પણ અમે સામે ન થયા. આબરૂ લુંટાય છે એમ જાણવા છતાંય સામે ન થયા, સાહેબ. કાશીને અંદર લેઇ ગયા તે ફોજદારના કહેવાથી નહીં! રાજકુમાર આગળ ( નીં૦ ૨૦ માં "ફોજદારના કહેવાથી કાશીને ઘસડી જતો હતો" તેમ લખાવ્યું હોય તો તે ખોટું છે. ઝણુએ બહાર આવ્યા પછી પારવતીને એમ કહીને જતાં અટકાવી નહીં કે અંદર તો આવું થાય છે.

જાડા પટેલે રૂ. પચાસ આપું એમ કહેલું તે વાત રાજકુમાર પાસે કે કેથે આજ સુધી મેં લખાવી નથી. અંદર મારેલાં તો બધાંને. પણ હું તો મારા પંડની વાત કહી શકું. બધાની નહીં. આરોપી નં. ૩ બઇરાંને કહેતો કે "રાંડો છોકરાં નાખી દો મરી જાય તો બીજાં જણજો." એ વાત મેં બીજે લખાવી નથી. આસોજ આવ્યા ત્યારે ટાઢ તો બહુજ હતી. બધાનું સુવાનું ખુલ્લામાં રાયણ નીચેજ થતું. હંમેશા ખુલ્લામાંજ સુઇએ. ઘરે તો છાપરૂં હોય. એ ઢવાનાં સાધનો હતાં. નહીં તો છોકરા મરી જાય ને સાહેબ! છોટાભાઇ સાહેબે ધોંસા આપ્યા તે તો રહેમ દીલથી આપ્યા. સાધન હતું પણ દયાભાવ લાવીને આપ્યા.

## બે બાળકીઓના મારથી મરણ.

સફીને અમે ડાકટરને બતાવી હતી. ( ના. કોર્ટના જવાબમાં) મરી ગયા પછી બતાવી હતી. જીવતાં કોઇ ડાકટરને બતાવી નહોતી. કાશાની છોકરી સારી હતી માર લાગ્યા પછી તાવ નહોતો. છાતી સુઝી ગઇ હતી. ખાનગી દાવાદારૂ તો કશી કરી નથી, દોઢ મહીનાનું છોકરૂં હાડપીંજર જેવું નહોતું, ધાવ્યું નહીં તેથી મરી ગયું દવાદારૂ કશું કર્યું નથી. પડી ગયા પછી છોકરી રડતી તો હતી છતાં ચાર દીવસ સુધી ધાવતી નહોતી બે દીવસ રડી. પછી દામુકું રોતું બંધ થયું હતું. બંનેનું મરણ ટાઢને લીધે થયું છે તે વાત ખરી નથી.

## બચાવ પક્ષની ખોટી વાતો.

તમામ લોકોને જડતીને માટે અંદર બોલાવ્યા પછી મોતીયા અને ચસ્માવાળાને જડતી લેવાની વરધી આપ્યા પછી ફોજદાર ધર્મશાળામાં સુતા હતા તે વાત ખોટી છે. ફોજદારને પગે દુખતું હતું તેથી પુરૂં પાધરૂં ચાલી શકતા નહીં તે ખોટું છે. જડતી લેતાં એકનું પોટલું બીજામાં ભળી ગયું તેથી ઉશ્કેરાઇ મોતીયા ઉપર હુમલો લઇ ગયા અને તેથી તેણે બાર કર્યો એવું બન્યું નથી. તે રાતે ફોજદાર ચોરામાં માંયલીદ્વાર હતા બંદુકના અવાજથી બીજા લોકો કોઇ આવી ચડેલા નહીં. દાંત પડી ગયેલા મુખી ( દરૂભાઇ )–બેચર રણછોડભાઇ-ચતુર પરસોતમ–લલુભાઇ દેવજી–પરસોતમ ઝવેર વગેરે લોકો કોઇ

આવેલાજ નહીં. ત્રણ વરતણીયા હતા. તેને મેં ભાળેલા. બીજાને ભાળેલા નહીં. દરૂભાઇએ મોતીયાને પુછેલું નહીં કે ફેર કેમ કર્યા? તે બહાર ખુરશી નાખીને બેઠેલા હતા. તેણે કહ્યું કે આમાં કંઇ છે નહી, જુલમ છે, જવા। કહી તે તેમને ઘરે ગયા. ધર્મશાળા સામેજ મારૂં મોઢું હતું. ત્યાં જાય તો ભાળું ને? દરૂભાઇ ઘેર ગયા તે એક ફાનસ લેઇને ગયા. એક ફોજદાર પાસે હતું. તેમની સાથે બીજા બે માણુસ હતા. કે નહીં તે મને યાદ નથી.

## ફોજદાર સાહેબ સુઇ ગયા.

પટેલ ગયા પછી ત્રણ જણુ રહ્યા. ફોજદાર સાહેબ પલંગ ઉપર સુઇ રહ્યા. પલંગ કયાંથી લાવ્યા તે મને કયાંથી ખબર પડે. અમે ખાટલો કહીયે, આપ પલંગ કહો. પલંગ રાવણીયા લેઇ આવેલા ફોજદાર મોટા માણુસ તે પોતે કાંઇ ઉપાડીને લાવે? રાવણીયા હાહો થઇ રહ્યા પછી ગામમાંથી પલંગ લાવેલા. પછી બધા સુઇ ગયાં અને હું બેસી રહ્યા. મારની બીક બહુ હતી આવીને ઢીબે તે માટે કેટલાક તાપવા પણુ વયા ગયા હતા. રાવણીયા ધુણી હતી ત્યાં બેસી રહ્યા હતા સવારે ફોજદાર ગયેલા તે દમણીયામાં બેસીને ગયેલા પગે ચલાતું ન હોતું તેથી દમણીયું મંગાવેલું તે અમને ખબર નથી. સર ફોજદારને અમે મારનાં બધાં નીશાન બતાવેલાં. લખ્યું ન લખ્યું તે મને ખબર નથી. સોખડે બોલાવેલા પણુ ફરી માર મારશે, જુલમ થાશે તેથી ડર લાગેલો તેથી ન ગયા. તાર બીજા

દીવસે કરેલો. સોખડે લઇ જશે તેથી અમે તાર કરેલો. સ્ટેશન માસ્તરને જે વાત કહી તે મેં તથા ઉજા સુરાએ કહી અમારા ઉપર જે જે વીતેલું તે બધી વાત માસ્તરને વીસ્તારીને કહી હતી.

અત્રે સાડા પાંચ વાગતાં વખત થઇ જવાથી વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

## સુનાવણીનો ત્રીજો દિવસ.

શુક્રવાર તા ૧૪—૨—૩૦ ના રોજ મુકર્દમાની તપાસ આગળ ચાલતાં રા. વકીલ પાવરીએ ગઇ કાલ અધુરી રહેલી ઉલટ તપાસ ચાલુ કરતાં સાક્ષી મેરૂ નથુએ જણાવ્યું કે સોખડે જવા માટે અમને બોલાવ્યા તે વડ સુધી અમે ગયેલા ત્યાંથી અમારી મેળે પાછા આવ્યા. ઇ ટાણે ગામમાં કોઇએ ખાવાનું આપ્યું નથી. જોરાભાઇ પટેલ તે ખાવાનું શું આપે ? તેનાં કાળજાં આપે ? તે આખો દીવસ અમે ભુખ્યા રહ્યા. ચાર જણા વડોદરે આવેલા તે વાત મેં અત્યાર સુધી કોઇને નથી લખાવી. સકીની ઇન્દ્રીમાં ભાટી-યાએ આંગળાં ખોસ્યાની વાત મેં કોઇ આગળ કીધી નથી. લોહી પડયું હતું તાર કરવા હું અને ઉજા સુરા ગયેલા તે વખતે ગામના કોઇ લોકો અમારી સાથે આવ્યા ન હોતા.

## તાર કરવાનો દેશનો રિવાજ.

અમારા દેશનો રીવાજ તેથી તાર કરેલો. મહારાજા સાહેબને તાર કરીએ તો સટ દેતેક ને ખબર લે. દીવાન સાહેબને

કરીએ તો પણ સટ ખબર લે. તેમ દેશનો રીવાજ જાણીને ( સાહેબ, મારૂં માથું બહુ દુખે છે, રાત આખી તાવ રહયો. ગભરાવશો નહીં. ધીમે ધીમે બોલીશ. ) મારા જન્મારામાં આવો તાર કરવાનો વખત નથી આવ્યો. તાર કરવા આવ્યા તે દીવસ મામાની પોળમાં નવગુજરાત ઓફીસમાં આવ્યા ન હોતા.

## પ્રજા મંડળને આશરે.

મહારાજે ( પ્રવાસી પાગલે ) ખીચડી બે મણ અપાવી તે દીવસ પહેલા આવ્યા. ( ના૦ કોર્ટને જવાબ આપતાં કહ્યું કે એની ઓફીસ ઉપર પાટીયું છે તેથી જાણું છું. ) ન. ગુ. વાળા ચીમનલાલ છે તેની પાસે મહારાજ લઇ ગયા. ત્યાંથી હું સુતરીયાની ઓફીસમાં ગયો. ઉજા સુરા, અમથા રામશીંગ, મોતી નથુ અને રામસીંગ જીવણ એટલા સાથે હતા. અમે ચાર પાંચ જણ હતાં. અમે ખીચડું માગ્યું નથી. અમે કંઇ ભીખારી નથી. સાહેબ, પણ ગરીબાઇ જોઇને મહારાજે (પ્રવાસી પાગલે) આપ્યું. સુતરીયા સાહેબની ઓફીસમાં કેટલાં માણસ હતાં તે મેં ગણ્યા નહોતાં. એક બે બેઠાં હતાં સુતરીયા સાથે લંગડા વકીલ નહતા. ઘોડીયે ચાલે તો લંગડા ઓળખાય. હં, લંગડા વકીલને હું ઓળખું છું ખરો. તેનુ ઘર મેં ભાળયું નથી. તે કચેરીમાં આવે તેથી ઓળખું. સુતરીયાની ઓફીસમાં ગયા, પણ અમે ત્યાં કશું કર્યું નથી, અમારો મુકામ છે, ત્યાં ધોળી ટોપીવાળા કોઇ અમારા ઉપર દેખરેખ રાખતા નથી. અમારા મુકામે આ ધોળી ટોપીવાળો



છૂટી જનાર આરોપી જેઠાભાઈ મુખી, સોખડા.



આરોપી શંખપાળ ફોજદાર.



પટેલ એચરભાઇ રણછોડ.



પટેલ હરજી મુળજી.



પટેલ દરૂભાઇ નાગરદાસ.

છોકરો ( ન. ગુ. ના રીપોર્ટર નટવરલાલને બતાવી ) અમારી સાથે રહેતો નથી. અમારામાંનાં નાનાં છોકરાંઓ સુતરીયાની ઓફીસમાં જાય છે, અમે પછી ગયા નથી. સુતરીયા અમને મકાન બતાવી ચાલી ગયા હતા. લંગડા વકીલ અમારી પાસે આવતા નથી ન૦ ગુ૦ ની ઓફીસમાં અંદર કોઇપણ વખત અમે ગયા નથી સુતરીયાની ઓફીસે પહેલા ગયા તે પુછતા પુછતા જઇ ચઢયાં પુછતા પુછતા તો લંકા જઇ શકાય. તમારા જેવા ચાલતા માણસે બતાવેલું કે "જાઓ, પ્રજા મંડળની ઓફીસમાં સુતરીયા પાસે." અમે સુતરીયા સાહેબને રાતી પાઇ પણ આપી નથી. અમે વકીલ કર્યો નથી આ સાહેબ છે તે સરકારી છે. બીજા બેસે છે. તે અમે કર્યા નથી, પણ ખાનગી બેસે છે. તેને અમે પઇસા આપ્યા નથી અમે તેને કંઇ અંગુઠા ચાંપી આપ્યા નથી. તાર કર્યા સિવાય દીવાન સાહેબને બીજી કંઇ લેખી અરજી મેં નથી આપી. અંગુઠો ચાંપીને અરજી મેં નથી આપી. અમારા તરફથી કોઇએ આપી હોય તો તે મને કંઇ ખબર નથી, મહારાજે ( પ્રવાસી પાગલે ) 'અમે ખીચડું આપીએ છીએ, પણ અમે કહીએ તેમ કહેજો–કહીએ તેમ ચાલજો.' એવું કંઇ અમને કહ્યું નથી.

ના૦ કોર્ટ–એ પાગલ પ્રજા મંડળનો માણસ છે?

મી૦ પાવરી–ના. તે જાહેર સેવા કરનાર જાણીતો માણસ છે. પછી સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું અમે કંઇ ભીખારી

ભીખારી નથી કે માગીને ખાઇએ, કે આમ કરજો કહે તેમ કરીને ખીચડું લઇએ. એ તો દયાથી આપે છે.

## રા૦ ઝાટકીયાએ લીધેલી ઉલટ તપાસ.

બચાવના બીજા વકીલ રા૦ ઝાટકીયાએ ઉલટ તપાસ શરૂ કરતાં સતાપુરથી ધ્રાંગધ્રા કેટલું દુર થાય તે સવાલની રકઝકમાં સાક્ષી મેરૂએ હાથ જોડીને ના૦ કોર્ટને કહ્યું "પુછવા દયો, સાહેબ! હું સાચોજ છું. એમ ભાર દઇને કહ્યા પછી વકીલને જવાબ આપતાં સાક્ષીએ જણાવ્યું કે સતાપુર ધ્રાંગધ્રાથી ત્રણ ગાઉ થાય છે. ત્યાં રેલના પાસે મીઠાનું અગર ચાલે છે. ૫૦ લાખનું હોય કે ૧૦૦ લાખનું તે મને કેમ ખબર? ત્યાં હજારો મજુરો કામ કરે છે. ગઇ સાલ હીમ સંકટ પડયું ત્યારે ઘેર ને ઘેરજ હતા. તે પહેલાં રેલસંકટ હતું. પાણીનો દરીયો થઇ ગયો હતો. તે સંકટમાં પણ ઘેર ને ઘેરજ હતા. તે વખતે પણ મજુરી કરીને ખાતા, મજુરી સીવાય ખેડ છે. મારે નથી, બીજાઓને છે. બે વર્ષ મજુરી કરી, તે ખડના ભારા લઇને ધ્રાંગધરે જઇએ.

ના૦ કોર્ટે—આ વખતે કેમ નહીં ?

જ—હોણુસાલ ખડ નથી, સાહેબ. તીડ પાંદડાં સોથાં ખાઇ ગયાં. શું કરીએ? લાકડાં કંઇ ખાય, સાહેબ! મારી ટોળીવાળા બે વર્ષ સુધી મજુરી કરીને પેટ ભરતાં. (ઝાટકીયા વકીલ પ્રત્યે) આપ પણ આટલી મજુરી કરો છો ત્યારે પઇસા મળે છે ને?

રા. ઝાટકીયા ( ના. કોર્ટને ) સાહેબ, હું કહેવા માગું છું કે આ લોકોને મજુરી કર્યા વીના તાગડધીન્નાં થઇ પડયાં છે.

સાક્ષીએ આગળ જવાબ દેતાં કહ્યું કે ખેડ તથા મીઠાના અગરનું દેશમાં સાધન છે. હું કયાં ના પાડું છુ ? હું પુછો છો તેનો ઉત્તર તો આપું છું. મારૂં માથું પાકી ગયું છે, સાહેબ ! ( રા. ઝાટકીયાઃ– ખમ ભાઇ, માથું તો હજી હવે પાકશે. )

ના૦ કોર્ટ–તે લોકોને કંઇ સાધન નહીં તેથી જ બહાર નીકળ્યા. તેમાં શું પુછવાનું છે ?

મી૦ ઝાટકીયા આ લોકો ગુન્હાખોર ટોળીના માણસો છે તે હું કોર્ટને બતાવવા મ ગું છું. આપ સાહેબને ઠીક લાગે તે લ્યો.

ના૦ કોર્ટ–હું જે લખાવશે તે લઇશ મને કશો વાંધો નથી.

## મજુરી માટે નીકળ્યા છીએ.

પછી સાક્ષીએ જણાવ્યું કે ઘેરથી નીકળ્યા તે જ્યાં મજુરી મળી જાય ત્યાં કરવી એમ ધારીને નીકળ્યા હતા. સતાપુરથી અમે અમદાવાદ ભેગા થયા. પંદર દહાડે બધા ભેગા થયા. ત્યાં બે ચાર દહાડા રહ્યા. ત્યાં ઘરનું ખીચડું ખાધું. ભીખ શું કામ માગીએ? ભીખારી છીએ ?

રા. ઝાટકીયાઃ–ના. જેંટલમેન છો '

જવાબ–હા, ઝાંટલમાન છીએ. અમને કોઇએ ખીચડું

અપાવ્યું નથી. સૌ વેચાતું લાવતા. સાંજે લાવીએ અને સાંજે ખાઇએ અહીં આવ્યા પછી ગામમાં ફરતા શુકરવારમાં લુગડું લત્તું લેવું હોય તો જઇએ. અમે અમદાવાદમાં મજુરી કરી નથી. ચાર દહાડા રહેલાં કોઇ બતાવે તો કરીએ. કારખાનાં હોય તો પુછવા જઇએ. પણ હમે ગયાજ નહોતા. છુટક મજુરી સાંજના પૈસા આવે તો જઇએ. ત્યાં ગયેલા નહીં. અમદાવાદથી આગળ પગ વાટે ચાલેલા. ગામ યાદ નથી. હા, ગાયકવાડ સરકારનાં ગામડાં યાદ રહ્યાં. વીતક વીતે તે યાદ રહે સાહેબ! બીજા ગામ મને યાદ નથી. બીજાને હોય તો ભલે.

નામ કોર્ટને અત્રે રા૦ ઝાટકીયાએ કહ્યું આવી ટોળીની તપાસ અહીં થઇ છે અને આ ફોજદારે કમીટ કરેલા તે બતાવવા માગું છું.

ના૦ કોર્ટ-આજ ટોળી ;

જવાબ—ના, આવી ટોળી

ના૦ કોર્ટ-તે મારે જોવાનું નથી. સાક્ષીએ આગળ ચાલતાં કહ્યું કે રસ્તામાં મને કોઇ ગામડાં યાદ નથી. મોટા ગામ પણ યાદ નથી. અમદાવાદમાં મીલો ઘણી છે. ઘણાં ભુંગળાં છે તે જેયાં હશે. બીજા તપાસમાં ગયા હશે. મને મારી લાગી હતી તેથી શું ખબર ? હું કયાંય ગયો નથી. પછી અમે સાવલી આવ્યા. સાવલીમાં દવા લેવા ગયો છું. ઇસ્પીતાલમાં કોઇ પાસે ભીખ માગવા ગયા નથી અનાજ વેચાતું લાવ્યા હશે. મારે થોડુંક હતું

અને થોડુંક છોકરો છે તે લાવેલો. સાવલીમાં બે દહાડા રહેલા. મજુરીની તપાસ કરી નથી. કાનમમાં મજુરી માટે જવાનું હતું. કયા ગામમાં તે નકી નહોતું કરયું. પણ મીયાગામ–કરજણ વગેરેમાં કપાસ સારો વીણાય છે તેથી ત્યાં જવાના હતા. ચાલતા જઇએ ત્યાં સૌ કહે અમને કાગળ પણ કરી આપ્યો છે.

## કયાં જતા હતા તેનું પણ ભાન નહોતું.

ડુંડાવ આગળ એક માણસ પાસે કાગળ વંચાવ્યો. આસોજ સાંજે આવી રાત રહ્યા. ત્યાં આ ધમાધમ થઇ. કાગળમાં ઠેકાણું લખી આપ્યું છે. ડુંડાવમાં ખબર પડી કે કાનમ જઇએ છીએ. ત્યાં સુધી ખબર નહોતી બળતણ ખરીદતા નહીં. કાંટાબાંટા વીણી લાવતા. આંકડ રાખીયે તે વાકુ માથેથી ચારો લેવા રાખીએ. તેમાં કાંટા ન આવે કાંટા ધોકેથી સોરીને લાવીયે. વાડોમાંથી નહીં. જંગલમાંથી લાવીયે છીએ. બળતણ ખાતર જંગલમાં તો જવું જ પડે ને સાહેબ. અમારી સાથે લાકડીયું નથી. બીજા હથીયાર શું હોય? બંદુકો હોય? કંઇ નથી. બકરાં ચોરીને લાવ્યા નથી. અત્યારે વેચી નાંખ્યા છે. બીજાં ઢોરાં વેચી નાંખ્યાં છે. ઢોરાં, ત્રણ ગાય–બળદ–ઘોડો રહ્યાં છે. દશબાર બકરાં હતાં તે વેચી નાખ્યાં પાંચ છ ઢોરાં વેચ્યાં ગાયું વાટે વેચી નાંખી. જે તે ગામનો દાખલો છે. આસોજમાં ગા, ગોધલો, ઘોડું દશબાર બકરાં હતાં. વાટે વેચી નાખ્યાં. કોને તે ખબર નથી. ગામનું નામ નથી આવડતું. ગભરાવશો નહીં સાહેબ. બકરાં

હતાં તે શુક્રવારના બજારમાં વેચી નાખ્યાં. બેઠા હોઇએ ત્યાં ચારો ક્યાંથી ખવડાવીયે ? ઘેરથી નીકળ્યા ત્યારે ઢોર કેટલાં હતાં તે યાદ નથી. દાખલો છે. પાંચ છ હતાં. પાંચ છ ગાયું અને દશ બાર બકરાં હતાં

## બે તડાં.

અમારામાં બે ટોળી છે. (૧) અમથા રામસીંગ અને (૨) મોતી જેસંગની ટોળી છે અમારા ગામમાં બે તડાં છે. વહેવાર છે પણ ખાવા પીવામાં સાથે ન જાય. બે ત્રણ વર્ષ થયાં તડ્ડાં છે. અમારો આગેવાન અમથા રામસીંગ. અમે નક્કી કર્યો તેથી આગેવાન.

૨૦ ઝાટકીયા - ગુન્હાખોર ટોળી માટે પુરાવો આપું છું

ના. કો :—તે હકીકત અત્યારે નહી પણ ફુરસદે જોશું. તેને આ કામ સાથે શો સંબંધ છે ?

પછી સાક્ષીએ જણાવ્યું કે અમારા ટોળામાં ૩૫ માણસ છે. બીજામાં કેટલાં તે ખબર નથી. અમારામાં તળબદા અને સુંવાળીયા બે જાત છે. અમે તળબદા છીએ. તળબદા ઉંચા છીએ. સુંવાળીયા ચોરી કરે. સુંવાળીયા પગીનો છાંટો ન લેવાય. સુંવાળીયાની કોમ કાઠીયાવાડમાં હલકી નથી ગણાતી. તમારા કાઠીયાવાડમાં ગણાતી હોય તો. અમારા ઝાલાવાડમાં નથી ગણાતી. અમારૂં તો ઝાલાવાડ જ કહેવાય. બોટાદ તો તમારી કોર આવ્યું. ઝાલાવાડા ગામ

નથી. મલક છે. તેમાં ઘણાં ગામ હશે. સતાપુરથી નીકળ્યા, ત્યારે અમારા લોકોને કોઇ ત્રાસ ન આપે તે માટે. અંગુઠા લીધા નથી. મારી મને ખબર છે. બીજાનાં લીધા હોય તો ખબર નથી. અમારા લોકોના નામનો દાખલો કયાંથી મળે તે અમને ખબર નથી. આસોજથી વડોદરે આવ્યા અને સ્ટેશને પડાવ નાખ્યો. તે ત્રણ ચાર દહાડા તો રહ્યાજ ને ? દુખના માર્યા પડી રહ્યા ત્યાંથી લોકો ગાડીમાંથી ઉતરે. આવે ને જાય. પાગલ મહારાજ મળ્યા ત્યાં સુધીમાં મારે કાંપમાં ફરીયાદ કરવા જવી હતી છતાં કોઇ ટપામાં બેસાડી ફોસલાવવાને મને અને અમથાને અને રામસીંગને લઇ ગયા. કાંપમાં ફરીયાદ થાય તે મારે હાથેથીજ જાણ્યું. રાજ નથી સાંભળતું, તેથી મોટા પાસે જવું છે એમ કહેતા કોઇએ બતાવ્યું. કાંપને બંગલે ગયેલો. મોટા બંગલે નહીં પણ વચમાં બંગલો છે ત્યાં ગયેલા.

## પ્રવાસી પાગલનો ભેટો.

પાગલ મહારાજ પહેલાં કોઇને વાત કરી નહોતી. તે કાલ કોર્ટમાં હતા અને આજ પણ છે. કાંપમાં ગયા પછી પાગલ મહારાજને કયારે વાત કરી તે યાદ નથી. છોડીયું એ બાળી મુકયું તે દી રાતે મળેલા. ઇસ્પીતાલ આગળ મસાણ છે ત્યાં બાળી દીધેલી. તે પછી એક કલાકે પાગલ મળ્યા. અમે રોકકળ કરતા હતા. અમે નાઇ ધોઇને આવ્યા હતા. તે જોઇને આવ્યા હશે. તે વખતે બીજાં પણ ઘણાં માણસો આવે ને જાય. મેં એમને

બધું કહ્યું. તાણીને કહેતો હતો. ઓટા પાસે હું અને એ મહારાજ હતા. પછી તે ઘેર લઇ ગયા અને બજારમાંથી ખીચડી મંગાવી આપી. મામાની પોળમાં ચાર પાંચ માણસ ગયેલા. નવ ગુજરાતની ઓફીસમાં અમે ગયા નથી. તે મહારાજ ગયા હોય હારે કે પાછળ તો કોણ જાણે. મારી હરૂબરૂ ગયા નથી. અમારા બીજા માણસ પણ ગયા નથી. ચસ્માવાળા ચીમનલાલને જોયા છે. તે આ રહ્યા ( આંગળીથી નટવરલાલ પંડીતને બતાવતાં તેણે ઉભા થઇ ના૦ કોર્ટને પોતાનું નામ આપ્યું હતું. ) સ્ટેશનથી આવતાં એ એકલા મળેલા. પાગલ મહારાજની પહેલા એ નટવરલાલ મને મળેલા. કેટલા દીવસે કે કેટલા કલાકે તે ખબર નથી. પાગલ મળ્યા તે પહેલાં મળેલા. સ્ટેશન આગળ આ ચીમનલાલ મને મળ્યા હતા. ચીમનલાલ કહો કે ફાવે તે કહો પણ આ અહીં બેઠા છે તે માણસ. ( ફરી નટવરલાલને બતાવીને ) તે વખતે મારી પાસે તારની પાવતી હતી તે તેને બતાવી હતી, તે કંઇ બોલ્યા નહીં. હાલતા થઇ ગયા. મેં બતાવી તેનું કારણ કે મારે ફરીયાદી કરવી હતી. આમ છે તેથી તે બોલ્યા ચાલ્યા વગર ચાલ્યા ગયા. તે પહેલાં મેં બીજાને પાવતી બતાવી નથી. અમે રોકકળ કરતા હતા તેથી આવીને તેણે પુછ્યું. તે રસ્તે ચાલ્યા જતા હતા. તેને પાવતી બતાવી તેથી ઉભા રહ્યા અને પછી ચાલ્યા ગયા. નવગુજરાતની ઓફીસ અને પાટીયું જોવાનો પ્રસંગ એવી રીતે થયો કે ખીચડું લઇને નીકળ્યા ત્યારે નાનાં સોકરાં નીહાળીયા હતા તે તાણીને વાંચતા હતા તેથી. મેં કહ્યું “ આ

છાપખાનું લાગે છે." તો છોકરાં કહે 'હા.' કહી વાંચ્યું. અમે તેની ઓફીસમાં નથી ગયા. કોઇએ નથી કહ્યું કે આમ કહો તો તમારૂં પોપણ કરશું. પ્રજા મંડળની ઓફીસે ગયા ત્યારે મહારાજ અને નટવરલાલ ન હોતા. સુતરીયા સાહેબ પાસે બે માણસ બેઠા હતા–તેમાં એકને ધોળી ટોપી અને એકને કાળી ટોપી હતી. નવગુજરાતવાળા અમારી હકીકત છાપતા હતા અને છાપે છે તે વાત જાણીએ છીએ. બધા વાંચે છે અને અમે સાંભળીએ છીએ.

વધુમાં સાક્ષીએ જણાવ્યું કે રાજકુમાર પાસે લખાવ્યું છે કે આ પટેલ છે તે વચ્ચે ઉભી ને " મારો મારો " કહેતો હતો તેનો ધોકો લઇને ભાટીયો સ્ત્રીઓના ગુપ્તભાગમાં તેનો સોટો મારતો હતો તે મેં લખાવ્યું નથી. ફરી કહું છું કે ત્યાં પટેલ બાબત નથી લખાવ્યું. પુછે તેનો ઉત્તર દેતો હતો હકીકત હોય તે લખાવ કહેલું–મને કહેતાં અટકાવ્યો નથી. હું તો બે ચાર શબ્દ સાથે કહી દેતો હતો-રાજકુમાર સાહેબના ઓરડામાં અમે પાંચ સાત જણ ગયેલાં અને બીજા બહાર ઉભેલાં. સુતરીયા સાહેબને ત્યાં પાંચ છ જણા ઉપર ગયા હતા. તે બેઠા હતા અને અમે ઉભા હતા. સુતરીયા સાહેબને ત્યાં જવા ચીમનલાલ ડાકટરે ચીઠી લખી આપી નથી. કોઇએ પણ લખી આપી નથી. સાવંત સાહેબ આગળ આસોજમાં જવાબ થયો. તેમાં પણ પટેલ વીરૂદ્ધ લખાવેલું હશે.

૨૦ પાવરી–નામદાર સાહેબ આપને બધા પોલીસ કાગળો મળેલા છે કે નહીં? તો મંગાવી લેવા યાદ આપવાની ફરી રજા લઉં છું. બધા જ કાગળ હોય અને જોઇ જવાય તો સારૂં.

રા૦ નાનુભાઇ—જ્યાં હું ઉભો હોઉં ત્યાં fairness સીવાય બીજી આશા ન રાખવી.

રા૦ ઝાટકીયા-તેવી ખાત્રી માટે આભાર.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે અમારાં બે બઇરાંની લાજ લીધી તેનાં નામ કહી શકીએ નહીં એમ અમે લખાવ્યું નથી. સુતરીયા સાહેબને ત્યાં પુછે તે અને પુછ્યા વગર પણ બધું જ લખાવ્યું હતું. તે સાહેબ ખુરશી ઉપર બેઠા હતા. અમે સામે ઉભા રહ્યા હતા. પટેલ કહેતો કે " છોકરાં ફેંકી દો—બીજાં જણજો " વગેરે મેં સાવંત સાહેબને લખાવ્યું નથી.

સરકારી વકીલ—આ સ્ટેટમેંટ તેણે એકલાએ લખાવ્યું નથી બે ચાર જણ સાથે લખાવતા હતા.

સાક્ષી કહ્યું મેં નથી લખાવ્યું. રાજકુમાર પાસે કે બીજા પાસે પણ મેં નથી લખાવ્યું—અહીં લખાવ્યું છે.

ના૦ કોર્ટે—એમને પુછવામાં આવ્યું નથી એમ તેણે કાલ જ કહ્યું છે.

સાક્ષીએ આગળ ચાલતાં કહ્યું કે પટેલે પાંચસો રૂપીયા આપો એમ કહેલું તે વાત પણ પહેલી મેં અહીં લખાવી છે. આસોજ ગયા ત્યારે ટાઢ કકડતી પડતી. આજ પણ ટાઢમાં સુઇ રહીએ છીએ. તમને ધામ થતો હશે. અમે મજુર માણસ ટાઢ હોય કે તડકો પણ શું કરીએ ? આસોજમાં નવ જણના જવાબ લીધેલા. પછી

એક જણે વાંચી બતાવવા માગણી કરેલી તો કહે અત્યારે સુવાનો ટેમ જાય છે. મને ગરમીનું દરદ છે. મહીનો થાય મટી જાય. પાછું થાય. એ ત્રણ વર્ષથી છે. આજનું નથી. " બધાં બઇરાં ને મરદો—બધાનાં સગાંવહાલાં નક્કી કરી બધાને નાગાં કરી બધાં બઇરાં પાસે બધા મરદોની ઇંદ્રિ પકડાવી." તેવું કોઇ સ્થળે મેં લખાવ્યું નથી. પણ નામ પાડીને કોની કોની તે લખાવ્યું છે.

રા. ઝાટકીયા—તે ત્રજા મંડળનાં જવાબમાં લખાવ્યું અને ન. ગુ ના વધારામાં છપાયું છે.

ના૦ કોર્ટ—તેની સાથે અમારે શો સંબંધ?

રા. પાવરી—હકીકત ખોટી છે એમ બતાવવા માટેએ મુદ્દો આવવો જોઇએ એ અમારી પ્રથમથી દલીલ છે.

ના૦ કોર્ટ—તે હું નામંજુર કરૂં છું.

રા. ઝાટકીયા—આમાં સુતરીયા સામે કંઇ કહેવાનું નથી. વડોદરામાં તેના લોક સેવાના કામ માટે બધાને માન છે. મને પણ છે. તેની પ્રમાણીકતા સામે કંઇ કહેવાનું નથી.

સાક્ષીએ જણાવ્યું કે ઇંદ્રિઓ પકડાવી ત્યારે બઇરાં બહાર નાસી જતાં હતાં તેવું મેં લખાવ્યું નથી. બીજાએ લખાવ્યું હશે.

અમારી ટોળીનું નામ 'ઠગીયા ટોળી' કહેવાય છે એ વાત ખોટી. લંગડા વકીલને કોર્ટમાં જોયા. તેની સાથે વાતચીત થઇ કે પ્રજા મંડળ તરફથી અનાજ આપીએ છીએ. અહીં વાત થઇ અને બજારમાં પણ થઇ.

૨ા પાવરી—કેટલાક લોકો પહેલેથી આ તકનો લાભ લઇ પ્રકાશમાં આવવા કાગનો વાઘ કરે છે તેથી આવી હકીકત પુછીએ છીએ.

૨૦ ઝાંટકીયાએ આ લોકો આસોજ હતા તે અરસામાં વોઇસરોય સાહેબની સ્વારી ગોધરાથી વડોદરા નીકળવાની હતી. એમ પુછતાં સાક્ષીએ કહ્યું તે તો મોટા માણસોને—આપ બારીસ્ટરોને—ખબર પડે. અમને ગામડીયા લોકોને કયાંથી ખ-બર પડે?

સાક્ષી કહ્યું કે સફીને અને બાલુને દવાખાને લેઇ ગયા ત્યારે અમારામાંથી બાર તેર જણ સાથે ગયા હતા. તે વખતે દવાખાનાના અમલદારો પણ ભેગા થઇ ગયા હતા કોણ મોટા અને કોણ નાના તે અમને શી ખબર? ઉઘાડા માથાના કેટલા હતા તે જોયું નથી કેટલા હશે તે ગણ્યું નથી. રાજ-કુમાર સાહેબને ત્યાં જવાબ થયા પછી સુતરીયા સાથે એક ગ્રહસ્થ પરજામંડળ ઓફીસ આગળ આવેલા. અને દેવ સાહેબ ભેગા થયેલા. પછી નવાપુરામાં પણ આવેલા મારો જવાબ દેવ સાહેબે લીધો છે.

# ફરી તપાસ.

રા૦ નાનુભાઇની ફરી તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે સર્કીને બહાર કાઢી પછી મેં પુછ્યું હતું. પછી અંદર બધી રીતભાત થઇ ત્યાં સુધી બેસી રહ્યો હતો. વકીલ પત્ર છે તે ખબર નથી. અરજી છે. મેં અહીં તે ઉપર અંગુઠાની છાપ કરી છે. વી. ફો ન્યાયાધીશ આગળ લખાવ્યું હતું કે જમની અને પારવતી નામની છોકરીઓને ફોજદાર તથા ચશ્માવાળો ઓરડામાં લેઇ ગયા—ને તેમને લેઇ ગયા પછી તેમની આબરૂ લીધી-તેમ લખાવ્યું છે. એક કલાકે બહાર કાઢી હતી તેમ લખાવ્યું છે એટલે બંનેને મળીને એક કલાક એવો ના૦ કોર્ટને ખુલાસો કર્યો હતો.

આરોપીના વકીલે પુછતાં જણાવ્યું કે હું બે ચાર કહું તેમાં સમજવા ફેર થયું હશે અને લખ્યું હશે. વિ. ફો. ન્યા. માં જુબાની લઇને વાંચી સંભળાવેલી તો હતી. કાલે મેં અમથા રામસીંગના નામમાં સુધારો કરાવ્યો હતો.

અત્રે ના૦ કોર્ટ વિશ્રાંતી માટે ઉઠી હતી.

# બીજા સાક્ષીની મુખ્ય તપાસ.

બપોર પછી સાડા ત્રણ વાગે કામ શરૂ થતાં રા૦ નાનુભાઇએ સાક્ષી મોતી નથુની સર તપાસ લીધી. સાક્ષીએ સોગન લીધા પછી જણાવ્યું કે સીતાપુરથી અમદાવાદ થઇ સાવલી અને ડુંડાવ

થઇ અસોંજ આવ્યા. રાયણ નીચે તળાવમાં દી આઠમે મુકામ કર્યો. અમે સોને એક માણસ હતા. તેમાં મોતી જેસંગ અને અમથા રામસીંગ એ ટોળીના આગેવાન હતા. બંને ટોળી અમદાવાદમાં એકઠી થઇ હતી. આવીને ઉતર્યા એટલે એક આવ્યો ચશ્માવાળો અને બીજો વચમાં ઉભો છે તે કાળા કોટવાળો (મોતીને બતાવી) આવ્યા આ ખાખી પોશાકવાળાને જોઇને અમે બહુ બીહીયે છીએ સાહેબ, અંધારૂ નહોતું થયું. કહે "કોણ છો?" કહ્યું, "મજુર છીએ અમારે કપાસ વેણવા જાવું છે કાનમમાં." પછી કહે "તમે ચોર જેવા લાગો છો. મુખીને ત્યાં જઇને નામ નોંધાવી આવો." અમે કહ્યું "મજુર છીએ સવારે ચાલ્યા જઇશું" પછી અમારા બે ચાર આદમી મુખીને ત્યાં ગયા. ત્યારે મુખી વડોદરે ગયેલા. પછી ચોરે ગયા. મુખીનો છોકરો મળ્યો તે કહે "સવારે નામ લખી લેશું" પછી રાત ત્યાં પડી રહ્યાં. સવારે નામ નોંધ્યા.

## ફોજદારની પધરામણી.

ખાસ કરીને સાત આઠ કે નવેક વાગે સુઇ ગયા પછી દશેક વાગ્યા પછી દશેક વાગ્યા પછી ફોજદાર–ભાટીયો–સીપાઇ અને સોખડાનો મુખી આવ્યા. આવતાં વેંત ભડાકો કર્યો. તેથી અમે જાગી ઉઠયા. અમને મારવા માંડયા. મારવામાં ભાટીયો–સીપાઇ અને ફોજદાર એમ ત્રણ હતા. મુખી દમણીયામાંથી ઉતરીને તળાવમાં આવ્યો અને કહે કે "તમારાં બળતણ

હોય તે ભેગાં કરો." અમે ભેગાં કર્યાં અને મોટો ભડકો કર્યો. ભડાકા આગળ એકકોર આદમીની લેન કરાવી અને એક કોર બઇરાંની લેન કરાવી. મેરૂ નથુ ટાઢે ધ્રુજતો હતો, તેથી તાપતો હતો. તેને ફોજદારે ધકકો મારી ધુણીમાં ઘાલી દીધો. હું થડમાં ઉભો હતો, તે પડતાં પડતાં મેં ઝાલી ખેંચી લીધો. પછી કહે "તમારા લબાચા બાંધો."

## "રાંડો-કાઠીયાવાડી ઘોડીયો-બીજાં જણજો."

લબાચા બાંધતાં જરા વાર લાગી ત્યારે મુખી કહે "રાંડો કાઠીયાવાડી ઘોડીઓ, ઝટ બાંધો." બઇરાં કહે ' છોકરાં છે તે ટાઢનાં મરી જશે." તે કહે "રાંડો બીજાં જણજો" પછી લબાચા બાંધી તળાવની પાળે હાલી નીકળ્યાં. ત્યાં વડ છે તેના થડમાં વાવ છે. ત્યાં આવતાં ફોજદારે પાછો બંદુકનો ફેર કર્યો. અમને રસ્તામાં ડરકાવણી દેખાડતા આવતા હતા. ચોરામાં જાજરૂખાના આગળ એક લીંબડો છે. ત્યાં કહે "આહીં લબાચા ઉતારી નાખો." પછી ચોરામાં ફાનસ કર્યું અને રાવણીયે તાપવા સારૂ તાપ કર્યો. પછી ચોરો ઉઘાડીને ફોજદાર વગેરે ચારજણા માલીકોર ગયા.

## સકી ઉપર જાસ્તી.

પછી ભાટીયાએ આવી સકી કરીને છોડી હતી તેનું બાવડું ઝાલ્યું. તે ૧૦-૧૧-૧૨ વરસની હતી. તે પછી છોડીને માલીપા

લઇ જઇને મારવા માંડી. તે બુમો પાડતી હતી તેથી અમને ખબર પડી. ફાળીયું નાંખેલું બતાવીને કહ્યું કે "આ ટેબલ ઉપર પડેલો છે તે ભગરો ફેંટો તારા બાપનો છે." અમે નજીક બહાર હતા તે સંભળાતું હતું. છોડી કહે "તે મારા બાપનો નથી, કે કોઇ સગાનો નથી." હું કાનો કાન સાંભળતો હતો, તેને છાતી ઝાલી ઝાલીને પટકતા હતા, તે જોતો નહોતો પણ સાંભળતો હતો. ઝીકી ઝીકીને પટકે તે અવાજ છાનો રહે? છોડી માની નહીં, એટલે તેને બહાર કાઢી. પછી છોડી બહાર આવી તેને ઉતારે થડમાં આવીને બેઠી. અમે પુછ્યું નહોતું તેમ તેણે કહ્યું પણ નથી.

## ફોઝદારનો જુલમ.

પછી ફોજદાર અમને માલીકોર બોલાવ્યા. ચોરામાં ગયા એટલે માલીકોર મારવા માંડયા. મારવામાં એક તો ફોજદાર હતા. તેની પાસે આંકડ અને બદૂક હતી. મોતી પાસે ધોકો હતો તે અમારોજ હતો. ભાટીયો ઢેંકા–પાટુ–અને–ધુંટણુ મારતો હતો પટેલ કહે "માનો કે તમારૂં ફાળીયું છે. રૂા. પચાસ આપશું."

## બંદુકના અવાજ.

બંદુક અમારા સામે ફેરવતા જાય અને કહેતા જાય કે માનો કે આ ફાળીયું તમારૂં છે. ન માન્યા એટલે ચોરાંમાં બંદુકનો ફેર કર્યો. બંદુક પતરાં તોડી સોંસરવી પેલી મેર વહી ગઇ.



સરકાર નોકર. ડૉ. દીવાનજી.



જનરલ હોસ્પીટાલ ૧ ભાગ. વડોદરા.



પ્રજાપ્રિય ડૉ. વેણીલાલ.

પછી કહે "સાલા એમ નહી માને." કહી અમને પછી ફરતા બધાને હાર કટાર ઉભા કર્યા અને કપડાં કઢાવી નાંખી હામુકા નગ્ન કરી નાખ્યાં. પછી એક હાથે પોતાની ઇંદ્રિ ઝલાવી અને બીજા હાથે પાસેનાનો કાન ઝલાવી એ સ્થિતિમાં અમને ઉઠબેસ કરાવી. ઉઠબેસ કરતા હતા ને મારતા હતા. પછી કહે " સાલાઓ માનો," કહી બંદુક પાછી અમારા સામે ધરી ફેરવવા માંડી અને પછી પાછો ફેર કર્યો. પછી મારી મારીને થાકયા એટલે લુગડાં પહેરાવીને બહાર કાઢી મુકયા પછી બઇરાં હતાં તે કુલ્લેને માંલી કોરે લઇ મારવા માંડયાં. બઇરાં છોકરાં ચીસાટા નાખે અને રડે. કહે " માનો કે આ ફેટો તમારામાંથી છે." અમે તે વખતે ચોરાના બારણે બહાર બેઠા હતા. બઇરાંને મારતા હતા ત્યારે બારણું ઉઘાડું હતું. અમે ઓથે હતા તે નોતા ભાળતા. સામે હતા તે ભાળતાતા. બઇરાંને મારતા મારતા કહે " લઇ લો ફાળીયું તમારૂં છે." બઇરાંએ ન માન્યું પછી આદમી હતા ને બધાને માલીકોર લઇ ગયા.

## નાગા કરી સ્ત્રીઓ પાસે ઇંદ્રિ પકડાવી.

બઇરાંની અને આદમીની સામસામી લાઇન કરાવી ઉભાં રાખ્યાં કહે " આદમી માતર લુંગડાં કાઢી નાખો" લુગડાં નહોતા કાઢતાં, તે ફરી અમને મારવા માંડયા એટલે અમે લુગડાં કાઢી નાખ્યાં. પછી બઇરાંનાં લુગડાં પણ કાઢવા કહ્યું. કાઢે નહીં એટલે આંકડીયું મારવા માંડી. ફોજદાર સાહેબે ફરી બંદુકનો અવાજ

કર્યો. એટલે લુગડાં કાઢી બધાં નગ્ન થઇ ગયાં. પછી અમારા કાનની બુઠ બીજા પાસે અને ઇંદ્રિય અમારી પાસે પકડાવી અને બઇરાં પાસે બીજાની બુડ પકડાવી. નગ્ન હાલતમાં ઉઠબેસ કરાવી. તો પણ અમે કોઇ માન્યા નહીં કે અમારૂં ફાળીયું છે. ફોજદારે કહ્યું કે "આમ એ નહી માને. રાંડુ ઓરી ( નજીક ) આવો," કહી ઉભાં કર્યાં ને બઇરાંને સગાઇ પુછી. કોઇ ભાઇ-બાપ એમ ઓળખાવ્યા. કાશી કહે "આ બીઓ મારો ભાઇ થાય" ત્યારે ફોજદાર કહે "રાંડ ઝાલ તેની ઇંદ્રિ" નહોતી ઝાલતી તે પરાણે ઝલાવી. ધોકો મારીને જબરજસ્તીથી ઝલાવી. પાછી તેની ઇંદ્રિ મુકાવી દઇ ઝણુને લાવ્યા. તેને પુછતાં તેણે ભાઇ-બાપ ( કાકો છે તે બાપ કહેવાય ) અને મામો એ ત્રણ જણને ઓળખાવ્યા. તે ત્રણેની ઇંદ્રિ ઝલાવી. મોંઘીને બોલાવી. તેણે વીરૂને બતાવી કહ્યું કે "આ મારી બેનનો દીકરો ભાણેજ થાય." એટલે તેની ઇંદ્રિ ઝલાવી. તોય ન માન્યાં એટલે કહે "રાંડો હવે લુગડાં પહેરી લ્યો." અમે સૌ બહાર આવીને બેઠાં પછી ભાટીગો ચોરાના બારણામાં ઉભો રહ્યો અને મોતીઓ અંદરથી બહાર આવ્યો. સકીનું બાવડું ઝાલી ચોરાની અંદર લઇ ગયો. છોડીને અંદર મારવા માંડી ને કહે "બોલ તારામાં જવાન કોણ છે?" કહે એક ઝણુ જવાન છે. અને બાજી પારવતી. પછી સકીને બહાર કાઢી મુકી.

## બે સ્ત્રીઓ ઉપર બળાત્કાર.

આ મોતીગો ઉભો છે તે ઝણુને પકડીને અંદર લઇ ગયો

અને માલીપા ચોરાનું બારણું બંધ કર્યું. ભાટીયો બારણામાં ઉભો રહ્યો. તેની પાસે થડમાં મોતીયો ઉભો રહ્યો અરધી કલાક જેટલી છોડીને માલીપા રાખી. રોતી રોતી બહાર આવી. એટલે પુછ્યું પારવતી કોનું નામ? ભાટીયો તેનું બાવડું પકડી પારવતીને અંદર લઇ ગયો. ફોજદાર ચોરાની અંદર ખુરશી નાખી બેઠા અને અંદર માલીકોર ભાટીયો ગયો માયલું ( આગલું ) બારણું ખુલ્લું હતું. અંદરનું બારણું બંધ કર્યું હતું. મોતીયે ધારીયું લઇ બારણા આગળ ઉભો હતો પછી માયલું બારણું ઉઘાડયું એટલે છોડી બહાર આવી અને ઉતારો હતો તેની થડમાં આવી રોવા લાગી. બઇરાં પુછવા લાગ્યાં કે કેમ રડે છે. " ઝણુ પણુ રડતી બહાર આવી હતી પણ પુછ્યું નહોતું. પારવતી કહે કે "માલીપા તો ઇજ્જત પાડે છે." પછી બઇરાંને એક બીજાને સાનેથી ખબર પડી ગઇ. પછી મોતીયો હતો તે ઉઠયો ને કાશી હતી તેનું બાવડું ઝાલ્યું ને પરાંગે લઇ જતાં બારણા આગળ પગથીયું છે ત્યાં ખેંચા ખેંચીમાં આંચકો વાગ્યો તેથી છોકરૂં પડી ગયું. તે છોડી હતી. પછી કહે તારી છોડીને લઇ લે. એટલે તે છોડીને લઇ પાછી ઉતારે આવીને બેઠી. એમ કરતાં પરોઢીયું થઇ ગયું. કુકડો બાંગ નાખે તે વખત, સોખડાનો મુખી કહે 'તમને કોઇ મારશે નહી, કોઇ સતાવશે નહીં, હવે નીરાંતે સુઇ જાઓ."

## ફોજદાર પોઢી ગયા.

ફોજદાર માંલીકોર ઢોલીયો મંગાવી ચોરમાં સુતાં. ભાટીયો

પણ ચોરામાં સુતો. મોતી બહાર પાંખની નીચે સુતો. રાવણીઆ બહાર તાપણા પાસે વારાફરતી સુતા હતા પછી અમે સુઇ રહ્યા સોખડાના મુખી હતા તે દમણીયું જોડી ચાર વાગે સોખડે વહી ગયા. જડતી આઠ નવ વાગે લીધી. અમારાંથી કશું-કંઇ મુદો નીકળ્યો નહીં. પછી ફોજદાર દમણીયું મંગાવી ગયા. ભાટીયે હારડો પહેર્યો હતો. આસોજનો જુનો મુખી હતો. બીજા ચાર પાંચ હતા. અમે ઓળખતા નથી. ફોજદાર નવા મુખીને કહે "આ લોકોને સોખડે મોકલી દેજો"-જુના મુખીનો દાંત પડેલો છે-તે એકજ ઉપલ્યો દાંત. રાવણીયા કહે "લબાચો બાંધો." તે આગળ અને અમે વાંસે ચાલ્યા. વડ પાસે વાવ છે ત્યાં આગળ અમે ઉભા રહ્યા પછી મનને ડરકાવ થયો કે જાશું તો રાતના જેવું વીતક કરશે માટે જવું નથી. વીચાર કરી લબાચા ઉતારી વડના થડમાં બેઠા. અને ત્યાંથી પાછા ચોરામાં આવ્યા. મુખી કહે "આંહી નહીં, સોખડે જાઓ." અમે કહ્યું "ભુખ્યા છીએ, ખાઇ પીને જાશું" કહી કરગરવા લાગ્યા પછી ગામલોક અને મુખી કહે "ભલે રાંધી ખાઇને જજો." અમે વિચાર કર્યો કે આપણો છુટકો નહી કરે. મારી મારીને લોથ કરી નાંખશે માટે ચાલો વડોદરે જઇએ

## લોટ લેવાને બહાને વડોદરે ગયા.

મોતી જેસંગ, રામસંગ જીવણ અને પુના ગીગા ચારે જણો હતા. મુખીને કહ્યું કે કોઇ કોઇને ખાવાનું નથી તેથી લોટ

લેવા જઇએ છીએ. એમ કહી ત્યાંથી ચાલીને છાણી આવ્યા. ત્યાં ચારે જણુ મોટરમાં બેઠા અને સ્ટેશને આવ્યા. અને ત્યાંથી વખત થોડો હતો તેથી મોટરમાં ન્યાયમંદીર આગળ આવ્યા અને કહ્યું અમારે અરજી લખાવવી છે. તો કહે કોર્ટ હવે ઉઠવાની થઇ છે. લખણીદારો (અરજી લખનારા) ઉઠી ગયા છે. લોકો કહે 'કાલ તો આતવાર છે તેથી કોર્ટ બંધ છે, પરમ દીવસ આવો તો કામ થશે.' પછી શુકરવાર ભરાય છે ત્યાં આગળ દરવાજા આગળથી મણુ લોટ લઇને આસોજ ગયા. બધાં ભેગાં થયાં તેને કહ્યું કે કોર્ટ બંધ થઇ ગઇ એટલે કંઇ થયું નથી કાલ દીતવાર છે તેથી અરજી પરમ દીવસ દેવી હોય તો દેવાશે.' પછી બધા બેસી મત કરવા ગયા કે જાહેર નહીં કરીએ તો ખોટું થશે બધાએ ભેગો મત કર્યો કે દીવાન સાહેબને તાર કરીએ. પછી મેરૂ નથુ અને ઉજા સુરા સ્ટેશન છે ત્યાં તાર કરવા ગયા. તાર કરી આવ્યા. ૪॥ રૂપીયાનો તાર કર્યો.

નાનુભાઇ–ટુંકી કર, ભાઇ.

## "કહયું ન કહયું ભગવાન જાણે!"

સાક્ષી-ઇતો ત્રણુ દી થશે! જુલમ થયો છે પછી બીજે દહાડે સ્વારે સ્ટેશને તારનો જવાબ લેવા ગયા. જવાબ ન આવ્યો એટલે તે લોકો પરભાર્યા વડોદરે આવ્યા. મેરૂ નથુ અને ઉજા સુરા વડોદરાથી મણુ લોટ લઇ દી આથમે. પાછા આવ્યા. પછી અધરાતે સુઆ કે જે કહેતા હોય તે તપાસ માટે આવ્યા. રાતે

આવીને મેડા ઉપર સુઇ રહ્યા. અમને કંઇ પુછ્યું નહીં સવારે હાથમાં કળશીયો લઇ જાજરૂ જઇ બહાર આવી મુખીને પુછવા લાગ્યા. નવા મુખીને પુછ્યું કે "મુખી કોને કોને માર પડયો છે. તે જોઇ લ્યો." સાહેબ દાતણ કરતા હતા અને મુખી આવીને બધાના માર જોઇ ગયા. સફીની છાતીએ ઉઝરડા પડયા હતા તે જોયાં પણ મુખીએ તે સાહેબને કહ્યું ન કહ્યું તે ભગવાનને ખબર.

અત્રે સાડા પાંચ મીનીટ કમ હોવાથી કામ બંધ રાખવા સુચના થતાં રા૦ નાનુભાઇએ કહ્યું "હવે બહું નથી પાંચ છ મીનીટમાં પુરૂં થઇ જશે."

સાક્ષી (તુરત બોલી ઉઠયો) નહીં થાય સાહેબ. હજી તો ત્રણ દી થાશે! બહુ વીતક પડયું છે—હા. (હસાહસ)

પછી સાક્ષીએ આગળ જવાબમાં કહ્યું કે સાહેબે કહ્યું કે "મારે પુજા કરવા વડોદરે જવું છે" કહી મોટરમાં ચાલી ગયા. અમને પુછ્યું નથી કે લખ્યું નથી. જતી વખતે તેણે કહ્યું કે હું પાછો આવીશ. કહી મોટરમાં બેસી વડોદરે ગયા.

અત્રે સાડાપાંચ થઇ જતાં કામ બીજા દિવસ ઉપર મુલતવી રહ્યું.

## કેસનો ચોથો દિવસ.

શનીવાર તા. ૧૫-૨-૩૦ના રોજ સરકારી વકીલ રા૦

નાનુભાઇએ સાક્ષી મોતી નથુની સર તપાસ આગળ ચાલુ કરતાં સાક્ષીએ જણાવ્યું કે પો૦ ના૦ સુબા સાહેબ વડોદરે ગયા તેજ દહાડે સાંજના પાછા આવ્યા હતા. આવીને રાતે સુઇ રહ્યા. અમને કોઇને કંઇ પુછ્યું કર્યું નહોતું. અરધીક રાત થઇ હશે તે વખતે મોતી જેસંગ-અમથા રામસંગ-મેરૂ નથુ અને ઉંજા સુરા એ ચાર જણને બોલાવ્યા. તેમાં હું નહોતો. પછી મેડા માથે તે હતા તે વખતે અમને ૭ સાત જણને બોલાવ્યા. અમને પુછ્યું કે "અમથા રામસંગે અને મેરૂ નથુએ કહ્યું તે તમારે કબુલ મંજુર છે? આમાં સહી કહો છો?" અમે કહ્યું કે "એમણે જે કહ્યું તે અમારે સહી છે. અમને કંઇ વાંચી બતાવ્યું નહીં. પછી કહે "અંગુઠાની સહી દયો" એટલે અમે સાત આઠ જણા હતા તેણે અંગુઠાની સહી દીધી. એ કાગળ પણ અમને વાંચી બતાવ્યો નથી. અમને નીચે ઉતારી દીધા. તે વખતે રાતજ હતી. સવારે સાહેબ ગયા. ત્યારે કહેતા ગયા કે "હું વડોદરે જાઉં છું, તમારૂં સારૂં કરીશ." હાલતી વખતે અમે હાથ જોડીને ઉભા રહ્યા અને કહ્યું કે "સાહેબ, અમે વડોદરે જઇએ તો છોકરાં છૈયાંને દવા દારૂ કરાવીએ, અન્ન દાતા!" તેઓ કહે "બહુ સારૂં, ત્યારે જાઓ વડોદરે." એમ કહી સાહેબ ચાલ્યા ગયા. અમે લબાચા બાંધવા લાગ્યા, ત્યારે નાયબ ફોજદાર હતા, તે કહે "આમથી આમ પાછા જાઓ. પણ વડોદરે જવાનું નથી. આમ પાછા એટલે બીજી દીશામાં જાઓ અગર દેશમાં જાઓ તો માણસ સાથે આપીએ પણ

વડોદરે નહી." અમે કરગરવા લાગ્યા એટલે પરવાનગી આપી. કે હા, જાંઓ. એટલે વડોદરે આવ્યા પછે છાણી આવ્યા, ત્યાં પોલીસ હતો તે કહે "પાસા જાઓ, વડોદરે નથી જવાનું." ત્યાંથી સીધા નહીં આવવા દીધા એટલે ખેતરાઉ આડા માગે ચાલીને અમે વડોદરે આવ્યા.

## દિવાનને બંગલે.

આવીને પાધરા ગયા દીવાન સાહેબને બંગલે. માણસો-ઢોરાં અને લબાચા સોથાં ગયા. થોડોક દી આથમ્યો હતો ત્યારે વડોદરે આવ્યા. બંગલા આગળ ઝાપો છે ત્યાં નજીકમાં ઉતર્યા. ત્યાં થોડી વારે કાશીની છોકરી મરી ગઇ. તેથી અમે રડાકકલ કરી. બંગલામાંથી બે પટાવાળા આવ્યા, ને કહે "તમે અહીં રડો નહી, આ છોકરીને-સકીને દવાખાને લઇ જાઓ. પછી એ છોડીને ઝોળીમાં ધાલી: છોડીનો બાપ અને બીજો કોઇ માણસ દવાખાને લઇ ગયા. મરી ગઇ. તેને ત્યાં જ લઇને બેઠા હતા. પછી ફોજદાર આવ્યા તે કહે કે "અહીંથી લબાચા ઉપાડી લ્યો અને સ્ટેશન આગળ ચોક છે, ત્યાં બેસો." સ્ટેશન ઉપર ગયા તેજ દહાડે રાતે સ્ટેશને ઉતારો કર્યો. પછી અમે દવા કરાવવા દવાખાને ગયા. વાગ્યું ૯ બધા ૧૨-૧૩ માણસ ગયા.

## છોકરીઓ મરી ગઇ.

સકી પણ નાળા પાસે મરી ગઇ. અમે કેસ કઢાવી

દવાદારૂ કરાવ્યાં પછી ગયા ઉતારે. કાશીની છોડી અને સકી બેએની લાસ રાતે દવાખાને હતી. સવારે દશ અગીઆર વાગે દવાખાનામાં સૌ ભેગા થઇ થઇને છોડીયુંની લાસો જોતા હતા. પછી અમે લાસોને બાળી દીધી. છાપરી છે ત્યાં અમને અટકાવ્યા અને નામ નોંધાવી પાવતી આપી. પાવતી તેના બાપ પાસે હતી.

## પ્રવાસી પાગલનો ભેટો.

બીજે દહાડે સાંજે થોડોક દી હતો ત્યારે એક બાવો હોય એવો કોઇ ( પ્રવાસી પાગલને બતાવતાં તેને ઓળખાવી ) માણસ આવ્યો અને કહે " કેમ રડો છો ? " અમે કહ્યું કે "અમને આ પ્રમાણે માર્યા છે, નગ્ન કર્યા અને છોડીયું બે મરી ગઇ અને છોડીઓની એબ લીધી." તે કહે "ચાલો." એટલે અમે ચાર પાંચ જણુ તેની સાથે ગયા. તેમાં હું હતો. તેના ઘર આગળ આવીને પુછ્યું "તમે ખાધું છે !" અમે કહ્યું "ના." એટલે પૈસા આપ્યા તે દયા જાણીને આપ્યા. અમે ભીખારી નથી કે માગીએ અમારા લોક ખીચડું લઇ આવ્યા. પછી અમે તેજ શેરીમાં નાનકડી ઓપીસ છે ત્યાં અરધી કલાક ઉભા રહ્યા. પછી ત્યાંથી બીજી ઓપીસે લઇ ગયા. ત્યાં મેડે લઇ જઇ અમારી હકીકત અમે લખાવી તે માંડી લીધી. પાંચ સાત જણુ હતા. એક જણુ કહેતો હતો, બીજા સાંભળતા હતા અને માંડતા હતા. કોણુ લખાવતા હતા તે મને ખબર નથી. કારણુ એ આગળ અને હું વાંસે હતો. ત્યાં મારો જુદો જવાબ લીધો નથી.

## પોલીસની ધમકી.

ઉતારે આવ્યા ત્યાં વાઇસરોય સાહેબ આવતા હતા, તે પોલીસ કહે " અહીંથી જાઓ " એટલે બીજા દહાડે લબાચો ઉપાડી ગાજરાવાડીમાં ગયા. ફોજદાર અને પોલીસવાળા હતા. તેણે કહેલું. પછે અમે ત્યાં પાંચ છ દી રહ્યા. ત્યાં ફોજદાર સાહેબનાં માણસ અને બીજા આવી આવીને કહેવા લાગ્યા અને ગભરાવ્યા એટલે એક બીજું પરૂં છે ત્યાં ગયા. ફોજદારનાં માણસ આવીને કહે "બસ, અહીંથી વયાજ જાઓ, એટલે બીજી જગાએ ગયા. રાજકુમાર સાહેબ ભદ્રસીંગરાવ આગળ મારી જુબાની થઇ છે. ગાજરાવાડીમાં જતાં એક ફોજદાર અમને રાજકુમારની ઓફીસમાં લઇ ગયા. થોડાક ત્યાં ગયા અને બીજા ગાજરાવાડીમાં ગયા.

## ઉલટ તપાસ.

વકીલ પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે અમારા દેશમાં ખાવાનું સાધન નહીં તેથી અમે બધા આ દેશમાં ઉતરી પડયા. ખરચી લઇને આવ્યા હતા અમારા ગામમાં અમારા કોળીનાં વીસ-ત્રીસ ખોરડાં હશે. અમારા ગામમાં બીજા ૧૦-૧૨ ઘરના કોળી રહ્યા હશે. ( યાદ કરીને ) એકતો જાણે વરસી રહ્યો છે. પછી છગન કાળું-એવાં તે કેટલાકનાં નામ આપીએ ? તે લોકો ત્યાં રહીને ગુજરાન કરે છે કોઇ ખેડ કોઇ

ઘંટી ટાંકવાનું કામ કરે છે. અમારાં નામ પોલીસના હાજ-રીમાં કયાંય નથી નોંધ્યાં. અમે ચોરી ખોરી કરવાનું કામ જાણતા નથી, સતાપુરથી અમે ૩૫ માણસ ગાડીમાં આવ્યાં અને બીજા પગે ચાલીને. મોતી જેસંગ અને હું સતાપુરના છીએ. પણ મોતી જેસંગ આગળથી નીકળેલા. અમે સોએ જણા સતાપુરના છીએ. સતાપુરથી બધા ભેગા નીકળ્યા ખરા. પણ ૩૫ માણસ રેલમાં ગયા અને બીજાં ઢોરઢાંખર હતાં. તે સાથે ચાલીને ગયા. તે વખતે ઢોરમાં ૧ ગાય, ૧ ઘોડુ. ૧ ગોધલો અને ૧૦ બકરાં હતાં હું ચાલવામાં હતો. અમદાવાદમાં મજુરીની ખોળ આ-ગળ આવેલાએ કરેલી. તેણે કહ્યું કે અહીં તો મજુરી નથી, પણ આગળ કાનમમાં કપાસની મોસમ છે તેથી ત્યાં જઇએ અમારી ટોળીનો આગેવાન અમથા રામસંગ ચાલતાં આવ્યા તેમાં અમે મરદ–બઇરાં ને છોકરાં બધાં હતાં. સૌ સૌના પઇસા તે સૌ સૌની પાસે રહેતા. મારા ઘરનાં આઠ માણસ હતાં. બાયડી–બે છોકરા–ત્રણ છોકરી અને ૧ છોકરાની વહુ સાથે છે વહુ ૧૪–૧૫ વર્ષની હશે. એક છોડી ૧૨–૧૩ વર્ષની મોટામાં મોટી છે હું સાઠ રૂપયા લઇને નીકળેલો ભેગા કરેલા તે, ખેડ–મજુરી કરીને. દરબારના અગરમાં મીઠું પકવવા જતો ત્યાંથી ભેગા કરેલા.

## મજુરી માટે પરદેશમાં.

આગળ મીઠું થાય છે તે કરવાનો આ વરસ અમારો વીચાર

નહોતો. તેમાં પેટ ભરીને મળે તેમ નહોતું. તેથી આ બાજુ નીકળી આવ્યા. સાંભળો હું કહું તે અમે ભીખારી નથી. અમદાવાદમાં અમે કોઇએ ભીખ માંગી નથી. અમદાવાદથી પહેલાં કયા ગામે આવ્યા તે યાદ નથી. ત્યાંથી બધા ચાલીનેજ નીકળેલા. પઇસા તો હતા પણ ચાલીને જ નીકળેલા. સાવલી આવતાં કેટલા દી થયા; તે યાદ નથી. મંજુસરના મહારાજ આસોજના ચોરામાં અમે પડયા હતા. ત્યાં આવ્યા હતા અને કહે "ખીચડું અપાવીયે." પણ કહ્યું "અમે ભીખારી નથી" અમે ખીચડું નહીં લીધું. તુંડાવ ગામે પણ ભીખ માગી નથી.

અત્રે સાક્ષીએ કહ્યું કે હું કહું તે સાંભળો. તમે પુછી ઘોટાળો કરો છો.

ના૦ કોર્ટ પુછે તે જવાબ બરાબર આપો.

સાક્ષીએ જણાવ્યું કે સારૂ સાહેબ, અસોજથી અહીં આવ્યા ત્યારથી અમારો ખરચ પરજા મંડળ કરે છે તે વાત ખરી. ખાત્તું પીવું કપડાં લતાં બધો ખર્ચ નહીં. આ ડગલો મારો પોતાનો છે. ધ્રાંગધ્રાનો છે. અહીં પ્રજા મંડળે નથી આપ્યો.

રા૦ પાવરી ના૦ કોર્ટને કહે આ ડગલો ખાદીનો નથી. તે જુઓ.

ના૦ કોર્ટ—પ્રજા મંડળ આપે તો ખાદી સિવાય આપેજ નહીં.

પછી રા. પાવરીના જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે તળાવ ઉપર મોતીઆએ અમને પુછતાં મેં કહ્યું કે મજુરી કરવા આવ્યા

છીએ. કાલા કપાસની મજુરી મળે ત્યાં જવાના છીએ. પણ પીલોલના જીનમાં જવાના છીએ એવું અમે કહ્યું નથી. તે અમને દી આથમ્યો ન આથમ્યો હશે તેવામાં કહેવા આવેલો. કેટલા વાગેલા તે અમે ગામડીયા લોકો કંઇ જાણીયે નહીં.

તળાવમાં મોડી રાતે આવેલા તે બે જણા નહીં પણ ચાર જણા હતા. બીજો હતો તે કોણ છે એમ અમે રાવણીયાને પુછેલું તો કહે સોખડાનો મુખી છે. ચોથા માણસને તે 'ભાટીયો કે વીમાવાળો' એવું કંઇ અમે જાણીયે નહીં. અમે તો તેને 'ચશ્માવાળો' જાણીએ. રાયણ નીચે તે ચાર જણ આવ્યા તે પછી અમે લબાચા બાંધતા હતા, ત્યાંથી ફોજદારે અમારી આંકડ ઉપાડી બંદુક તેના હાથમાં અને ડોકમાં (કારતુસનો) હારડો હતો. અત્રે બે નાળી બંદુક અને ખાલી કારતુસનો હારડો રજુ થતાં સાક્ષીએ તે ઓળખાવ્યાં હતાં.)

## બધાને મારેલા.

તળાવમાં ફોજદારે મને કુંદા નથી માર્યા. ફોજદારે કોને કોને માર્યા તે મેં યાદ રાખેલું નથી. પણ મારેલાં ખરાં, બધાને. મને પોતાને નથી માર્યો, (બંદુકનો કુંદો ઉંચકીને વકીલે હાથથી કરી બતાવીને પુછ્યું કે) આમ મારતા હતા? એટલે સાક્ષીએ કહ્યુ તેમ નહીં. મને બંદુક આપો એટલે બતાવું (કહી બંદુક આપતાં તેણે કુંદો કેમ મારી બતાવ્યો તે દેખાડયું હતું) પછી

સાક્ષીએ જણાવ્યું કે આંકડ મારવી હોય ત્યારે બંદુક બીજા હાથમાં રાખીને છેટેથી આંકડ મારતા હતા. આંકડનો કાંટાં કાઢે છે તે ભાગ, પોતાના હાથમાં ઝાલીને લાકડીવાળો ભાગ છે તે મારતા હતા. ફોજદાર બધાને આંકડ મારતા હતા. મને પણ એ આંકડ મારી હતી. એક ડાબા પગે અને એક બરડામાં. ચોરામાં માર્યું. તળાવમાં કહેતા હો તો મને માર્યું જ નથી. છોડી મારા પાસે હતી તેથી ત્યાં મને કોઇએ માર્યું નથી. ત્રણ વરસની છોડી મેં કાંખમાં રાખી હતી. મેરૂ નથુને બચાવી લીધો તે વખતે છોડી તેની મા પાસે હતી. મેરૂને મેં બાવડું ઝાલીને ખેંચી કાઢયો. મુખીએ આવીને તાપણું કરાવ્યું. "કાઠીયાવાડી ઘોડીઓ ! છોકરાં પછાડો, મરી જાય તો બીજાં જણજો." એમ કહેલું એ મેં કોઇને લખાવ્યું નથી.

## વકીલો વચ્ચે ટપાટપી.

અત્રે "કાઠીયાવાડી ઘોડી" એ શબ્દ વીશે રમુજી ટીકા થતા રા૦ વકીલ ચંદુલાલ અને રા. ઝાટકીયા વચ્ચે સારી ટપાટપી થઇ હતી.

પછી સાક્ષીએ આગળ જવાબ દેતાં જણાવ્યું કે ભાટીયાએ તળાવ ઉપર નહીં પણ ચોરા ઉપર ધોકા માર્યા હતા મોતી-યાએ તળાવ ઉપર કોને કોને માર્યા તે મને યાદ નથી કારણ હું તો મારાંજ છોકરામાં લાગેલો હતો. પણ માર્યા હતા ખરા.

બંદુકનો બીજો અવાજ વાવ આગળ કર્યો તે વાત મેં રાજકુમાર પાસે લખાવી છે.

રા૦ પાવરી--નથી લખાવી.

સાક્ષી–લખાવી છે.

રા૦ પાવરી–સાંભળ, નથી લખાવી.

સાક્ષી–અરે લખાવી છે–લખાવી. અમે તો કહ્યું હતું. માંય લખે ન લખે તે અમને કેમ ખબર પડે ? તળાવ ઉપર ત્રણે જણાએ મારા સિવાય બધાને મારેલા. હાલ્યા આવતા ત્યારે પણ મારતા હતા. ત્યાંથી અમે ઢોરઢાંખર વગેરે સાથે ચોરામાં આવેલાં. અમારી સાથે ચારે જણ ફોજદાર વગેરે ચાલીને આવતા હતાં–દમણીયામાં નહીં. ચોરામાં આવ્યા તે વખતે ત્યાં દાંત પડી ગયેલા મુખી ( દરૂભાઇ ) વગેરે નહોતા. પછી મોડેથી આવ્યા.

## ફોજદાર ઘોડા જેવા હતા.

ફોજદાર સામા બેઠા હતા અને અમારી જડતી લેતા હતા. બીમાર નહોતા ને કશુંય નહતું સાજા ઘોડા જેવા હતા. સવારે ઝડતી લીધી હતી. સવારની દશ વાગતાની વાત છે. રાતે ફોજદાર ત્યાંજ હતા તેમ મારૂં કહેવું છે. અમને રાતે ચોરામાં લઇ જતા હતા, તે ઝડતી માટે લઇ જતા હતા અમે નોતા જાણતા. અમે કોઇને પુછ્યું નથી કે શા માટે લઇ જાઓ છો ? આવીને બેઠા ત્યારે રાતે અમારા લગાચાં કોઇએ ખોલાવીને જોયાં નથી. સવારે જોયા હતાં.

## સકીને અંદર લઈ ગયા.

અમે આવીને બેઠા પછી સકીને અરધીક કલાકે અંદર લઇ ગયા. "શા માટે અંદર લઇ જાઓ છો" એમ અમે પુછયું નહોતું. અમે જાણુતા નહોતા કે તેને શા માટે લઇ જાય છે. સકીને અંદર લઇ ગયા ત્યારે ચારે જણુ માલીકાર અંદર હતા. દરવાજો ઉઘાડો હતો. અમને સેજ છેટે બેસાડયા હતા. ત્યાંથી ઉઠીને હું પાછો ચેરાના થડમાં આવીને પડખે બેઠો. હું એકજ બેઠો. બીજા બધા છેટે હતા બારણાની સામે જઇને ઉભા રહીયે તો ધારીયાથી કાપી નાખે તેથી તેને પડખે રહી સાંભળતો હતો.

## મારતા તે સંભળાતું હતું.

ઢેંકાપાટુ કરે તે પણુ બધું સંભળાતું હતું. ફેંટો અંદર પાથરેલો હતો તે મેં ભાળેલો નહીં. માર માર્યો તે પણુ નજરે ભાળ્યો નથી. કાને સાંભળ્યો. જોવા જઇએ તો અમને મારી પાડે, સાહેબ! સકીની છાતી ઝાલ્યાની વાત સવારે ખબર પડી. માલીપા શું મારતા તે કેમ ખબર પડે? સવારે છોડીએ કહ્યું ત્યારે સમજાયું. બન્ના બેઠા હતા, ને તે વાત કરતી હતી. લબાચાની ઝડતી લીધી તે પહેલાં, છોડીને અંદર પુછતા હતા તે હું સાંભળતો હતો. અવાજ કોનો તે મને શું ખબર પડે. એકએક જણુ છુટો છુટો બોલતો હતો કે છોડી આ તારા બાપનું ફાળીયું લઇ લે. "તેનો બાપ રામસીંગ માલીયા પાસે

જતો હતો તેને ધારીયાનો કુંદો માર્યો. છોડીએ કહેલું કે "મા મરી ગઇ છે અને બાપ છે." કોણે પુછ્યું તે મને શું ખબર? માલીપા પુછે તે કેમ ખબર પડે? છોડી કહે "મારા બાપનું કે મારા કુટુંબનું પણ આ ફાળીયું નથી." તે અમે બહાર સાંભળતા હતા. ઉગમણી બાજુએ જઇએ તો સપુચા મારી નાખે તેવી બીકથી કોઇ તે તરફ ન ગયા. ચાર તો ચાર વીસું થઇ પડયા હતા. તે તો ચાર રાખશ (રાક્ષસ) થઇ પડયા હતા તે અંદર હતા, પણ પાછા ત્રણ રાવણીયા ચોકી માટે ચોરાની પાંખ છે તેની નીચે બેઠા હતા. રાવણીયાં પાસે ધારીયાં હતાં, તેની બીક તો લાગેજને! મેં સાંભળ્યું તે બધી વાત કોઇને નહોતી કરી. સકીએ પણ રાતે કોઇની આગળ વાત કરેલી નહીં. બહાર આવી તેવી પોતાની જગ્યાએ આવીને બેસી ગઇ. ફોજદારે કહ્યું કે "આદમીઓને અંદર લાવો."

## પુરૂષોને અંદર લઇ આવ્યા.

ભાટીયાને તથા મોતીયાને કહ્યું. પછી માલીપા અમે ગયા. મોટા ઓરડામાં બધાંને સામેની ભીંતે ઉભા કર્યા. અંદર લઇ જઇને અમને મારવાજ માંડયા. ફાળીયું વચમાં નાખીને કહ્યું 'ઓળખો કોનું છે" કહ્યું "સાહેબ અમારૂં નથી." એટલે મારવા લાગ્યા. તે વખતે ચારે જણા અંદર હતા—ત્રણ આરોપી ને ચોથો ભાટીયો. બારણામાંથી પેઠા તે ઉઘાડું હતું ને ત્યાં

રાવણીયાને બેસાડયા. બઇરાં લોકો બહાર હતા પણ બારણાની સામે નહીં. ફોજદાર સા૦ ભાટીયો, મોતીયો મારતા હતા. પટેલ મારતો નહોતો. પણ કહેતો કે મારો સાલાને, માની જાવને, ૫૦ રૂપીયા લઇ લ્યોને. " આ હકીકત રાજકુમારને મેં લખાવી નથી. જો ત્યાં નહીં લખાવ્યું હોય તો પણ સાચી વાત છે. અહીં લખાવીયે તે પણ સાચી વાત છે. કાગળો દુર મુકીને પુછોને સાહેબ! તો પણ સાચું છે તે જ કહેશુ. બધાને મારતા હતા. મને પોતાને પણ મારતા હતા. તેથી હું આંધળો થઇ ગયો હતો તેથી બીજાનું હું જાણું નહીં. કોને પહેલે મારવાનું શરૂ કર્યું તે મને કેમ ખબર પડે? એણીપાથી મારતા મારતા આવ્યા ત્યારે મને મારવા લીધો. સાહેબ. મને તો મારા પંડની પડી હતી. એટલે જોઉં. પણ મને બીજાની શી ખબર પડે? મને ફોજદારે બે ત્રણ કુંદા છાતીમાં–બે ત્રણ વાસામાં માર્યા અને બે આંકડ વાંસામાં ને પગમાં મારી. ફોજદારે એકી વખતે આ માર મને માર્યો મોતીયાએ ધોકો એટલે ધારીયાની લાકડીથી માર્યો હતો. ધારીયાની લાકડી તેને અમે ધોકો કહીએ છીએ. એવો એક ધોકો ઢીંચણમાં મારેલો. હજુ ઉભો રહી શકતો નથી સાહેબ! વીસ દીવસ તો દવાખાનામાં ગયો હતો. અમારો ધોકો ચશ્માવાળાએ રાયણ પાસે લીધો હતો. મને મારવા આવ્યા ત્યારે ભાટીયા પાસે કંઇ નહોતું. ધોકો કયાં મુકી આવ્યો તે મને શું ખબર? બીજાને માર્યા ન માર્યાનું હું કહી શકું નહીં. ભાટીયો ધોકાથી બીજાને મારતો હતો ખરો.

મને હોટ મુકી હતી. માથે ફોજદાર એક હાથે બંદુકના કુંદા મારતા હતા અને એક હાથે આંકડ મારતા હતા. કાલે મોતીયા પાસે અમારો ધોકો હતો તે મારતો હતો તેમ લખાવ્યું તે અવળું લખ્યું હશે. ધોકો એટલે ધારીયાનો અને ધારીયું અમારી પાસે તે ક્યાંથી હોય? વિભાગમાં જવાબ લખાવ્યો છે તેમાં સોટા–આંકડ કે ધોકાથી માર્યાની અને તે ધોંકો અમારો હોવાની વાત લખાવી નથી. મને માર્યા પછી ત્યાં આગળ શું ચાલ્યું તે હું કહી શકતો નથી. મને માર્યો તેથી હું તો ધરાઇ રહ્યો હતો. હું છાનો માનો ખુણામાં જઇને ઉભો રહ્યો. અમોને મારતા તે વખતે ચોરાની નાની બારીઓ ઉઘાડી હતી કે કેમ તે કોણ નજર કરે? કેમ ખબર પડે? ફાળીયું કબુલ ન કર્યું એટલે મારી મારીને બહાર કાઢયા. પછી અમે બહાર આવીને અરધી કલાક બેઠા હોઇશું. બઇરાં સાથે કાંઇ બોલ્યા ચાલ્યા નથી.

## બઇરાંઓને પણ અંદર બોલાવી માર્યાં.

પછી અરધી કલાકે બઇરાંને અંદર બોલાવ્યાં. તે વખતે અમે તુરત અંદર જઇ ચઢયા તે વાત ખરી નથી. અમે મોતી અને ભાટીયા ઉપર ગીલ્લો કરીને અંદર ધસી ગયા તેથી મોતીએ બંદુકનો બહાર કર્યો તે વાત ખરી નથી. બઇરાંઓને પોટલાં સાથે અંદર બોલાવ્યાં હતાં તે વાત ખરી નથી. બઇરાંઓને અંદર બોલાવ્યાં ત્યારે બારણું ઉઘાડું હતું. મોઢા આગળનું

પેસવાનું બારણું. એમને બોલાવીને મારવા માંડયાં તે અમે બારણા સામે બેઠા હતા તે જોતા હતા ફરી કહું છું કે જોતા હતા નહીં. પણ છેટે બેઠા હતા તે સાંભળતા હતા. બારણા સામે ઉભા હોય તો જોઇએ પણ બાજુએ લઇને મારતા હતા તેથી ન દેખાય.

અત્રે વખત થઇ જતાં ના. કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

## બપોર પછીની તપાસ.

બપોર પછી સાડાત્રણ વાગે કોર્ટનું કામ ફરી શરૂ થતાં રા૦ વકીલ પાવરીની ઉલટ તપાસ આગળ ચાલુ થતાં સાક્ષીએ જણાવ્યું કે બૈરાં હતાં ત્યારે અંદર મરદોને બોલાવ્યા અને મારવા માડયાં. પછી મને માર્યો નથી. પણ ભાટીયાએ ધોલ ધપાટ કરી હતી. બીજાને શું માર્યું તે મને ખબર નથી. તે વખતે અમને બઇરાંને ને મરદોને લાઇન કરીને નાગાં કરીને ઉભા રાખ્યાં. બઇરાં પાસે પુરૂષોની ઇંદ્રી ઝલાવતા હતા તે એક એક બઇરીને છુટી બોલાવી ઝલાવતા હતા સગાઇ જે નકી કરતા તે બઇરીને પુછીને નકી કરતા. મને પુછ્યું કે "તારી સગી કોણ છે?" હું જુઠું બોલ્યો "આમા મારી સગી તો કોઇ નથી" બીજા કોઇ જુઠું બોલ્યા કે કેમ તે મને ખબર નથી. રામસંગ જીવણને ફોજદારે પુછેલું કે "તારૂં સગું કોણ છે?" તે મારા થડમા ઉભો હતો તેથી કહું છું કે તે પણ

જુઠું બોલ્યો એટલે તેની પણ ઇંદ્રી કોઇ પાસે ઝલાવી નહીં. એ ત્રણ બાઇરીના નામ દીધાં છે તે સીવાય બીજાં પાસે કોઇની ઇંદ્રી ઝલાવી નથી. કુમાર આગળ લખાવ્યું છે કે બીજા બધા પાસેથી ઇંદ્રી ઝલાવી. મારી ઇંદ્રી ઝલાવી નથી તે ખરૂં. પછી અમે તો લુંગડાં પહેરીને બહાર નીકળ્યાં. કેટલાંક બાઇરાંઓ ૪–૫ બાઇરાં નાગાં બહાર આવ્યાં. અને બહાર આવીને કપડાં પહેર્યાં.

## તમારામાં જુવાન કોણ છે?

સકીને મોતીયો બાવડું ઝાલીને 'ચાલ મારી દીકરી ચાલ કહી પાછો અંદર લઇ ગયો. "તમારામાં જવાન કોણ છે?" એમ સકીને પુછ્યું તે માલીકોર ચોરાની અંદર જઇને પુછ્યું. તે વખતે બારણું બંધ હતું. પણ પુછતા હતા તે સાંભળ્યું. કોણે પુછ્યું તે શી ખબર પડે? અવાજ સાંભળ્યો. સકીએ કહ્યું કે અમારામાં ઝણુ અને પારવતી બે જવાન છે" તે અમે સાંભળ્યું. મેં સાંભળ્યું. હું બારણાની પડખે બેઠો હતો. ફોજદારને આમ પાછું પુછવાની શી જરૂર પડી તે તેને ખબર. સાક્ષીને તેની ઓરતનું નામ પુછતાં તેણે કહ્યું નામ નહીં લેઉ. બાઇરાંનું નામ કોણ લે?' ઝણુ તે ઉજા સુરાની બાયડી અને પારવતી તે મોહન મંગાની બાયડી થાય અમને ખબર નહી કે અંદર ખરાબ કામે બોલાવી જાય છે. માટીડા બહાર આવીને બેઠા પછી અરધી કલાકે ઝણુને અંદર લઇ ગયા.

ઝબુને અંદર બોલાવી કમાડ વાસી દીધું અને તે વખતે ફોજદાર સા૦ અંદર માલીપા હતા. બીજા બે બહાર હતા. ભાટીયો બારણું અડધું ઉઘાડું અડધું બંધ એવી રીતે ઉભો હતો. અંદર તેણે શું કર્યું શું નહીં, તે હું જાણતો નથી. કોણે તેની લાજ લીધી તે પણ જાણતો નથી. સોખડાના પટેલ બારણાના થડમાં બહાર તાપ થાતો હતો ત્યાં હતા.

## "કરવું હોય તે કરીને બહાર કાઢી."

રાજકુમાર સાહેબ આગળ લખાવ્યું છે તે વાંચી બતાવતાં સાક્ષીએ કહ્યું કે સકીને બહાર કાઢી-ઝબુને અંદર બોલાવી–કમાડ વાસી દીધું, અંદર ફોજદાર. ચશ્માવાળો અને સીપાઇ હતા, પછી ઝબુને કરવું હોય તે કરીને બહાર કાઢી વગેરે લખાવ્યું છે તે ખરૂં છે અંદર ઝબુ હતી તે કંઇ બોલી જ નથી–પછી શું સાંભળીયે ? ઝબુ રડતી રડતી બહાર આવી ત્યારે કોઇએ પુછ્યું નથી. તેમ તેણે કહ્યું પણ નથી ઝબુ બહાર આવ્યા પછી અરધી પોણી કલાકે પારવતીને અંદર લઇ ગયા ભાટીયો ચશ્માવાળો આવીને લઇ ગયો. અંદર જતાં ઝબુએ પારવતીને અટકાવી નહીં. કોઇએ પણ અટકાવી નહી. પારવતીને ભાટીયો અંદર લઇ ગયો ત્યારે ચોરાનું આથમણું બારણું ઉઘાડું હતું. આગલું બારણું ઉઘાડું હતું. અને માયલું બારણું વાસી દીધું હશે. છોડીએ આવીને કહ્યું કે માયલું બારણું વાસી દીધું હતું. તે વખતે ધારીયાવાળો

મોતીયો બહાર હતો. ફોજદાર ચોરામાં હતા અને ભાટીયો માલીકોર હતો. આ વખતે અંદર જવા અમારામાંથી કોઇએ તજવીજ નથી કરી. ઝબુએ વાતજ કરી નથી. પારવતી અંદર હતી તે દરમ્યાન અવાજ અંદર થયા સાંભળ્યા નથી. બધા બેઠા હતા ત્યાં બહાર આવીને પારવતીએ કહ્યું કે "અંદર તો ઇજ્જતું લે છે." પારવતી બહાર રોતી રોતી આવી એટલે બઇરાંઓએ પુછ્યું. ઝબુને બઇરાંઓએ કેમ નહીં પુછ્યું તે કેમ ખબર પડે? અમે એમ ધાર્યું કે ફેંટો ઓળખાવતા હશે, તેથી મારતા હશે ને રડતી હશે, તેથી ન પુછ્યું. પારવતી બહાર આવી પછી અમારી ખાત્રી થઇ કે અંદર લાજ પાડે છે. કાશીને ચશ્માવાળો નહીં પણ મોતીયો લઇ જતો હતો; કાશીને ચશ્માવાળો બોલાવી ગયો એમ લખાવ્યું છે તે યાદ નથી, સાહેબ! બબે મહીના થઇ ગયા. અમે ભણેલા નથી કે આવું બધું યાદ રહે લખાવ્યું હોય તે ખરૂં કે ખોટું તે શું ખબર પડે? અમને વાંચી બતાવ્યું હતું. ઝબુ અને પારવતીને બબે છોકરાં છે. ઝબુને લઇ ગયા તે વખતે છોકરી નાની હતી તેને અંદર લઇ ગયા. પારવતી બાળકને પોતાના ભાયડાને આપીને ગઇ.

## ઈજ્જત લે છે તે જાણતા હતા પણ શું કરે?

ઇજ્જત લે છે તે જાણ્યા પછી કાશીનુ મોતીયાએ બાવડું ઝાલ્યું. અમે કાશીને છોડાવવાનો પ્રયત્ન ન કર્યો. ઇજ્જત પાડવા અંદર લઇ જતા હતા. છતાં કેમ ન બોલ્યા તેના જવાબમાં

જણાવ્યું કે શું કહીએ, સાહેબ! મદારી એરૂને રમાડે ને ઝેર ખેંચી લે છે તેમ એમણે અમારૂં ઝેર ખેંચી લીધું હતું. છતાં કાશીએ તો રકઝક કરી. છોકરૂં ચોરાના પગથીયે ચઢતાં પડી ગયું. માથું બાથું ફુટી ગયું તે અમે જોયું નથી. પડયું એટલે તેની માયે લઇ લીધું. ઝીણું પોરૂં રૂવે તો પણ શું ખબર પડે. પછી કાશીને અંદર ન લઇ ગયા. આ બધું થઇ રહ્યું પછી દાંત પડી ગયો છે તે મુખી આવેલા પણ તે બહાર તાપ થતો હતો ત્યાં ઉભા હતા. અમને બધાને બહાર કાઢયાં ત્યારે તેને અમે બારણા આગળ બહાર બેઠેલા જોયા. એમની સાથે કોઇએ નહોતું આવ્યું. અડધી રાતે તે કોણ આવે? ફાયર કેમ કર્યા તે કંઇ મોતીયાને મુખીએ પુછયું નથી. કાશીની છોકરી પડી ગઇ તે ચોરાના પગથીયા આગળ એટલે અંદર પડી ગઇ. સોખડાના પટેલના હાથમાં એક વાંકડી ગેંડી (રૂપાના ખોળવાળી લાકડી) હતી. એ લાકડીથી કોઇને માર્યું નથી. ફોજદાર તે દીવસ આખી રાતે ધર્મશાળામાં નહીં પણ ચોરામાં હતાં.

## પુછતા પુછતા વડોદરે.

ફોજદાર દમણીયામાં જવા વાસ્તે ખુરશી ઉપર પગ દઇ ચડયા હતા એ વાત ખોટી છે. એ લોકો ત્રણ જણા (પટેલ શીવાય) બારેક વાગે ગયા હશે તે ગયા પછી અમે બધા દીલગીર થઇને બેઠાં હતાં કોઇને વાત કરી નહોતી. ફોજદાર ગયા પછી

કલાક બે કલાકે સોખડે જવા અમે ગયા. ઉઠતાં પહેલાં ન જવું એવો વીચાર તો હતો. પણ રાવણીયા લેઇ ચાલ્યા. પછી અમે મુખી આગળ કરગવા લાગ્યા. એટલે મુખી કહે "ઠીક ખાઇ કરીને જજો." ગુનાહના દીવસે રાતમાં ગામમાં જઇને કોઇને બોલાવવાની અમારામાંથી કોઇએ તજવીજ કરી નહોતી. ચોરાની આજુબાજુ તમામ વસ્તીનો જ ભાગ છે. તે દીવસે અમે ગામમાંથી ખાવાનું માગ્યું નથી. અમે તો શું, પણ સાત દીન ભુખ્યાં હોય તો અમારાં છોકરા પણ માગવા ન જાય. અમે કંઇ ભીખારી નથી. ફોજદાર ગયા પછી અમે એક કલાકે વડોદરે આવ્યા હતા. વડોદરે આવવાનો રસ્તો અમે જાણતા નહોતા. અમારા સાથે ગામમાંથી કોઇ નહોતું આવ્યું. પુછી પુછીને વડોદરે આવ્યા. વાંકા રસ્તા હોય પણ પુછી પુછીને આવ્યા. દર ઠેકાણે પુછવું પડતું હતું. હજારો માણસ આવતાં જતાં હતાં. છાણી ગામ મોટું છે તે ગામની સોંસરવા બજારમાં થઇને આવ્યા. ત્યાં અમે કોઇને વાત તો કરી નથી. ચાહની હોટલમાં મોટર આવવાની વાટ જોઇને ચડમા બેઠા લાખું માણસ જાય છે. મોટરમાં, તે અમને કેમ ખબર ન પડે? રસ્તામાં લોકોને પુછ્યું હતું તો લોકો કહે "છાણીએ જાઓ તો ત્યાંથી મોટર મળશે." મોટરમાં અમે આવ્યા ત્યારે અમે ચાર જણ હતા બીજા કોઇ નહોતા. બબે આના આપ્યા.

## ફરિઆદ કરવા ન્યાય મંદીરે.

ત્યાંથી સ્ટેશનેથી અમે ન્યાયમંદીરે આવ્યા. કોઇએ કહેલું

નહીં. અમે અમારી મેળે આવ્યા. કાને સાંભળેલું કે અરજી લેનારી ન્યાયમંદીર છે તેથી આવ્યા. છાણીથી વડોદરા એક ગાઉનું છેટું હોય કે ત્રણનું તે અમે ભરી કાઢ્યું નથી. અહીં આવ્યા ત્યારે પણ અમારી સાથે કોઇ નહોતું. સ્ટેશન ઉપર મોટરવાળાને કહ્યું કે અમને ન્યાયમંદીરમાં લઇ જા. સાડા પાચે અહીં આગળ આવ્યા લોકો ઉતરતા હતા ત્યારે આવ્યા. ફરીયાદ આપવાને વાસ્તે જ વડોદરે આવ્યા હતા. અમારા ઉપર આવો સીતમ ગુજર્યો છે તે વાત અમે કોઇને ન કરી. અહીંથી સલાહ લઇને તાર લખાવી જઇને–આસોજ જઇને આ યુકતી રચી ? તેમ સાક્ષીને પુછતાં કહે, ના સાહેબ, અમે લોટ લઇને ગયા. તાર સંબંધમાં અમે કોઇને પુછ્યું નહોતું. તે દીવસ આ મહારાજ ( પ્રવાસી પાગલ ) અમને મળ્યા નથી. ન. ગુ. ની ઓફીસમાં કોઇ લઇ ગયા નથી. લોટ લઇ સ્ટેશન સુધી ચાલીને ગયા હતા. પછી મોટરમાં છાણીએ ગયાં. અને ત્યાંથી પગે ચાલી આસોજ પહોંચ્યા. છાણીમાં ગયા ત્યારે દીવા થયા હતા.

## "ખબર કરીએ તે તાર."

બધા ભેગા થઇને વીચાર કર્યો કે તારથી જાહેર નહીં કરીએ તો મારી મારીને ઝેર કરી નાખશે. એમ ધારીને તાર કર્યો. પહેલું મેરૂએ કહ્યું કે તાર કરીએ. તાર એટલે ટેલીફોન કે કંઇ તેવું કહે છે તે ખબર મોકલીયે તે તાર. તાર કરવા મેરૂ નથુ–ને ઉજા સુરા એ બેજ જણા ગયેલા. બીજું કોઇ સાથે ગયેલું નહીં. તાર

મુકીને વડોદરે આવવાની સલાહ અમને વડોદરેથી કોઇએ આપી નહોતી. અમે કોઇને પુછ્યુંજ નથી. તાર કર્યા પછી બીજે દહાડે મેરૂ નથુ અને ઉજા સુરાએ વડોદરે જઇ આવીને અમારી પાસે કંઇ વાત કરી નહોતી.

## સાહેબે કાંઇ પુછયું કે લખ્યું નહિ.

જે સાહેબને અમે 'ભગત' કહીયે છીએ તેણે આવીને કંઇ પુછ્યું નથી કે લખ્યું નથી. સારૂં થશે કહી ઉપર ગયા. અમથા રામસીંગે અમારા બધાના આગેવાન તરીકે જવાબ આપ્યો છે. તે વખતે અમે ભોંયે હતા તે ઉપર હો। અમથાને તે વાંચી બતાવ્યો કે કેમ, તે અમને ખબર નથી. તેનો અંગુઠો તો લઇ લીધેલ હતો અને અમને કહ્યું એટલે અમે પણ આમ કરીને અંગુઠો દાબી દીધો. બીજું શું? અમથા રામસીંગે સહી કરી છે તે તમને કબુલ મંજુર છે?" એમ પુછ્યું. એટલે કહ્યું કે "તેણે કર્યુ તે કબુલ," કહી અંગુઠો દાબી આપ્યો. મેરૂ નથુ અને ઉજા સુરાના જવાબ પણ ત્યાં લીધા હતા. અમે તો અમથા રામસીંગમાં સહી દીધી. તે અમે સાત જણાએ દીધી. અમથા રામસીંગે કહ્યું હોય કે તળાવે બે જણ બોલાવવા આવેલા અને મારવામાં પણ બે જણ હતા તો તે વાત ખોટી.

## વડોદરે જવા દેવા ફોજદારની ના.

બઇરાંઓની લાજ લીધી તે કહી શકાયે નહીં એમ કહેલું

પણ અહીં તો પછી નામ દીધાં. સકીને તાવ આવતો હતો તેથી વડોદરે દવાખાને લઇ જવા સાહેબે કહ્યું હતું. સોખડાનો ફોજદાર આવ્યો હતો પણ તે સાવલી કે વડોદરે લઇ જવા નહીં. પણ તેણે કહ્યું કે આમ જાઓ આમ સાવલી ભણી નહિં પણ વડોદરા ભણી પણ નહીં પણ આમ જાઓ, એટલે ઘણો કપાસ થયો ત્યાં જાઓ.

અત્રે રા. પાવરીએ સાવલી કયાં છે?" એમ પુછતાં સાક્ષીએ કહ્યું, "સાહેબ, મારી ભેગા આવો તો માગે માગે લઇ જાઉંને સાવલી બતાવું. બીજું અમને શું ખબર?" વધુ પુછતાં સાક્ષીએ કોર્ટ રૂમમાં દીશા બતાવતાં ઇશાન તરફ બતાવ્યું. પોલીસે આ ઉંધો રસ્તો બતાવ્યો તે વાત મેં અત્યાર સુધી કહી નથી. કાશીની છોડી હાડપીંજર જેવી નહી; પણ ધબ્બડીયા જેવી હતી. પડયા પછી બે દીવસ રડી. પછી તો સાદ નીકળે તો રડી ન રડી સંભળાયને?

અત્રે પાંચ વાગ્યા ત્યારે સાક્ષી થાકી જવાથી અને તરસ્યો થવાથી તેને ના. કોર્ટે પાંચ મીનીટ બેસવા અને પાણી પીવાની સવડ કરી આપી હતી. પછી ઊલટ તપાસ આગળ ચાલુ થતાં સાક્ષીએ જણાવ્યું કે, અમને વાગેલું તે અહીં દવાખાને આવ્યા ત્યારે દવા ચોપડવાનું થયું હતું. ત્યાં સુધી દવા કરી નહોતી. સકીની લાશ ડાકટરે દવાખાને તપાસી હતી. ચીરીને તપાસતા હતા ત્યારે બે ડાકટર હતા. તે માયલીપા ગયેલા. અમને તો ઉઠાડીને દુર બેસાડેલા. દીવાન સાહેબને બંગલેથી બે

પટાવાળા આવ્યા. ને કહે "છોડી મરી ગઇ છે તેને ને બીજી છોડીને પણ દવાખાને લઇ જાઓ." સ્ટેશન આગળ ફરતા ફરતા અમારા નશીએ બાવાજી ચઢી આવ્યા. તેની મારા સાથે વાત-ચીત થઇ નથી. બીજા સાથે થઇ તે મેં સાંભળી પણ નથી. અમે ભીખારી નથી. મહારાજે ( પ્રવાસી પાગલે ) ખીચડું અપાવ્યું તે પહેલાં અમે ત્રણ દીવસનાં ભુખ્યાં હતાં.

અત્રે ટાઇમ થઇ જતાં, કામ સોમવાર તા. ૧૭-૨-૩૦ ઉપર મુલતવી રહ્યું હતું.

## પાંચમો દિવસ.

સોમવાર તા. ૧૭-૨-૩૦ ના રોજ મુકર્દમાની તપાસ આગળ ચાલતાં પહેલાં મી૦ પાવરીએ આ કેસમાં નાશી છુટેલો ભાટીયો પકડાયો છે એવી કેટલાક છાપામાં ખબર છપાઇ છે તે વિષે પુછતાં કોર્ટે જણાવ્યું કે કોર્ટને તે વિષે કશી ખબર નથી મળી તેમજ પોલીસ સર ફોજદાર મી૦ હોસંગડીએ પણ જણાવ્યું કે તેમને પણ તે બાબતમાં ખબર મળી નથી.

## મોતી નથુની ઉલટ તપાસ ચાલુ.

બાદ બીજા સાક્ષી મોતી નથુની ઉલટ તપાસ આગળ ચાલતાં તેણે જણાવ્યું કે સાવંત સાહેબે તેઓને સાવલી નહિં પણ વડોદરાના દવાખાને જવા કહેલું. અમારી બધાની જડતી સવારે

લેવામાં આવી હતી એવું અમે કુંવર સાહેબને કહ્યું હતું. તેમણે લખ્યું હોય કે નહિં તે કોણ જાણે. અમને માર મારેલો, છોડીયુંની ઇજ્જત લીધી તેની ફરિયાદ કરવા અમે ન્યાય મંદિરે આવેલા પરંતુ ઝબુ અને પારવતીને સાથે લાવેલા નહિં. તે મારથી એવી થઇ ગઇ હતી કે ચાલી શકે તેમ નહોતું. અમે ચાર જણા વડોદરે આવેલા તે સાથેજ રહેલા. છુટા પડેલાજ નહિં વડોદરામાં અમે કોઇને અમને માર્યાની વાત કરી નહોતી કે કોઇને માર દેખાડયો નહોતો કે લોટ લઇને અમે આસોજ પાછા ગયા.

## ટાઢ તડકો વેઠવા પડયા છે.

આસોજથી અમે બધા સાથે નીકળેલા. સકીને તેના બાપે અને બીજાઓએ ઝોળીમાં નાંખીને ઉપાડી લીધી હતી. અમે છાણીને રસ્તે ખેતરોમાં ફરીને આવ્યા હતા. કેટલા ખેતર ફર્યાં તે કોઇ ગણ્યું નથી. વડોદરામાં અમે ગજરાવાડીમાં રહ્યા ત્યારે અમારા ઉપર પોલીસનો પહેરો નહતો. સ્ટેશન ઉપર રહ્યા ત્યાં પણ પોલીસનો પહેરો નહોતો. હમણા નવાપુરામાં રહીએ છીએ ત્યાં પણ નથી. નવાપુરાંમાં મકાનમાં નહિં પણ ખુલ્લાં ખેતરમાં ટાઢ તડકામાં પડયા છીએ ખેતર કોનું છે તે ખબર નથી પડતર પડયું છે ત્યાં કાંઇ શાક બકાલું વાવ્યું નથી.

## પ્રજામંડળ તરફથી મળતી ખોરાકી.

પ્રજા મંડળની ઓફીસમાં અમે નહિં પણ છોકરાં અનાજ

લેવા જાય છે. ૧ા મણ ખીચડી, ૨ મણ બાજરી, ૧૫ શેર શાક, ૨ શેર તેલ, ૨ શેર મરચાં આપે છે. લીલું શાક લેવું હોય તો કાંદા બટાટા અપાવે છે. (નટવરલાલને બતાવીને) તે સાથે નથી આવતા પરંતુ ચીઠી કરી આપે છે તે લઇને છોકરાં લઇ આવે છે.

નવાપુરામાં આવ્યા પછી સુતરીયા સાહેબની ઓફીસમાં બીલકુલ ગયા નથી. "નવગુજરાત" વાળા ચીમનલાલને ઓળખતા નથી. નવાપુરામાં હજારો માણસો આવે તેમાં કયો કોણ છે તે અમે કેમ જાણીએ.

## શકીને શ્વાસ ચડયો.

સકીને ઝોળીમાં વડોદરે લાવ્યા પછી તેનો શ્વાસ ચડયો. તેને તાવ બીલકુલ આવ્યોજ નથી. દિવાન સાહેબને તાર કર્યા સિવાય બીજી અરજી કરીજ નથી? તેમ અમે પઇસા આપીને કોઇ વકીલ રોકયા નથી. અમારી ગાંઠે વકીલ રોકવાના પૈસા કયાંથી હોય? ડોકટર કહેવાય છે તેમને જોયા છે. નવાપુરામાં આવેલા લંગડા વકીલ ત્યાં આવ્યા નથી. અમે તેમને ઓળખતા નથી.

## મી૦ ઝાટકીયાએ લીધેલી ઉલટ તપાસ.

તે પછી સાક્ષીની મી. ઝાટકીયાએ ઉલટ પાલટ તપાસ લેતાં તેણે જણાવ્યું કે મારે ઘેર ખેતી હતી. આ સાલ

ભાગી નાખી અમે હરથારી જમીન ખેડીએ કે અગર પકાવવા જઇએ. મોટા છોકરો ખારાઘોડે મીઠું પકાવે છે.

## ત્યાં કાંઈ લાસું નથી પડયું.

હું ખારા ઘોડે ન ગયો ને આ ટોલીમાં મળ્યો કેમકે ત્યાં કંઇ લાસું નથી પડયું કે જઇને લુમખો લઇ લઇએ. ત્યાં બધાનો સમાવેશ ન થાય. અત્યારે મારી પાસે ૧૭–૧૮ રૂપીયા હશે. મેં એ વાત પ્રજા મંડળને કહી નથી. બીજા પાસે પૈસા હોય તે હું શું જાણું? હું મારા પંડની વાત જાણું. પાસે પૈસા હતા પણ પછી કમાણી મળે કે ન મળે તેથી રેલમાં ન ગયા અને પગપાળા ગયા. તેથી પૈસા બચી ગયા હતા. કાનમમાં કપાસ વીણવા જવાનું નક્કી કર્યું હતું. બીજે મજુરી મળશે કે નહિ તેની ખબર નહોતી. કાનમ કયાં છે તેની ખબર નહોતી પણ અમદાવાદમાં સાંભળ્યું કે ત્યાં કપાસ થાય છે અને કમાણી સારી થશે. એટલે પુછતા પુછતા નીકળેલા.

## "ઘણાની રોજી ઉઘડી છે."

હજુ કાનમ કેણી મેર આવ્યું તે ખબર નથી. મજુરી મળત કે નહિં પણ જેઠ મહીનામાં પાછા જાત. પરમેસર રોજી ઉઘાડી દેત.

મી૦ ઝાટકીયા અહી તો રોજી ઉઘડી છે.

સાક્ષી – હા.

ના૦ કોર્ટ—( કટાક્ષમાં ) ધણાની રોજી ઉધડી છે.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે અમને બળતણ લાવી ભડકો કરવા કહેલું એ વાત અમે કુંવર સાહેબને કરેલી. ત્રણ ચાર વેણ સાથે કહીએ તે લખાય કે નહિં તે અમે શું જાણીએ !

ત્રીજા આરોપી સામે ફરિયાદ પોલીસ નાયબ સુબા પાસે કે કુંવર સાહેબ પાસે લખાવી નથી. ચોરામાં રાવણીયા પાસે મુખીએ તાપ કરાવ્યો. આ અને બીજા મુખી ઘડીક ત્યાં તાપતા હતા અને પછી ચોરામાં ગયા હતા. અમને મારવા વખતે તે હાજર હતો અને રૂ. ૫૦ લ્યો અને ફાળીયું કબુલ કરો એમ કહેતો હતો તે અમે કુંવર સાહેબ પાંસે લખાવેલું.

સુતરીયા સાહેબની ઓફીસમાં ગયેલા. પછી ખીચડું લેવા સિવાય અમે ગયા નથી. બીજા ગયા હોય તો મને ખબર નથી. હું મારી વાત જાણું. મારી પાસે પોતાનું ૧ બકરૂં હતું તે ભરવાડને વેચી દીધું. ગા, ગોધલો અને ઘોડું મારા પોતાના નથી પણ ટોળીના છે. અમે માગીને ખવાડતા નથી પણ ગા જાણીને કોઇ ખાવા આપે.

## અમે ઉંચા કોળી.

અમે તળપદા કોળી છીએ. ચુંવાળીયા પગી કહેવાય છે. લીંબડી, વઢવાણ, સતાપુર બધે ચુંવાળીયા કોળીની જાત છે.

અમે ચુંવાળીયાથી ઉંચા કહેવાયે. અમે એમનું ન ખાઇએ. ચુંવાળાયા કોળી ગુનો કરે ન કરે તે ઇશ્વર જાણે અમારા મલકમાં અમે કોઇ ગુનો ન કરીએ. અદેસીંગ (અજીતસિંહ) રાજાના વખતમાં મારી નાખતા.

## વીતકની વાત કહી.

અમે ઠેસને બેઠા હતા ત્યારે નટવરલાલ અમારી પાસે આવીને બેઠેલા "તમે કોણ છો ?" કેમ આવ્યા છો? એ બધું એમણે પુછેલું. અડધોક કલાક બેઠા હશે. સારૂં માણસ પણ અમારી પાસે જાજમ બાજમ નહિં એટલે ગોદડું પાથરીને બેસાડેલા. અમે તેમને અમારા વીતકની વાત કહી. અમને માર્યા, નાગા કર્યા, છોડીયુંની ઇજ્જત લીધી બધી વાત અમે બધાએ કહી. બધા કાંઇ સાથે બોલે? તો તો હો, હો, થઇ જાય. થોડીવારે તે વયા ગયા. "બીજાને મોકલું છું." એવું કહેતા ગયા નહોતા. તે પહેલાં અમે કોઇને વાત કહી નહોતી કેમકે અમને બો હતો કે ફોજદારનું કોઇ માણસ સાંભળશે તો અહિંથી યે ઉઠાડી મુકશે. પછી મહારાજ (પ્રવાશી પાગલ) આવ્યા. તે બેઠેલા નહિં. તેમણે ઉભા ઉભા જ પુછ્યું. તેમને પણ બધી વાત કહી. તે જે ગલીમાં રહે છે ત્યાં એક મેડીવાળી ઓરીસે અમને તેડી ગયા. તે અંદર ગયા અને અમે બહાર ઉભા રહ્યા હતા. તે અંદર શું કામ ગયા તે અમને કીધેલું નહિં અડધી કલાકેક અંદર રહ્યા. પછી બહાર નીકળી અમારી સાથે હાલ્યા અને બજારમાં મોટી ઓરીસ

છે ત્યાં લઇ ગયા. અમારી ફરિયાદ નોંધી લીધી છે એવું તેમણે અમને કહેલું નહિં. અમે પુછેલું પણ નહિં. અમે તો તે લઇ જાય ત્યાં જઇએ.

ઘણા પોલીસવાળા ઠેશન આગળ ફરતા હતા. નટવરલાલને અને મહારાજને વાત કરી ત્યારે પણ આગળ પાછળ ફરતા હતા, પણ કોઇએ અમને વાત કરતા અટકાવ્યા નથી. મહારાજ માટે કાંઇ સાંભળેલું નહિં પણ દાઢીવાળા છે તે મહારાજ હશે અને કાંઇક મદદ કરશે. ચાર પાંચ દી કેડે તે મુંબઇ જતા રહ્યા હતા. "તમે સુખી છો? ખાવાનું છે?" એમ વખતો વખત પૂછતા. જતી વખતે કહેતા ગયેલા કે "મારું કામ પડશે તો આવીશ, નહિં તો નહિં આવું" ફાળો ઉઘરાવીશ કે શેઠીયાને મળીશ" એવું કાંઇ કીધેલું નહિં પણ "ખાધા પીધાની ફીકર રાખશો નહિં" એમ કહેતા ગયેલા. આવ્યા ત્યાંથી ક્યારેક ક્યારેક આવે છે અને "રોટલા પુરા થાય છે ને?" એમ પૂછી જાય છે. પરજા મંડળની ઓફીસમાં અમે બધા ભેળા ગયા હતા. આગળ મહારાજ અને પાછળ અમે. ઓફીસમાં ગયા ત્યારે ત્યાં બે ચાર માણસો હતા.

આ પ્રમાણે બીજા સાક્ષીની તપાસ પુરી થઇ હતી.

## અમથા રામસીંગની જુબાની.

બાદ કોળીમાંના ત્રીજા સાક્ષી અમથા રામસીંગની સરકારી

વકીલે મુખ્ય તપાસ શરૂ કરતાં તેણે જણાવ્યું કે અમારી બે ટોળી છે તેમાંથી એકનો હું આગેવાન છું. બીજી ટોળીનો આગેવાન મોતી જેસંગ છે અમે સો માણસો છીએ. અમે તળાવ પર રાયણના ઝાડ નીચે ઉતારો કર્યો ત્યાં બે જણા આવ્યા. એક આ (મોતીને બતાવીને) હતો અને બીજો ચશ્માવાળો હતો. તેની પાસે એક બંદુક અને કારતુસથી ભરેલો હારડો હતો. મોતી પાસે ધારીયું હતું. તેમણે અમને પુછ્યું "કોણ છો?" અમે કહ્યું કે "અમે કોળી છીએ. અને મજુરી કરવા નીકળ્યા છીએ." તેઓ કહે "મજુરી કરવા કે ચોરી કરવા?" અને પછી અમને પટેલ પાસે નામ નોંધાવવાનું કહીને ગયા. એટલે અમારામાંથી ચાર જણા નામ લખાવવા ગયા. તે પાછા આવીને કહે કે પટેલ નથી, સવારે નામ લખશે.

## બાપ થઇને આવ્યો હતો.

ત્યાર પછી મોડી રાત્રે બંદુકનો ભડાકો થયો એટલે અમે જાગી ઉઠયા તો ચાર જણને જોયા. તેમના કહેવાથી અમે બળતું કર્યું. એ ચારમાં અહિં છે તે ફોઝદાર, મોતી અને જાડા સરખા પટેલ હતા. અમને પુરૂષોને અને સ્ત્રીઓને હારબંધ ઉભા રાખ્યા. પટેલ કહે "આ લોક ચોર છે. ચોરીયું કરવા જ મલકમાં નીકળ્યા છે. માટે લઇ જાઓ બધાને ચોરે" ચશ્માવાળાએ કહ્યું "હું સાંજે આવ્યો હતો તે તમારો બાપ થઇને આવ્યો છું જોયો?" પછી અમને બધાને મારવા માંડયા અને મારતા મારતા ચોરે

લીધા. ઢોર ઢાંખણ બધું સાથે હતું. વચમાં વાવ પાસે ફોજદારે વળી બંદુકનો ભડાકો કર્યો.

## ફેંટો મનાવવા માટે જુલમ.

ચોરામાં જાજરૂખાના પાસે અમારા લબાચા નંખાવ્યા અને ફોજદારે રાવણીયા પાસે ફાનસ મંગાવ્યું. પછી ચશ્માવાળો બહાર આવીને સકીને અંદર લઇ ગયો અને કમાડ વાસી દીધું પછી સકીને કહે "માન આ ફટકો તારા બાપનો છે." અમે બહાર સાંભળતા હતા તેને મારતા હતા તે પણ અમે સાંભળતા હતા. તેણે રાડ પાડી એટલે તેનો બાપ રામસીંગ જીવણ જવા માંડયો તેને મોતીયાએ ધારીયાનો દાંડો માર્યો.

## "ઇંદ્રિ ઉપર મારો."

અડધીક કલાકે સકીને બહાર કાઢી બધા આદમીઓને અંદર બોલાવ્યા અને ફાળીયું બતાવીને કહ્યું કે "માનો કે આ ફાળીયું અમારૂં છે." ન માન્યું એટલે બધાને પીટવા માંડયા. કોઇને ધોલ, કોઇને પાટુ, કોઇને ધોકા અને કોઇને બંદુકના કુંદા માર્યા મારવામાં ફોઝદાર મોતી અને ચશ્માવાળો હતા. પટેલ કહે "એમ નહિં માને. સાલાઓને નાગા કરો, ઇંદ્રી ઉપર સોટી મારો એટલે માની જશે." એટલે ફોઝદારે કહ્યું "નગ્ન થઇ જાઓ નીકર મારી નાખીસ" એમ

કહીને બંદુકનો ભડાકો કર્યો એટલે અમે બીકના માર્યા કપડાં કાઢી નાખ્યા.

## ઇન્દ્રી પકડાવી ઉઠબેસ કરાવી.

પછી બધાને લેનબંધ ઉભા રાખી ફોઝદાર કહે "એક હાથે ઇંદ્રી પકડો અને બીજા હાથે બાજુનાનો કાન પકડો અને એ રીતે ઉઠબેસ કરો" આમ દોઢેક કલાક ઉઠબેસ કરાવી. ધીમા પડીએ કે મારે હું હાથ જોડીને કરગરવા લાગ્યો એટલે પટેલે પેટમાં પાટું માર્યું, તેથી હું ઉંધો વળી ગયો એટલે ફોજદારે પાછળથી વાંસામાં બંદુકના કુંદા માર્યા.

## ભાઈ બહેનને સંભોગ કરાવવાની ધમકી.

પછી મોતીએ મારા ભાણેજ વેરસી તળસીને પૂછ્યું કે "તારે બૈરી છે?" તે કહે "ના હું વાંઢો છું પણ મારી બેન અણુ છે." એટલે મોતીયો અણુને બોલાવી લાવ્યો. તેને ફોજદાર કહે "તારા ભાઇ વેરસીની ઇંદ્રિ પકડ." મેં કહ્યું "સાહેબ, એ મારી ભાણેજ થાય." ત્યારે ફોજદાર કહે "પકડ આ તારા મામાની." મોતીયો કહે "એમ ભાઇ બહેનને નથી જવા દેવા. ભાઇ બહેનનો સંભોગ કરાવવો છે" એટલે ફોજદારે મોતીયાને વાંસામાં ગળા ઉપર ધોલ મારી.

## બંદુક ફોડી નાગા કર્યા.

પછી અમને બધાને બહાર કાઢી બઇરાંને અંદર બોલાવ્યા અને ફરી પાછા આદમીઓને બોલાવ્યા. આદમીની અને બઇરાંની સામસામી લાઇન કરી વચ્ચે ફાળીયું નાખી કહે "એ તમારૂં છે એવું માની જાઓ નકર બધાને નગ્ન કરી ઇંદ્રિયું પકડાવીશ." પછી બઇરાંઓને કહે "નગ્ન થઇ ભાઇડાઓ સામે ઉભા રહો." બાયડીયુંએ ના પાડી એટલે ફોજદારે ફરી બંદુકનો ભડાકો કર્યો. બઇરાં નગ્ન થઇ હાથ જોડી કરગરવા લાગ્યાં. એટલે ફોજદારે અમારી આંકડ હતી તે લઇ તેમને મારી પછી અમને આદમીઓને કહે નાગા થઇ જાઓ અને બૈરાં સામે ઉભા રહો."

## ઇંદ્રીઓ પકડાવી ઉઠબેસ કરાવી.

પટેલ કહે "કાઠીયાવાડી ઘોડીયું માની જાઓ નીકર મારી નાખશે આ તમારો બાપ!" અમે હાથ જોડી કરગરીએ. પછી આદમીઓ અને બૈરાંને સામસામાં નાગાં ઉભા રાખી સગાઇ પુછી અને કાશી પાસે તેના કાકાના દિકરા ભાઇ ભીખાની ઇંદ્રી પકડાવી. મોતી જેસંગની ઇંદ્રી તેની સગી બેન મોંઘી પાસે પકડાવી અને કહે બૈરાં બધાં ઉઠબેસ કરો. નહિં કરો તો મારી નાખીશ." એમ કહી ફરી બંદુકનો ભડાકો કર્યો. ઉઠબેસ કરાવી બૈરાંને કહે "લુગડાં પહેરી બહાર નીકળો."

માર્યા ત્યારે ચારે જણ હતા. પટેલ મારતો નહોતો પરંતુ કહેતો હતો કે "બસ મારી નાખો. બીજી વાત નહિં." ફોઝદાર પાસે બંદુક અને આંકડ હતા. એક હાથે બંદુકનો કુંદો મારે અને બીજે હાથે આંકડ મારે બૈરાં ગભરાટથી બુમો પાડીને નાસે એટલે કોને કેમ મારે છે તે શી ખબર પડે. ચસ્માવાળા પાસે ધોકો હતો તેનાથી અને મોતીયો ધારીયાની લાકડીથી ગોદા મારતો હતો.

## ઝબુ અને પારવતી ઉપર બળાત્કાર.

પછી બધાને બહાર કાઢયા અને મોતીયો ઝબુને અંદર લઇ ગયો. તેને પુછ્યું 'તમારામાં જુવાન છોડી કોણ કોણ છે?" અમે તે સાંભળ્યું. સકીએ ઝબુ અને પારવતીના નામ દીધાં. પછી સકીને કાઢી મુકી અને મોતીયો ઝબુને બારણા સુધી લઇ ગયો ત્યાંથી ફોજદાર તેને અંદરની ઓરડીમાં ઘસડી ગયા. છોકરી અંદર રાડ પાડતી હતી મોતી અને પટેલ બહાર હતા. મોટા હોલમાં ફોઝદાર અને ચસ્માવાળો હતા. પછી કમાડ વાસી દીધાં એટલે અંદરની ઓરડીમાં કોણ ગયું તે ખબર પડી નહિં. અડધીક કલાકે ઝબુને બહાર કાઢી તરત પારવતીને લઇ ગયા. ત્યારે પણ ફોજદાર અને ચસ્માવાળો માયલી કોર હતા. બારણા બંધ હતા એટલે અંદર કોણ ગયું તે ખબર ન પડી. પારવતી રાડયું દેતી હતી તે અમે સાંભળતા હતા. તેને અડધીક કલાકે બહાર કાઢી.

તેણે કહ્યું " અંદર તો ઇજ્જતું પાડે છે " એટલે મોતીયો કાશીને ઘસડી જતો હતો ત્યારે કાશીએ રકઝક કરી અને ખેંચા ખેંચીમાં તેની છોકરી પડી ગઇ ત્યારથી છોકરી ચાર દી ધાવી નહિં અને મરી ગઇ. કાશી રાડયું દઇ પાછી આવી. અંદર ન ગઇ.

અત્રે અઢી વાગતાં કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

## બપોર પછીની તપાસ

બપોરે સાડા ત્રણ વાગે કોર્ટનું કામ ફરી ચાલુ થતાં રા૦ નાનુભાઇની આગળ સર તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે કુકડો બોલવાની વખત થવા આવી હતી. ભર ભાખરૂં થઇ ગયું હતું. આ જાડા પટેલ કહે " હવે સુઇ રહો. તમારૂં નામ હવે કોઇ લેશે નહીં " પછી પટેલ ગયા સોખડે અને ભાટીયો અને ફોજદાર અહીં સુઇ રહ્યા. મોતીયો બારણે ઓટલા માથે સુઇ રહ્યો અમેએ સુઇ રહ્યા. સવારે ૧૦ ૧૧ વાગે ફોજદાર ઉઠયા ને મોતીને કહે " તું ઝડતી લઇ લે " પછી બધા લબાચાની ઝડતી લીધી ને ફોજદાર સા૦ સામા બેઠા હતા. ખુરશી નાખીને પછી મુખીને કહ્યું " મારે સોખડે જવું છે. આ માણસોને ત્યાં મોકલી આપજો " દમણીયામાં બેસીને સોખડે ગયા. મુખી કહે "સોખડે જાઓ." વડલા સુધી જઇને પાછા આવ્યા. કહ્યું કે જશું તો આવું વીતક વીતાડશે. પછી બપોરે બે ત્રણ વાગે અમારામાંથી ચારેક માણસ વડોદરે આવ્યા તેમ હું નહોતો.

તેઓ સાંજે દીવા વખતે પાછા આવ્યા હતા સાડા પાચે કોર્ટ બંધ થઇ તેથી પાછા આવ્યા હતા. ખાવાપીવાનું શું હોય ? શું ભાવે ? રાતે મેરૂ અને ઉજા તાર કરી આવ્યા પછી સુઇ રહ્યા. સવારે મેરૂ ને ઉજા સુરા જવાબ ન આવવાથી વડોદરે ગાડામાં ગયાં.

## હાંક પીછોડો કરવાની મહેનત.

પછી સવારે ૧૦–૧૧ વાગે સોખડેથી ચશ્માવાળો પાછો આવ્યો. કહે "તમે અહીંથી વયા જાઓ, ફોજદારે કીધું છે." અમે કહ્યું " અમે જવાના નથી. આદમી લોટ લેવા ગયા છે, તે આવશે પછી ખાઇ પીને જશું. ચશ્માવાળો ઘોડે ચઢીને આવેલો અને કહે 'મારો ઘોડો ઝાલી રાખો" કહી ચોરામાં ગયો. પછી ઘોડે બેસી ગામમાં થઇને સોખડે ગયો. બે વાગે કાકુજી અને દરૂભાઇ દમણીયામાં સોખડે ગયા અને ફોજદારને અને બીજાઓને બોલાવી લાવ્યા. ફોજદાર સા૦ કહે "જાઓ, અહીંથી નાશી જાઓ" અમે કહ્યું " અમે કયાં જઇએ ? મજુરી માટે અમારે વડોદરે જવાનું છે." તે કહે 'નહીં, વડોદરે જવાનું નથી." આ બેઠા છે તે ફોજદાર ખુરશી નાખી બેઠા હતા. તે વખતે મંજુસરથી કોઇ માણસ આવ્યો તે કહે "આ લોકનો વડોદરેથી કાંઇ તાર આવ્યો છે." એટલે ફોજદાર સા૦ વગેરે સૌ ગયા દરૂભાઇને ઘેર હું નહોતો ગયો. તે ગયા ત્યારે કહીને ગયા કે ચાલો આપણે ત્યાં. પછી ફોજદાર પાછા નહોતા આવ્યા. વડોદરે ગયેલા તે સાંજે આવેલા. રાતે ૧૧ વાગે પો૦ ના૦ સુબા સાહેબ આવ્યા. અમારા

લોકો કહે કે અમે સાહેબને ત્યાં કહી આવ્યા છીએ તે સ્વાર હમણાં આવશે. પછી રાતે ૧૦–૧૧ વાગે સાહેબ આવ્યા અને સુઇ રહ્યા. અમને કંઇ પુછયું નહોતું. બીજા કોઇને પુછયું હોય તો ભલે. અમે તો સુઇ રહ્યા હતા. પછી સવારે અમને બોલાવીને પુછયું કે "શું થયું, કયાં વાગ્યું છે." અમે છોડીયું બતાવી. અમે બધું કહ્યું અને મારેલું તે બતાવેલું. સકીને બતાડી–નાની છોડીને બતાડી. સાહેબ દાતણ કરતા હતા સાહેબે મુખીને કહ્યું 'જુઓ' એટલે મુખીએ માર જોયો. છોડીની છાતી સુજી ગઇ હતી તે જોયું. સાહેબ પાસે જ દાતણ કરતા હતા. સકીની છાતી જોઇ હતી. કાશીની છોડીનેયે બતાડી હતી. વાંસે માથામાં તેને સુજી ગયું હતું. તેર જણને વાગેલું તે બધાને બતાવ્યાં હતાં. પછી ૮–૯ વાગે સાહેબ કહે "સોમવાર છે તેથી પુજા કરવા વડોદરે જાઉં છું." અમે આડા પડયા તે સાહેબ કહે "વડોદરે જાઉં છું તે તમારૂં ભલું કરીશ." પછી બે એક વાગે દરૂભાઇને ત્યાંથી રાવણીયો અમને ચાર જણને બોલાવવા આવ્યો. તેથી હું ભીખા નાનજી, મોતી જેસંગ અને મેરૂ નથુ ત્યાં ગયા. દરૂભાઇ કહે "હવે તમારા માથે જે થઇ તે થઇ. હવે છોડી દો. અમારા ફોજદાર સાહેબને" ફોજદાર સા. ત્યાં હતા. તે બોલ્યા જે "બધું છોડી દો." દરૂભાઇ કહે "રૂ. ૫૦૦ તમને આપીએ પણ અમારા સાહેબને છોડી દો" કહે "ચાલો સાથે ચાલીએ છોડી દો." અમે કહ્યું સરકાર ન્યાય કરે તે સાચું" પછી અમે અમારા ઉતારે ગયા. સાંજે પાછા

સાહેબ આવ્યા. રાતે ૧૦-૧૧ વાગે મને બોલાવ્યો જે હકીકત હતી તે બધી લખાવી. મોટા સાહેબ તો સુતાં હતાં. અને બીજા સાહેબ હતા તેને માથે ટોપી હતી-તેને સાવલીના ફોજદાર સા. કહેતા હતા. તે સાહેબે લખા લીધી. તે અમને વાંચી બતાવી નહીં. કહે સહી કરો. મેં કહ્યું "હું ભણેલો નથી" એટલે દરૂભાઇને બોલાવી સહી કરાવીને મારો અંગુઠો લીધો.

## વડોદરે નહીં જવા દેવાની તજવીજ.

પછી સાહેબ કહે "કયાં જાવું છે? કહ્યું મજુરીએ જવું છે." સાહેબ કહે માણસ સાથે આપીશ. જાઓ " અમે કહ્યું સાહેબ માણસ હોય તો કામ કોણ દે? અમારે તો વડોદરે જવું છે. ત્યાં જે મજુરી મળશે. તે કરી રોટલો ખાઇશું. "કહે" વડોદરે નહીં. વડોદરામાં નાણું નથી. મજુરી નહીં. મળે. પોલીસ રહેવા નહીં દે. અને જાસો તોપણ ત્યાં પાછો હું આગળ છું "પછી મને ઉતારી મુકયો ને મેરૂ નથુ અને ઉજા સુરાને ધર્મશાળાને મેડે બોલાવ્યા. તેણે હકીકત લખાવી હશે અને તે પછી પાછા આવ્યા હશે. હું તો ઉતારે જઇ સુઇ રહ્યો હતો. એટલે પછી કોને બોલાવ્યા હતા તેની મને ખબર નથી. બીજે દહાડે સવારમાં સુબાસાહેબ વડોદરા જવા નીકળ્યા

## આખરે વડોદરે પહોંચ્યા.

અમે આડા પડયા કે "સાહેબ અમારે વડોદરે જવાનું

છે.” તો કહે. ‘ જાઓ, હું વડોદરે આવું છું.” પછી અમે ચાલીને આવ્યા વડોદરે છોકરાંને લબાચા લઇને. રસ્તામાં છાણી આગળ કહે” પાછા જાઓ. વડોદરે નહીં જવા દઇએ.” પોલીસવાળા જેવો હતો તેણે છાણી સોંસરવા પડવા ન દીધા. પછી અમે ફેરખાઇને વડોદરે સાંજરે આવ્યા. દીવાન સાહેબના ઝાંપા સામા આવીને પડયા. ત્યાં આગળ નાની છોકરી મરી ગઇ. અને બીજી છોડી જેને ઝોળીમાં ઘાલીને લાવતા હતા તે દવાખાને લઇ જતાં રસ્તામાં મરી ગઇ. ઇસ્પીતાલમાં સકીને તેનો બાપ લઇ ગયા પછી અમને જેટલા મારવાળાં હોય તે બધાને ડાકટર બોલાવે છે એમ કોઇએ આવીને કહેતાં અમે ઇસ્પીતાલે ગયા ત્યાં માર બતાવ્યા. ડાકટર સાહેબે જોયું ને દવા ચોપડી ને બધાનાં નામ લખી લીધાં. પછી કહે “ સવારે આઠ વાગે આવજો ” એટલે જઇને સ્ટેશન પાસે જઇને સુઇ રહ્યા. બીજે દહાડે સવારે ગયા એટલે બાર વાગે લાસ સોંપી સકી ગાડીમાં દવાખાને લઇ જતા હતા ત્યારે મરી ગઇ હતી.

## ઢોરાંઓ વેચી નાખ્યા.

૨૦ પાવરીની ઉલટ તપાસમાં જણાવ્યું કે સાવંત સાહેબ પાસે જવાબ થયો છે તે સીવાય બીજે મારો જવાબ થયો નથી. હું આગેવાન તરીકે ખપું છું. પ્રજામંડળવાળાઓએ પણ મારો કંઇ જવાબ લીધો નથી. કાઠીયાવાડી કોળીમાં કોઇ તળપદા છે, કોઇ ચુંવાળીયા છે. સતાપુરમાં બધા તળપદાજ છે કોઇ ચુંવા-

ળીયા નથી અમે સતાપુરના છીએ. મોતી જેસંગ પણ સતાપુરના. આદમીમાં કેટલાક વીરમગામના છે. રામસંગ જીવણ-પુના ગીગા મેરૂ નથુ ધ્રાંગધ્રાના છે. બીજા બધા સતાપુરના છે. અમે તો સતાપુરની ટોળીના આગેવાન-વીરમગામ ટોળીનો આગેવાન જુદો નથી. મોતા જેસંગ અમારા પાછળથી નીકળ્યો હતો. મારી સાથે ૩૫ માણસ બધાં મળીને હતાં. બીજાનું હું શું જાણું ? અમે ૩૫ માણસમાંથી એક વીઠલ પસાના ઘરનાં ચાલીને આવ્યાં. કારણ તેના ઢોર હતાં. તે વીઠલનાં ઘરમાં ૭ માણસો હતાં તે શીવાય અમે બધા ગાડીમાં વીરમગામ સુધી આવ્યાં. ૧ ઘોડું, ૧ ગાય, બે વાછરડી ૧ વાછરડો, બે કુતરા ને ૧ બકરી એટલાં જાનવર સાથે હતાં ગાયને વીરમગામ વેચી નાંખી હતી. બે વાછરડીઓને પણ વેચી નાંખી હતી. શું ખવડાવું ? માટે વેચી હતી. આસોજ આવ્યા ત્યારે ૧ ગાય, ૧ ઘોડું, બે કુતરાં ૧ બકરી, ૧ વાછરડો એટલાં હતાં. મોતી જેસંગની એક ગાય હતી. બીજાં બકરાં બીજા ધણીનાં હશે. બધા ધણીની મળીને દશ બકરીયું હતું.

સવાલ—રસ્તે આવતાં બકરાંની ચોરી કરતા હતા તે વાત ખરી ?

જવાબ—ના. અમે ચોરીજ કરીએ નહી, અમે બધા અમદાવાદ ભેગા થયેલા. ત્યાં મજુરી ન મળી. ખોળે કરવા ગયા નથી. ત્યાં દેશમાં તીડ પડ્યાં એટલે ઓણુ દેશમાં મજુરીજ નથી. મળે ત્યાં મજુરી કરીએ. સાવલીમાં બે દિવસ રહ્યા. ત્યાંથી પટલે

નીકળી જવા કહ્યું નથી. અમે તો ભીખ માગીએજ નહી. તુંડાવથી આસોજ આવવા ચારેક વાગે નીકળેલા. તુંડાવ ને આસોજને છેટું ચાર–પાંચ ગાઉ હશે. તુંડાવમાં અમારી હાજરી નોંધાવી છે. સાવલીમાં અમારા જણ ગયા'તા ખરા. આસોજમાં તળાવમાં બે જણુ પહેલા આવ્યા ને પુછીને ગયા. પછી ચાર જણુ રાતના બે વાગ્યાના સુમારમાં આવ્યા હતા તે વાત ખરી નથી. ઘડીઆળ જોતાં આવડતી નથી. રાતે ઘડીઆળ વીના અમુક વખત થયો હોય તે આશરાથી કહી શકીએ. મેં જે વખત લખાવ્યા છે તે બધા આશરે લખાવ્યા છે. રાતે ચાર જણા આવ્યા. તેમાં પટેલ ને ફોજદાર દમણીયામાં બેઠા હતા. તે વાત ખરી નથી ચારે જણા ત્યાં આવ્યા હતા. બે જણુ દમણીયામાં બેસી રહ્યા હતા ને બે જણા આવ્યા હતા તેમ મેં જવાબમાં નથી લખાવ્યું.

## મારતા મારતા ચોરે લઈ ગયા.

ફોજદારના હાથમાં બંદુક ને ચશ્માવાળાએ અમારા પાસેથી ધોકો હતો તે લીધો. અમારા પાસે એક આંકડ હતી બીજી લાકડીઓ કે કાંઇ નહોતું. પટેલના હાથમાં એક રૂપાની ખોગીવાળી ગેંડી, વાંકી લાકડી હતી. ફોજદારે ત્યાંથી આકડ પોતાના હાથમાં લઇ લીધી. મોતીયો ને ચશ્માવાળો મારતા હતા ને મારતા મારતા ચોરામાં લઇ ગયા. ફોજદારે મારતા હતાં. સુતાં હતાં તે અવાજ કરી જગાડયા. ઉઠયા ત્યારે માર્યાં હતા. ફોજદાર સાહેબ તળાવમાં બંદુકના

કુંદાથી અને આંકડથી મારતા હતા. મોતીઓ ધારીયાના ઘોકાથી મારતો હતો અને ચરમાવાળો ઘોકાથી મારતો હતો બીજાની મને શી ખબર? મને માર્યું તે કહું. મને ફોજદારે આંકડ બરડામાં મારી. તે સીવાય કોઇએ કંઇ મને માર્યું નથી. બીજાનું અંધારામાં શું ખાય? મને માર્યું તે કહું. ફોજદાર કહે "ચોરો, ઉભા થાઓ. ભડકો કરો." ભડકો કરીને બે લાઇન કરાવીને માર્યા હું મને માર્યું તે કહું. બે લાઇન કરીને ઉભા કર્યા તે વખતે આંકડ મારી ભડકો કંઇ કાયમ રહે? ઓલવાયને લાકડાં નાખીયે તેથી ન દેખાય પટેલે કહ્યું કે "આ લોકો ચોર છે. માટે ચોરામાં લઇ જાઓ." એમ સાવંત સાહેબ આગળ લખાવ્યું તો યાદ નથી. ચશ્માવાળે કહ્યું કે "તારો બાપ આવ્યો છું" તે સાવંત સાહેબ આગળ લખાવ્યું છે. અહીં કહી તે બધી હકીકત લખાવી છે. પછી રસ્તામાં પણ ચોરે લઇ જતાં સુધીમાં મારતા મારતા લઇ જતા.

## બંદુકના અવાજથી ડરામણી.

વાવ પાસે ભડકો કર્યો ને કહ્યું, ચાલો ઝટ ચોરામાં."

## સકી ઉપર જુલમ.

બધા ચોરા પાસે બેઠા કે તરત છોડી સકીને અંદર બોલાવી ગયા અમે બધાને જાજરૂખાના આગળ બેસાડેલાં. પટેલ ને મોતી બહાર ઉભા હતા. બારણું તદ્દન બંધ હતું. છોડીને અંદર શું કર્યું શું ન કર્યું તે દેખી શકેલા નહીં. તે વખતે

શ્રી માણેકલાલ છોટાલાલ વ્યાસ.
ટે. સ્ટેશન માસ્તર, પીલોલ.



શ્રી ગોકળદાસ કાળીદાસ.
મુખ્ય સ્ટેશન માસ્તર, પીલોલ સ્ટેશન.





પીલોલ સ્ટેશનનો ઓફીસ વિભાગ.



આખા સ્ટેશનનો ભાગ,

રાવણીયા બારણાને અડીને છાપરી જેવું છે ત્યાં બેઠા હતા. અમે બેઠેલા ત્યાંથી ફરીને ચોરાની પાછલી બાજુ જવાય તેવું છે. ચોરાના હોલને બારીઓ છે. એ બધાંયે આડાં હતાં. સકીને લઇ ગયા પછી બંધ કર્યાં કે પહેલાં તેની ખબર નથી. અમે તે ક્યાં જોવા જઇએ? અંદર લઇ જઇને ફોજદાર કહેતા હતા કે છોડી માન, આ તારા બાપનું ફળીયું છે." છોડી બહાર આવી ત્યારે કહેતી હતી કે ફોજદાર ને ચશ્માવાળો આમ પુછતા હતા. અમે તો એમ જાણતા હતા છોડીને આમ પુછે છે તે ફોજદાર સાહેબ સીવાય બીજું કોણ પુછે? કેટલીવાર બોલેલા તે અમને યાદ નથી રહ્યું. છોડી જે બોલતી હતી તે અમે સાંભળતા હતા. તે રાડ પાડતી હતી તેથી અમે જાણ્યું કે આમ પુછે છે અને મારે છે. છોડી તો કહેતી હતી કે "નથી મારા બાપનું કે બીજાનું કોઇનું" તે અમે સાંભળતા હતા. છોડીએ રાડ પાડી એટલે અમે જાણ્યું કે તેને મારે છે. કેટલીક વાર એવું બોલી તે અમે ક્યાં ગણવા ગયા હતા? તે વખતે મોતી નથુ ચોરાના બારણા પાસે બેઠો હોય તો મને શી ખબર? ચોરાના બારણા આગળ તો મોતીયો ને પટેલ હતા. અમે નહોતા. બે જણા બહાર રહ્યા તેનું કારણ માલીકોર કોઇ આવે નહીં. છોડીએ રાડ પાડી ત્યારે તેના બાપે અંદર જવા પ્રયત્ન કર્યો એટલે મોતીવાએ ધારીયાનો કુંદો માર્યો ને ન જવા દીધો. સકીને અરધી કલાકે બહાર કાઢી મુકી. છોડીને પુછ્યું તો કહે "ફોજદારે ને ભાટીયે મને ઝીકીઝીકીને પટકી ને મારી." અવાજ ક્યાં સાંભળવા

જઇએ ? અમે તો બ્હાર નીચે હતા. છોડીએ કહ્યું તેથી જાણ્યું.

અત્રે વખત થઇ જતાં કામ બીજા દિવસ ઉપર મુલ્તવી રાખી ના૦ કોર્ટ ઉઠી હતી.

## તપાસનો છઠ્ઠો દિવસ.

મંગળવાર તા. ૧૮–૨–૩૦ના રોજ તપાસનું કામ શરૂ થતાં પહેલાં રા૦ વકીલ પાવરીએ ના૦ કોર્ટને "નવગુજરાત"ના તા૦ ૧૦ મી તથા ૧૭ મીના અંકમાં અંગ્રેજી અગ્ર લેખમાંના બે ફકરા વાંચી બતાવી જણાવ્યું કે આ કેસ ચાલે છે તે દરમ્યાન એવી ટીકાઓ બચાવ પક્ષનાં ઇનસાફના કામમાં નુકશાન કરે તેવી છે તથા તેથી ના૦ કોર્ટનો તિરસ્કાર થાય છે. તેથી એ પત્ર સામે કાયદેસર પગલાં લેવાં જોઇએ વગેરે કહી ના૦ કોર્ટને તેવી મતલબની અરજી કરી હતી.

પછી સાક્ષી અમથા રામસીંગે રા૦ પાવરીની આગળ ઉલટ તપાસમાં જણાવ્યું કે સકી સંબંધી હકીકત અહીં લખાવી તે બધી સાવંત સાહેબ પાસે લખાવી છે. લખ્યું હોય તે ખરૂં. અમને ક્યાં વાંચી બતાવ્યું હતું ? ઝબુ–પારવતીની ઇજતું લીધી તે પણ લખાવેલું. રાજકુમારે લખ્યું ત્યારે હું હાજર હતો પણ ત્યાં મેં જવાબ લખાવ્યો નથી. ચોરામાં ગયા પછી અમે સોયે માણસ જાજરૂખાના પાસે બેઠાં હતાં. અમને ભાયડાઓને અને બઇરાંને ભેગા બોલાવ્યાં ત્યારે પણ સકી તો બહારજ હતી. અમને ચોરામાં અંદર બોલાવીને આથમણું બારણું વાસી

દીધું હતું. ઉગમણી દિશાએ બારી છે તે પણ વાસી હતી. બીજી બારીઓ હોય તે સંબંધમાં હું જાણતો નથી.

## "નાગા કરી ઇંદ્રિ પર સોટા મારો."

આ જાડા પટેલ બોલ્યા કે "સાલાઓને નાગા કરી ઇંદ્રિ ઉપર સોટા મારો" તે વખતે બધા હાજર હતા. મેં સાંભળેલું તે હું કહું. કોઇની ઇંદ્રિ ઉપર સોટા માર્યા નથી. હું મારા પોતાના મારનું કહી શકું. અમે તો આંધળાભીત થઇ ગયા હતા. તે બીજા સામે શી રીતે જોઇ શકીએ? મને પટેલે પેઢુમાં પગે પાટુ મારી. (કેમ મારી તે સાક્ષીએ અત્રે કરી બતાવ્યું) પટેલે પગમાં બુટ પહેર્યા હતા કે ખાલી પગ હતા તે ખબર નથી. ઉભો થયો ત્યારે ફોજદારે બે કુંદા માર્યા અને કહે કે "આ સાલો બદમાશ છે." આદમીઓ બધા પાસે પોતપોતાની ઇંદ્રિ ઝલાવેલી. મારી ને વેરશી બંનેની ઇંદ્રિ ઝણુ પાસે ઝલાવી. સગાઇ પુછેલી તે ઇંદ્રિયું પકડાવવા કે શું કરવા તેની મને શી ખબર? છોડીયે મારે માટે કહ્યું કે આ મારા મામા થાય છે. તેની ઇંદ્રિ નહીં પકડું. એટલે ફોજદારે ફેર કર્યો ને કહે "પકડ, નહીં તો મારૂં છું." તે વખતે તો એકલી અમારી ભાણેજ ઝણુ પાસેજ પકડાવી. પછી બૈરાંને અંદર બોલાવ્યાં અને તેની પાછળ અમને પણ તરત બોલાવ્યા તેથી અંદર ગયા. પછી ફોજદારે કહ્યું " બધી નગ્ન થઇ મરદોની સામે ઉભી થઇ જાઓ " એમ કહી ફેર કર્યો. બૈરાંને સામે ઉભાં રાખ્યાં ને

કહે "જેનો ભાઇ–બાપ–કાકો કે સગો હોય તેની ઇંદ્રિ પકડો ને માની જાઓ કે ફેંટો તમારો છે." પછી મને માર્યું નથી તે મેં કહી જ દીધું છે. બધાને માર્યા હતા. પણ કોને કોને, શું શું માર્યું, તે હું કહી શકું નહી. ચોરામાં અમે બધા સાથે ઉભા રહ્યાં હતાં તેટલી જગ્યા છે. બધાને એક બીજાને અડીને ઉભા રાખ્યા હતા. મારી બાજુમાં જમણી બાજુએ મારો ભાણેજ વેરશી હતો. હું છેલ્લો હતો. સામે ઓરડી હતી. મારતા હોય ત્યાં બારી ઉઘાડી હતી કે કેમ તે ક્યાં યાદ રાખું? બીજી વારનું ધાંધલ પણ કલાક દોઢ કલાક ચાલ્યું હશે.

## "જુવાન છોડીયું કોણ કોણ છે?"

જુવાન છોડીયું કોણ કોણ છે–તેમ સકીને અંદર પુછેલું તે અવાજ ફોજદારનો કે ચસ્માવાળાનો તે અમને શું ખબર? માત્ર અવાજ સંભળાતા હતા. અમારામાં ૧૬–૧૬ વર્ષની બીજી ચાર છોકરીયું હતી. ચોરામાં બઇરાંને બોલાવ્યાં તેમાં એ છોડીયું હતી. પુછે તેમાં આવો ખરાબ ઇરાદો છે એમ અમે કંઇ જાણી બેઠા છીએ? મોતીયાએ પુછ્યું કે "ઝબુ તારૂં નામને? કહી તે ખેંચી ગયો. ઝબુ અંદર ગઇ ત્યારે પારવતીને ઝાલીને મોતીયો ઉભોજ હતો. અમે તો જાણતા હતા કે પુછવા કરવાજ લઇ જાય છે. બીજું શું કરવા લઇ જાય? અમને રાંકને શું ખબર કે આવા ધંધા માટે લેઇ જાય? ઝબુ અંદર રાડો પાડતી હતી. કેટલી રાડો તેની અમે કંઇ ગણતરી નથી રાખી. ઝબુ

બહાર ડસકાં લેતી–રોતી રોતી આવીને બેસી ગઇ. આવો ધંધો કરવા લઇ જાય છે તે અમને શું ખબર કે પુછીએ. ઝણુ તો આવીને રડતીજ હતી. બીજું બોલી નથી. પારવતીને મોતીયો બારણા આગળ ધરીને ઉભો રહેલો તે ભાટીયો આવીને અંદર ખેંચી ગયો. પારવતી રાડો દેતી હતી તે અમે અવાજ સાંભળતા હતા. શું બોલતી તે ખબર નથી. ઝણુને શું પુછીએ ? બહેન દીકરીની ઇજ્જતુ લેવાય તે કોઇ પુછે ખરા કે ? પારવતીએ કાશીને કહ્યું તે મેં સાંભળ્યું નથી. કાશી પડી ને આવી તે કહે માંય તો ઇજતું લે છે ત્યારેઅમે જાણ્યું. ત્યાં સુધી અમને શી ખબર ? ઝણુ અને પારવતીને ધાવણા છોકરાં છે તેને તે સાથે લઇ ગઇ હતી.

## ખોટો બચાવ.

ફોજદારે રાતે ઝડતી લીધી નથી. તેમ ધર્મશાળામાં ગયા નથી. મોતીયા ઉપર હલ્લો કરવા ગયા ને ફેર કર્યો તે વાત ખોટી. અમને ચોરે લાવ્યા ત્યારે બોખા પટેલ નહોતા. કાકુજી બાપુજી હોય તો શી ખબર ? અમે ભાળ્યા નહોતા. ભાટીયો બીજે દી ઘોડે ચઢીને આવ્યો ત્યારે ઇજ્જત લીધેલી તે ખબર પડી હતી. પણ અમે રાંક માણસ તે પછી શું કરીયે ? રાતે તો અમારો જીવ લઇને બેઠા હતા તે ગામમાં કોની મદદ માગવા જઇએ ? સવારે પણ ગામમાં કહેવું કોને ? બીજે દી સવારે દરભાઇ ને કાકુભાઇને ભાળ્યા લોકો કહે આ ફલાણો છે–તેથી જાણીયે. મારી લખાવેલી હકીકત બધીજ ખરી છે. સાવંત

સાહેબે સવારે પુછ્યું ત્યારે બધા માર બતાવ્યા હતા બીજી હકીકત કહી નહોતી. સાહેબે સકીને સુવારે જોઇ ત્યારે તાવ નહોતો. દરૂભાઇને મેડે લઇ ગયા ને રૂ. ૫૦૦ આપવા કહ્યું તે આ સાહેબ (ના. કોર્ટ) સીવાય બીજે કેથે કહ્યું નથી. સાવંત સાહેબે જવાબ લીધો. ત્યારે મને એકને જ બોલાવ્યો હતો. મેં કહેલું કે જવાબ વાંચી બતાવો. પણ વાંચી બતાવેલું નહીં. સહી અંગુઠો લીધેલો. હું મારૂં પંડનું જાણું. મેરૂ નથુ કે ઉજા સુરાને બોલાવ્યા તે મને ખબર પડી હતી. તેમને સાવંત સાહેબે શું પુછ્યું ને કીધું તે મેં પુછ્યું નથી. મેં આગેવાન છું કહીને લખાવ્યું નહોતું. સૌ સૌના ઘરના સૌ આગેવાન. મને ગડદા-પાટુ પડેલા તે મુઢ મારના નીશાન શું કહું? બીજાનું હું ન જાણું. ગુજરાનનું સાધન નથી તેથી આ બધું ધાંધલ કર્યું એ ખોટું. નવાપરમાં અમારા પર પોલીસનો પહેરો નથી. ચીમનલાલ ડાકટર કે તેના ભાઇ આ વકીલ-નવાપુરામાં આવતા નથી. પાગલ મહારાજ પણ આવતા નથી.

ના. કોર્ટના જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે સાવંત સાહેબન અમે મારનાં નીશાન બતાવેલાં પણ સવારે જતા રહ્યા પછી બધી હકીકત કોને કહીએ? સાંજે આવ્યા ત્યારે જવાબ લખાવ્યો હતો

## મોતી જેસંગની જુબાની.

પછી સાક્ષી મોતી જેસંગની રા. નાનુભાઇએ સર તપાસ

શરૂ કરતાં તેણે જણાવ્યું કે ધ્રાંગધ્રાંથી અમદાવાદ થઇ સાવલી ટુંડાવ થઇ આસોજ આવ્યા. મહીના દોઢ મહીનાની વાત હશે. પહેલા ભાટીયો ને મોતીયો આવેલા. અમે ખાઇ-પી સુઇ રહ્યા પછી ફોજદાર-ચશ્માવાળો-મોતીયો ને પટેલ આવ્યા હતા. કહે "ઉઠો સાલાઓ, ચોર લોક છો, કહી પાધરોક ધડાકો કર્યો. જે સ્થિતીમાં હતાં તે સ્થીતીમાં સૌ ઉભાં થઇ ગયાં. અને ફોજદાર કહે "ભડકો સળગાવો." ત્રણે આરોપીઓને ઓળખાવી સાક્ષીએ કહ્યું કે ભાટીયો ચશ્માવાળો અહીં નથી પછી ધુણી સળગાવી ત્યાં ખુબ માર્યા અને મારતા મારતા ચોરે લઇ ગયા. રસ્તામાં પાળના માથે અને વડ આગળ બંદુકના ધડાકા કર્યા. ચોરામાં પહેલાં મોતીયો સકીને લઇ ગયો બીજી ખબર નથી. પણ છોડી માલીકાર રાડો રાડ કરતી હતી પટકી પટકીને મારતા હતા.

## "લાકડું ગુદામાં ખોસી ડખડખાવી નાંખીશ."

પછી મરદુને લઇ ગયા અને નગ્ન કરીને માર્યા. ફાળીયા સાદુ મારતા હતા કે "કહો આ ફાળીયું અમારામાંનું છે અને અમારામાંનો કોઇ સોખડે ચોરી કરી આવ્યો છે." પટેલ તો કહે "સાલી" કાઠીયાવાડી ઘોડીયું માનો, નહીં તો આ લાકડું ગુદામાં ખોસી ડખડખાવી નાંખીશ." પછી અમે માંય હતા ને બઇરાંને બધાને બોલાવ્યાં. તેમાં સૌના મોર ઝણુને બોલાવી ને સગપણ પુછી તેના ભાઇ વેરસીની ઇંદ્રિ પકડાવી. પછી તેના મામાની પકડાવી ને પછી બીજા બઇરાંઓને બોલાવ્યાં અને નગ્ન કર્યા ને

ધડાકો કર્યો. માર્યા—બુઠ ઝાલી ઉઠબેસું કરાવી—બઇરાં નાગાં હતાં તેને મારતા હતા તે આમ તેમ ભાગ નાશ કરે. આદમી ને બઇરાં બધાને ઉઠબેસ કરાવી બાઇડીયુંને કાન નહોતા ઝલાવ્યા--પણ નાગી નાગી ઉઠબેસ કરાવી. ફેંટાનું ન માન્યા એટલે બધાને બહાર કાઢયા. પછી ઝબુ ને પારવતીને અંદર લઇ ગયા ને ઇજ્જત લીધી અને કાશીને ખેંચી વિગેરે. હકીકત આગળના સાક્ષીઓના જેવી કહી હતી.

સાક્ષીએ સકી સંબંધમાં વિશેષમાં જણાવ્યું કે તે એક દહાડો તો હરી ફરી પછી માંદી પડી ને મરી ગઇ. પટકી પટકીને મારી હતી તેથી. વાગેલાનું નિશાન મેં જોયું નથી. મરણનો સ્મશાનનો દાખલો છે તેમાં પટકા પટકીને મરી ગઇ તેમ મેં લખાવ્યું છે. સતાપુરથી અમે આવ્યા તે દાખલો હું લાવ્યો છું. રજુ કરૂં છું, તે ગામ ધાંગધરાનું છે. પણ ભાયાતી ગામ છે. અત્રે ના. કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

## સમજાવી કાઢવાની બાજી.

બપોરે સાડાત્રણ વાગે તપાસ ચાલુ થતાં સાક્ષીએ જણાવ્યું કે તાર કર્યો તેના બીજે દીવસે અમે ઉતારે પડી રહ્યા હતા. તે દરમ્યાન દરૂભાઇને ત્યાં અમને સમજાવા લઇ ગયા હતા. હું ગયો હતો. થયું ન થયું નહીં થાય માટે કહે રૂ. ૫૦૦ આપીએ ને છુટા કરો ત્યાં આ પટેલ અને કાકુભાઇ હતા ફોજદાર અને મોતીયો પણ ત્યાં હતો. ચસ્માવાળો તો

સોખડે ગયો તે પછી પાછો આવ્યો જ નથી. ફોજદાર કહે "માનો, રૂ. લઇ લ્યો, હું પોતે તમારાં છોકરાં સાથે ચાલું, માની જાઓ." આ બધું સવારે નવેક વાગે બન્યું. ચશ્માવાળો ઘોડે ચડીને આવ્યો પાછો સોખડે ગયો તે પછી આવ્યોજ નથી. દરૂભાઇને મેડે બોલાવ્યા તે જ દહાડે સાંજે સુબા સાહેબ આવેલા. કંઇ પુછ્યું કે ગાજ્યું નહોતુ. બીજે દીન જેને વાગ્યું હતું તેને ધર્મશાળામાં ઉતારે લઇ ગયા હતા. પુછ્યું કે જોયું હોય તેની મને ખબર નથી. હું નવે તો ગયો. પછી કહે 'તમારૂં ભલું કરીશ' કહી પુજા કરવા વડોદરે ગયા. પાછા સાંજે આવ્યા. પછી ઉજા સુરા–મેરૂ નથુ અને અમથા રામસીંગને મેડા ઉપર બોલાવ્યા. એ પાછા આવ્યા પછી છ–સાતને બોલાવ્યા. તેમાં હું હતો. અમે કહ્યું કે "અમારે બીજી ફરીયાદ કરવી નથી. આગળનાએ જે કહ્યું છે તે અમને કબુલ છે." અમે કહ્યું તે વાંચી ન બતાવ્યું ને કહે સહી દયો. પછી અમે અંગુઠાની સહી દીધી. બીજાએ રચ્યું તે પણ ન વંચાવ્યું. સાહેબ ખાટલા માથે સુઇ રહ્યા હતા ને કારકુન લખતો હતો. સવારે સાહેબ કહે કે "તમારૂ સારૂં કરીશ. તમે લોકો સમલાયા તરફ કે ગમે ત્યાં ચાલી જાવ." અમે કહ્યું કે 'ના, અમારે તો વડોદરે જવાનું છે. ન્યાય આપે ત્યાં જવું છે." સાહેબ કહે "ઠીક જાઓ હું આગળ છું ને?" સુબા સા. ગયા ને પછી અમે વડોદરે આવ્યા. ભદરમાં રાજ કુમાર સાહેબે અમારો જવાબ લીધો હતો. વાંચી બતાવેલું નહીં. અહીં વાંચી બતાવો છો તે બરાબર છે.

# સાક્ષીની ઉલટ તપાસ.

રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે કાશીની છોડી મરી ગઇ તે ઘરે અવતરી હશે. સતાપુરમાં–કાશી અમારા ભેગી ટોળીમાં ચાલીને આવેલી. અમને દાખલો આપ્યો તેમાં મારી ૧ ગા. હતી તે મંડાવી નથી ટોળીમાં બે ત્રણ ગાય. ૧ ઘોડું દશેક બકરાં હતાં હતાં. એકથી ૨૫ સુધી ગણતા નથી. આવડતું. વીસ સુધી આવડે. અમે ઘરેથી લાવેલાં. રસ્તામાં માગ્યું નથી. "છોકરાં છે, સુવાવડી બાઇ છે, ભુખ્યાં છે" વગેરે કહી ભીખ માગતા હશે તે હશે. અમે નથી માંગી. ટુંડાવથી બપોરના બારેક વાગ્યે ખાઇપીને નીકળેલા અમને મજુર લોકને ત્રણ ટંક ખાવા જોઇએ. અહીં પરજા આપે તો ખાઇએ, નહીં તો ભુખે મરીએ–પણ માગીએ નહીં

તળાવની પાળ ઉપર દમણીયું ઉભુ રાખી ચારે જણા અમારી પાસે આવ્યા હતા. દમણીયું કોની પાસે હતું–તે માર મારે ત્યાં કયાં જોઇએ ? અમને તો અમારી પડી હતી. આવીને મોતીઓ ને ભાટીઓ મારતા હતા. ભોયેં પડયું હતું તે ધોકલું અમારૂં હતું. તે લઇને બધાંને મારીને ઉઠાડયાં. મેરૂને ધુણીમાં નાખ્યો તે પોતાને હાથે ઉઠી ગયો. મોતી નથુએ ખેંચલો નહી. ચારે જણા પાધરા મારવાજ મંડયા હતા. ચોરે લાવતાં રસ્તામાં જે પછવાડે હતાં તેને મારતા હતા. મને તો બે લાગેલી તે સૌની મોર છોકરાં છૈયા સાથે આગળથી ચાલતો હતો. ચોરામાં

જાજરૂ આગળ અમને બધાંને બેસાડયાં. અમે બેઠા પછી તરત મોતીયો આવીને સફીને લઇ ગયો. ગયા ત્યારે ચોરાનું બારણું ઉઘાડું ભાળ્યું હતું. ગયા ત્યારે રાવણીયા બેઠા હતા. બારણાની થડમાં તાપણું કરતા હતા. સો માણસમાંથી કોઇ તાપવા ગયા હોય તો શું ખબર? હું તો નહોતો ગયો. સફીને લઇ ગયા ત્યારે ચ.ર જણ અંદર હતા. "તારા બાપનું ફાળ્યુ છે તે માન" એમ ફોજદાર અને ભાટીયો માલીકાર કહેતા હતા. અમે થડમાં જાજરૂ ને લીંબડો છે ત્યાં બેઠા હતા. કેટલાક હાથ તે કયાં ભરવા બેસીયે? સાત આઠ હાથ હશે. બારણું ઉઘાડું હતું તેથી અમે નજરે ભાળતા હતા. ને અવાજ સાંભળતા હતા. મેં ભાળ્યું હતું. બીજાનું ન કહી શકું. ભાટીયો છાતી ઝાલી ઝાલીને પટકતો હતો. મેં જોયેલું, (કેમ પટકતો હતો તે હાથથી કરી બતાવ્યું) સફીને ચાર પાંચ વખત પટકી હશે. સફીને માય ને માય રાખી હતી ને આદમીઓને બોલાવ્યા. બધા ગયા ત્યારે પણ સફીને પટકતા હતા. અમને બોલાવ્યા પછી સફીને બહાર કાઢી. અમે અંદર ગયા ને અમારાં વસ્ત્ર કઢાવી નાંખ્યાં. મોતીયો ધારીયાની લાકડી અને ભાટીયો ધોકાથી અને ફોજદારે કુંદા માર્યા હતા–મને ચાર કુદા માર્યા હતા. બે છાતીમાં ને બે વાસામાં. હું ફોજદાર સાહેબ આગળ તેના પગમાં પડવા ગયો એટલે મને માર્યો. આ મોતીયો ઉભો છે તેણે તો મારી મુછ તાણીને ખેંચી કાઢી છે. ( જુવો સાહેબ કહીને પોતાની ડાબી બાજુનો મુછનો છેડો બતાવ્યો હતો ) આંધળા ભીંત થયા હતા તેથી બીજાની શી ખબર?

## નાસભાગ કરતા બઇરાંઓને માર.

આદમી હતા નેજ બઇરાંને ઘાલી દીધેલાં. આવ્યાં કે તેમને પણ નાગાં કરેલાં. બઇરાં નાગાં હતાં તેથી ભાગતાં હતાં ને નાસતાં હતાં તેથી ભાટીયો સોટા મારતો હતો. મને વાગ્યું તે મુદ્દ માર-તેના નીશાન નથી. હું દવા ચોપડાવવા પણ ગયો નથી. બીજાની વાત ન જાણું. મોંઘી પાસે મારી ઇંદ્રિ ઝલાવેલી ને મારી એન થાય છે. અંદરથી બઇરાં અરધા નાગા નીકળી આવ્યાં તે બઇરાંનાં કહે-વાથી કહુ છું. અમે આદમીએ કપડાં પહેરીને બહાર નીકળ્યા. અમને આમ મારતા હતા ત્યારે આથમણું બારણું ઉઘાડું હતુ અમે નીકળ્યા ત્યારે મોતીયો ધારીયું લઇને ઉભો હતો ને ભાટીયો થડમાં ઉભો હતો. તે પહેલાં તો બંને અંદર જ હતા ને મારતા હતા બંદુકના બે અવાજ આદમીએ હતા ત્યારે ને બે બૈરાં હતાં ત્યારે કર્યા.

## ઇજ્જતું પાડયાની પછી ખબર પડી.

જુના પટેલ દરૂભાઇ ને કાકુભાઇ રાતે નહોતા આવ્યા. સઉને અંદર ઘાલીને બારણું બંધ રાખ્યું હતું. ઝણુ ને પારવતી ને લઇ ગયા ત્યારે બારણું વાસેલું હતું. ઝણુ અંદર રોતી હતી તે અમે સાંભળતા હતા. તે આવીને બઇરાં ભેગી બેઠી. કોઇ પોતાની દીકરીને પુછવા જાય કે તને શું કર્યું ? તેણે એ વખતે અંદર તો ઇજ્જત પાડે છે એમ જણાવ્યું નથી. પારવતીને મોતીયો બાવડું ઝાલી ઘડઘડાવીને માલી કોર લઇ

ગયો. ત્યારે ઝણુ માલી કોરથી આવતી હતી ને તેને સામે મળી. ઝણુ એકલી ગઇ હતી. તેનાં છોકરાંની મને ખબર નથી. પારવતી પણુ નાની છોડીને બહાર સોંપીને ગઇ હતી. મોતીયો અંદર જઇને હેઠ ભાટીયા આગળ મુકી આવ્યો. બારણુા બંધ કરી દીધાં હતાં. તે પછી મોતીયો બહાર હતો ને ફોજદાર. ભાટીયો ને આ પટેલ ત્રણે અંદર હતા. પારવતી રોતી હતી તેવું સાંભળેલું. તે રોતી રોતી આવી ને બાઇ કાશીને કહ્યું કે ઇજ્જતું પાડે છે. મેં જઇને પુછ્યું નથી. ખરાબ કામને માટે અંદર ખેંચી જાય છે તે પારવતી આવ્યા પછી બઇરાં જાણુતાં થયાં કોઇએ આવીને અમને કહ્યું નથી. કાશીને મોતીયાએ નામ દઇને બોલાવેલી. તેનાં બીજા નાના ચાર પાંચ વર્ષના છોકરાને તાવ આવતો હતો. ટાઢને લીધે અકડી તો જઇએજ. તો સકીને તો મરતાં સુધી તાવ આવ્યોજ નથી

અત્રે વખત થઇ જતાં કામ બીજા દિવસ ઉપર મુલતવી રહ્યું હતું.

## મુકદ્દમાનો સાતમો દિવસ.

તા. ૧૯ મીને બુધવારે બપોરે ૨।૦ પ વરીએ આગળ ઉલટ તપાસ ચાલુ કરતાં સાક્ષી મોતી જેસગે જણાવ્યું કે તળાવથી ચોરે જતાં મને માર્યુ નથી. બીજાંની મને ખબર હતી. ચોરામાં ફોજદારે ડુંદા મારેલા ને મોતીઆએ મુછ ખેંચેલી.

ચોરાની અંદર મને માર્યાની હકીકત ભદરમાં લખાવી છે. પટેલ પણ મારતો હતો તેમ લખાવ્યું છે. મોંઘી મારી બેન છે તેની પાસે ઇંદ્રી મારી પકડાવી હતી. ઝબુ પાસે પકડાવી એમ ભદરમાં નથી કહ્યું ચાર જણા આસોજથી અરજી માટે વડોદરે લોટ લેવા આવ્યા તેમાં મેરૂં નથુ નહોતો. છાણીથી ઠેસને આવ્યા, ત્યારે કોઇને કંઇ વાત ન કહીં, લાગલા મોટરમાં બેઠા ને કહ્યું 'ન્યાયમંદીરે લેઇ જા." અમે ચાર જણા આવ્યા તે લાગલા નવ ગુજરાતની ઓફીસમાંજ ગયેલા તે વાત ખરી નથી. દરૂભાઇને ત્યાં વિષ્ટી ચાલી રૂ. ૬૦૦ આપવાની અમને કહેલી વાત મેં રાજકુમાર સા. ને કહેલી છે. રાતે ચોરે આવીને ફોજદારે મોતીયાને ઝડતી લેવાનું કહી ધર્મશાળામાં કે કયાંય નહોતા ગયા. ચોરામાં ૦૮ હતાં. સાજા સારા હતા. રાતે મોતીયો ઝડતી લેતો હતો અને અમે હુમલો કરી ધસી ગયા તે ખોટું છે. અમે રાંક માણસ તે એમ કરીએ? મોતીયાની આંગળીને ઇજા થઇ હોય તો મને ખબર નથી. મહારાજ પાગલ સાંજે ઠેશન આગળ આવ્યા ત્યારે હું ચાર લેવા ગયેલો. સવારે માણસો ગયા ત્યારે કહે "ચાલો મહારાજને ત્યાં જઇએ," એટલે ખબર પડી. આવીને કહ્યું કે "હવે આપણો ખાવા પીવાનો બંદોબસ્ત થયો છે." ભુખના માર્યા આ બધો તાગડો રચ્યો ને વડોદરે આવ્યા એ જુઠું છે. ન્યાય મળે તેથી અહીં આવ્યા છીએ. પ્રજામંડળના માણસ નથી આવતા. ન. ગુ. વાળા ચીમનલાલ નથી આવતા. તે કોણ છે તે ઓળખતો નથી. આ વકીલ ચંદુલાલ બેઠા છે

તેને બતાવીને કહું છું કે લોકો કહે કે આ તમારા વકીલ છે. અમે કયાંથી વકીલ કરીએ ?

રા૦ ઝાટકીયાની ઉલટ તપાસમાં જણાવ્યું કે સતાપુરમાં મારી જમીન નથી. પોતાનાં ઘરે નથી.

## "ગભરાવશો નહિ."

અત્રે સાક્ષી કહે સાહેબ ! હળવા બોલો, તો તો જવાબ દઇ શકીશ, બાકી આમ ગભરાવશો નહિં.

રા૦ ઝાટકીયા–ફીકર નહીં ભાઇ, બહુજ ધીમેથી બોલીશ. નીરાંતે જવાબ દે.

વાટે ચાલતાં અમે ભીખે માગી નથી કે મજુરીયે કરી નથી. હું હું રૂ. ૪૦ લઇને નીકળ્યો હતો. અત્યારે મારી પાસે રૂા. ૧ છે. સાવલી ને ટુંડાવમાં અમે જુદી જુદી રીતે ભીખ માગતા હતા તે ખોટું છે. મંજુસર અમે રહેલા નથી. વાટે કોઇને છોકરૂં અવતયું નથી. દાખલો ગામ ધણી નથુભાએ લખ્યો છે નથુભાઇને કારભારી નથી આ દાખલો આ બનાવ બન્યા પછી ઉભો કર્યો નથી. નીકળ્યા ત્યારે લીધેલો છે. અમારો ટેશન ઉપર મુકામ હતો ત્યારે આ નટવરલાલ આવતા હતા ને જતા હતા. તે દીવસે એક વાર એ આવેલા ને એક વાર આ બાપજી ( પાગલ પ્રવાસીને બતાવ્યા) આવેલા. હું જાતે બાપજીને ઘેર ગયેલો. અમે ૭–૮–૧૦ માણસ હતાં. તેનું ઘર

કોઇ દી જોયેલું નહીં. તે પોતે આવેલાને લઇ ગયા તે દી અમને ખીચડું આપ્યું. હું તો ખીચડું લઇને પાછો વગો ગયો હતો. બીજા રોકાયેલા તે આઠ નવ વાગે આવ્યા હશે. તેમને મહારાજે શું કામ રોકયા તે મને શી ખબર?

## ભાટીયો પકડાયો નથી.

અત્રે રા. નાનુભાઇએ ના૦ કોર્ટને જણાવ્યું કે સર ફોજદાર ઉપર બ્યારા ફોજદારનો તાર છે તેમાં જણાવ્યું કે ભાટીયો પકડાયાની હકીકત ખોટી છે.

## રામસીંગ જીવણની તપાસ.

પછી પાંચમાં સાક્ષી રામસીંગ જીવણે રા. નાનુભાઇની સર તપાસમાં જણાવ્યું કે તળાવમાં આવેલા તે આ ત્રણ આરોપી છે તે સિવાય ચસ્માવાળો અને બે માંડવાવાળા હતા. ફેર કરીને અમને બધાને જગાડયા. પછી ફાનસ નહોતું, તેથી ધુણી કરાવી લાગલા મારવાજ લાગ્યા. ચોરે લેઇ જઇને એક બાજુએ મરદોને બીજીપા પોટલાં પાસે બઇરાં બેઠાં હતાં પછી બઇરામાંથી સકીને ચોરામાં પહેલી લેઇ ગયા. બારણું ઉઘાડું હતું. સીપાઇ ને મુખી આ ઉભા છે તે બંને ત્યાં ઉભા હતા.

## છોકરીને બચાવવા જતાં સખ્ત માર.

મારી છોડીની રાડો સાંભળી હું અંદર જવા લાગ્યો. મને છાતી ઉપર મોતીયાએ ધારીયાનો દંડો માર્યો ને જવા ન દીધો. પછી ફોજદાર સાહેબ કહે "આ માણસ જે ધપીને આવે છે.



શ્રી શંકર ત્રિભોવન.



શ્રી. મોતીભાઈ ત્રીકમ.

[સાખરવાળા].



શ્રી. નરસીભાઈ ત્રિભોવન.



શ્રી. બીરજે રાજે પાટિલ
સીટી મેજીસ્ટ્રેટ.



ન્યાયમૂર્તિ શ્રી. પાટકર.

તેને અંદર લાવ." એટલે મોતીયો મને કાનની બુંઠ ઝાલીને અંદર લઇ ગયો. મને કહે આ ફાળીયું તારૂં છે? મેં કહ્યું "ના." એટલે મારવા માંડયા. પછી સીપાઇએ ગળચી પકડી પાડી નાખી છાતી ઉપર ચડી બેઠો અને બેચાર ઠોંસા ગડદા માર્યાં. પછી બેઠો થયો એટલે ફોજદારે વાંસામાં બંદુકનો કુંદો માર્યો, જુવો.

કુલ આદમીને અંદર બોલાવ્યા પછી સફીને બહાર કાઢી. પછી પાંચ છ ફાળીયાં હતાં તે તથા બીજાં અમારાં ત્રણ ફાળીયાં લઇ ગયેલા તે ભેળીને કહે "કબુલ કરો કે આ તમારાં છે.' અમે અમારાં હતાં તે લીધાં ને બીજા હતાં તે અમારાં નથી કહ્યું. પછી ફેર કર્યો. અમને નાગા કર્યા. ફોજદાર—આટીયો મોતી મારતા હતા ને પટેલ કહેતો હતો કે "માની જાઓ, સાલાઓ, આ તમારો બાપો મારી નાખશે. ફાળીયું છે તે માની જાઓ. રૂ. ૫૦ લઇ લો ને પછી તમારા ઉપર કંઇ નહીં થવા દઉં!" અમે ફાળીઉં ન માન્યા પછી નગ્ન હાલતમાં એક બીજાની બુઠ પકડાવી ઉઠબેસું કરાવી. નગ્ન તેથી બીજે હાથ ગુંહ્ય ભાગ ઉપર રાખીએ તો ન રાખવા દે ને મારે. થાકીને સજ્જડ થઇ ગયા ત્યાં સુધી ઉઠબેસું કરાવતા. બુઠ છુટી જાય તો મારે.

## મોતી સીપાઇની બિભત્સતા.

પોલીસ મોતીયો તો કહે "હું મારી બેન—મા સાથે

સંભોગ કરૂં છું તે સાલાઓ તમારી પાસે પણ તમારી મા બહેનો સાથે સંભોગ કરાવીશ." પછી બધરાંને બોલાવી ફેર કર્યો. નગ્ન કર્યાં—સગપણ પુછ્યા, ઇંદ્રિઓ ઝલાવી અને ઉઠબેસ કરાવી વગેરે હકીકત બીજા સાક્ષીઓના જેવી કહી હતી. વધુમાં સાક્ષીએ જણાવ્યું કે સવારે ફોજદાર સાહેબે ઉઠીને ઝડતી લીધી. કંઇ ન નીકળ્યું. ફોજદાર સા૦ ભાટીયો અને મોતીયો સોખડે ગયા. હું, મોતી નથુ, મોતી જેસંગ અને પુના ગીગા વડોદરે આવ્યા. ફરીયાદી કરવા આવેલા પણ મુખીને કહેલું કે ભુખ્યા છીએ તેથી ખાવાનું લેવા જઇએ છીએ. કોરટ બંધ હતી તેથી વડોદરેથી આવ્યા પછી રાતે તાર કર્યો. રૂ. ૪।। નો તાર અને રૂ. દોઢ આપ્યો પાછો જવાબ મંગાવવાનો.

અત્રે ના. કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

## બપોર પછીની તપાસ.

બપોર પછીની તપાસ ચાલુ થતાં સાક્ષીએ જણાવ્યું કે વડોદરે ગયા હતા તે દરમ્યાન ચશ્માવાળો ઘોડે ચઢીને આવ્યો ને ગામમાં જઇને ઓખા પટેલને—દરૂભાઇને લેઇ આવ્યા. કહે "ચાલ્યા જાઓ." અમે કહ્યું " છોકરાં માદાં તે કયાં જઇએ ? અમારે તો વડોદરે જવું છે." પછી ચશ્માવાળો વયો ગયો.

## દારૂની લાલચ.

બપોરે ફોજદાર જે સોખડાનો જાડો નાયબ ફોજદાર જે

પીળી આંખોવાળો છે તે તથા કાકુ, મોતીગો ને દરૂભાઇ આવ્યા ને કહે ચાલ્યા જાઓ." અમે ના પાડી. મને ને મોતી નથુને ફોજદાર સાહેબ ચોરામાં લઇ ગયા ને કહે "તમને પાંચ રૂપીયાના દારૂ પાઇએ ને તમે અહીંથી વયા જાઓ." અમે કહ્યું "સાહેબ દારૂ પીતા નથી. તો કહે "પાંચ રૂપીયાનું ખીચડુ અપાવું" તે પણ ના પાડી ને કહ્યું કે "કંઇ નથી જોતું, અમારે તો વડોદરે જવું છે." સુબા સાહેબ રાતે આવેલા તે કંઇ પુછ્યું કર્યું નથી. પણ સવારે નીચે આવ્યા ને તપાસ કરી અમે માર બતાવ્યા તે જોયા. સકીને મેં બતાડી. છાતી સુજી ગયેલીને ઉઝરડા હતા તે બતાડયાને કહ્યું બે દીવસથી પીશાબે લોહી પડે છે." મારે બઇરી નહોતી તેથી નીશાન કેમ જોઉં? દોઢ મહીનાની બાલુને પણ બતાડી હતી બધાના મારનાં નીશાન દેખાડયાં. સાહેબે કંઇ જોયું નહીં, પણ કહે "અહીં રહો. સોમવાર છે તેથી પુજા કરવા વડોદરે જાઉં છુ. તમારૂં સારૂં કરીશ." દરમ્યાન ફોજદાર સાહેબ દરૂભાઇને મેડે હતા. ત્યાં અમને વિષ્ટી કરવા લઇ ગયા હતા. ના૦ સુબા સાહેબ મેડેથી આવીને ધર્મશાળાને મેડે ચઢી ગયા. અમને કંઇ પુછ્યું ગાછ્યું નહીં. પછી મેરૂ નથુ ઉજા સુરા ને અમથા રામસીંગને મેડે બોલાવેલા ને જવાબ લીધેલા.

## ગુપચુપ અંગુઠાની છાપ લીધી.

સાહેબ કહે "મેં તમારૂં સારૂં કર્યું છે. આમાં અંગુઠાની

સહી દો. એટલે અંગુઠા દીધા. ફરીયાદ વાંચી સંભળાવી નહોતી. સવારે સાહેબ જવા માંડયા, ત્યારે હું પગે પડીને કરગરવા લાગ્યો કે "સાહેબ છોડીયું મરી જશે માટે વડોદરે જવા દો. કહે "જાઓ" તે ગયાં અમે પોટકાં બાંધતા હતા, ત્યાં મંજુસરના મહારાજ આઠ મણ ખીચડી લઇને આવ્યા, તે લીધી. પછી વડોદરે આવ્યા. આસોજને ઝાંપે નાયબ ફોજદાર આડો પડયો હતો, પણ અમે ચાલી આવ્યા. છાણીએ ચાર પોલીસ આડા મુકી દીધા હતા. તેથી ફરી ફરીને સીમાડેથી ચઢીને વડોદરે આવ્યા. પહેલાં દીવાન સાહેબને ત્યાં મુકામ કર્યો. બાલુ ત્યાં મરી ગઇ. મારી છોકરી સકી જીવતી હતી.

## વડોદરામાં હેરાનગતી.

બંગાલામાંથી પાતળા જેવા ફોજદાર કહેવાય છે તેણે બે સીપાઇ સાથે આપી દવાખાને મોકલ્યા, છોડીને ઝોળીમાં ઘાલીને હાલી નીકળ્યા. પછી બાગ આગળ ઘોડો છે ત્યાં આવ્યા ત્યારે એક જણુ આવ્યો ને કહે "ચાલો પાછા બોલાવે છે" એટલે પાંચ આનાની ગાડી કરી છોડીને લઇ હું પાછો આવ્યો. બંગલા આગળ ગયા એટલે ફોજદાર જેવા માણુસ હતા તે કહે "લેઇ જાઓ લેઇ જાઓ." પછી પાછા વળતાં છોડી નાળા આગળ મરી ગઇ. છોડીને દવાખાને લઇ ગયા. લાસને ડાકટરે જોઇ રાખી લીધી. ડાકટરે ટેલીફેન કર્યો કે અહીં બે

લાસ આવી છે માટે પોલીસ મોકલો. ફોજદાર આવ્યા અને રાતે નવ વાગે છુટા કર્યા. ફોજદારે અમારાં માર જોયા ને ડાકટરે લખ્યા. અમે ૧૨–૧૩ માણુસનો માર જોયો બીજે દીવસે પંચકયાસ કર્યો ત્યારે અમને આધા કાઢયા. આગલી સાંજે લાસ ભાળી. તે પાછી બીજા દીવસે સોંપી ત્યારે ભાળી. અમને લાસ સોંપી ત્યારે ઉઝરડાનાં નીશાન હતાં. પંચકયાસ કરીને બે છોડીયુંના બાપનાં અંગુઠા લીધા પછી રાવપુરા ચોકીએ લઇ ગયા ને ત્યાં અમારા અંગુઠા લીધા. પાછા દવાખાને ગયા. લાસ ન સોંપી એટલે કાપમાં બાગની સામે મોટા ડાકટરને ત્યાં ગયા ત્યાં પટાવાળે ન પેસવા દીધા ને કહ્યું કે "ધોંસાઇ ડાકટર પાસે જાઓ." દવાખાના સામે બંગલો છે. ત્યાં ધોંસાઇ ડાકટર મળ્યાં. તે પછી લાસ મળી. ભંગીયાને આઠ આના આપ્યા. પછી લાસ મળી. બે આના આપીને એક છોકરાને લીધો તેણે મસાણુ બતાવ્યું. ત્યાં લાસો બાળી. લાસ ઉપર તે વખતે પણ ઉઝરડા હતા. સકી માર પડયો તે પહેલાં તદન સાજી હતી. મારથીજ મરી ગઇ. પેટ–છાતી બધું દીલ સુજી ગયું હતું.

## ઉલટ તપાસ.

રા૦ વકીલ પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ કહ્યું કે આજે અમારામાંથી એક છોકરો ઓધો કરીને હતો તે પાંચ છ વર્ષનો હતો તે મરી ગયો. બળીયા નીકળેલા. ચાર પાંચ દીથી બીજાં બે ત્રણ છોકરાંઓને પણ નીકળ્યા છે. હું વીરમ-

ગામનો છું. અમે ફકીર લોકો નથી તે ત્રાગુ કરીએ કે ભીખ માગીએ. સાવલી ટુંડાવ તો શું પણ ક્યાંય ભીખ માગી નથી. અમે એવું કરીએ નહીં. તળાવ ઉપર છ જણા આવેલા. તેમાં બે માંડવાવાળા હતા, તે તેમના કહેવાથીજ જાણ્યું. મને તળાવમાં ઉઠાડતી વખતે ભાટીયાએ છરી મારી હતી. સાંજે દાતણ ફાલતો હતો તે છરી ભાળેલી તેથી રાતે આવી ભાટીયાએ જગાડીને માંગી. તાપતા હતા ત્યાં ભાટીયાના હાથમાં આપી. તેણે ઘોંચી ઘાલી હત તો અહીં જીવતોજ શેનો આવ્યો હત? તે તો વિચાર કરો. તળાવમાં લાઇન કરી ફોજદારે બીજાને માર્યા મને માર્યો નથી. શા માટે માર્યા તે મારે તેને ખબર. હું ઓથે રહી ગયેલો. આંકડ ને ધોકો ફોજદારે લીધેલાં. તે પાછાં અમારી પાસે આવ્યા નથી. ચોરે આવ્યા પછી રાતે ફોજદારે જડતી લીધી નથી. ફાનસ દરૂભાઇ સાથે તળાવની પાળ ઉપરથી જ હતું. સકી લબાચાના મોઢા આગળ જ બેઠી હતી, તે ભાટીયો બાવડુ ઝાલીને લઇ ગયો. અમે કહ્યું નથી કે "શું કામ લઇ જાઓ છો?" મને ફોજદારે અંદર બોલાવ્યો કે તરત મોતીયાએ ગળું દાબી છાતીમાં બે ત્રણ ઠોંસા માર્યા કે "માન આ ફાળીયું તારૂં છે" ફોજદારે કુંદો માર્યો તે હજુ સુધી દુખે છે. આજદી સુધી દવાખાને ગયાતા તોયે હું અંદર ગયો ત્યારે સકી રોતી હતી. હું અંદર ગયો ત્યારે ચોરાની બારીયું એકકે ઉઘાડી નહોતી. અમારા ફાળીયા મુદ્દામાલમાં ફાળીયાં સાથે નાખ્યાં, તેમાં ફોજદારે પોતાના માથે હતું તે પોતાનું ફાળીયું પણ

નાખેલું. બોડે માથે નહોતો—પણ તેણે માથે રૂમાલ બાંધ્યો હતો. ચોરામાં અમને બધાને મારતા હતા ત્યારે આશ્રમણું બારણું બંધ કીધું હતું. ભદરમાં ને પ્રજામંડળમાં પટેલે "રૂા. ૫૦ આપું, માની જાઓ" વગેરે કહેલું તે મેં લખાવેલું હશે. ત્યાં કાંઇ આવી જુબાની લીધી નથી. આદમીઓને બોલાવ્યા ત્યારે મને માર્યો નથી. બધાને મારતા હતા. હું સાથે હતો તેથી નથી માર્યો. ફોજદાર સાહેબ હુકમ કરતા હતા.

## ભાટીયાનો તો રોફજ ઓર હતો.

ઉઠબેસ કરાવી ત્યારે એક બીજાના કાન ઝલાવ્યા હતા. નાગા તેથી ઇંદ્રી ઉપર અમે અમારો હાથ રાખતા હતા તે ઉપર મારતા.

અત્રે સાડાપાંચ વાગતાં કામ બીજા દિવસ ઉપર મુલતવી રહ્યું. હતું.

## સુનાવણીનો આઠમો દિવસ.

ગુરૂવાર તા. ૨૦–૨–૩૦ના રોજ તપાસ આગળ ચાલતાં રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષી રામસંગ જીવણે જણાવ્યું કે આજે સવારે હું વકીલ ચંદુલાલને ઘેર ગયો નથી. પ્રજા-મંડળવાળા કોઇ અમારે ઉતારે આવ્યા નથી. મારી છરી બાબત મેં કોઇની પાસે અત્યાર સુધી લખાવ્યું નથી. જે દીવસ તાર

મુકીને ઉજા અને મેરૂ અહીં આવેલા તે દી હું ને બીજા સોખડે મારી છરી લેવા ગયેલા. ફોજદાર કહે "બધા કેમ ન આવ્યા? કાલ બધાને કહ્યું હતું ને?" મેં કહ્યું અમે ભુખ્યા હતા ને ચાલીયે તેવું નહીં હતું તેથી ન આવ્યા." પછી ફોજદારે અમને ચીઠી કરી આપી. તે વખતે ત્યાં ભાટીયો હતો. મેં ભાટીયા પાસે નહીં પણ ફોજદાર પાસે છરી માગી. આંકડ ને ઘોંકા તે લાકડાના હાથા, તે કયાંયે ગયા હશે તે શું માગીએ. આ છરી ને મ્યાન તપાસમાં કોઇ પાસે મેં રજુ કર્યું નથી ભાટીઓ ઘોડે આવેલો તે અમે સોખડે ગયા પછી. નીકાલ કરી નાખો. એમ સોખડામાં કંઇ વાતચીત થઇ નથી.

## મા બેનનો સંબંધ કરાવવાની ધમકી.

ચોરામાં ઝણુના ભાઇની ઇંદ્રી પકડાવી ત્યારે બીજાં બઇરાં નહોતાં અને તેના કાકા અને મામાની ઇંદ્રી પકડાવતી વખતે બધાં બઇરાં હતાં. કુલ બઇરાને નાગાં કર્યાં હતાં તે વખતે બારણું આખું વાસ્યું હતું. બારીઓની મને ખબર નથી. "મા બેનનો સંબંધ કરાવીશ" એમ મોતીયો કહેતો હતો. કલાક સુધી અમને ઉઠબેસ કરાવ્યા પછી અમને કાઢયા ને બઇરાંને બોલાવ્યાં. પાછા અમને બોલાવ્યા. નાગાં કર્યાં. ને ઇંદ્રી ઝલાવવાનું કામ થયું. પછી બઇરાં ને આદમી બધાંને ઉઠબેસ કરાવી. બંદુકના ચાર અવાજ થયા. તે નોંખી નોંખી વખત થયા ફોજદારે મને કુંદો વાંસામાં માર્યો તેનું ઇંધાણ હજુ છે.

ભાટીયો ઝબુને ચોરાની અંદર લઇ ગયો. અંદર હતી તે વખતે મેં પોતે કંઇ અવાજ સાંભળ્યો નથી. ઝબુએ પારવતીને 'અંદર જઇશ નહીં' એમ કહ્યું નથી. અમે બધા આદમીઓ ચોરાની સામે અને થોડાક પડખે બેઠા હતા

## બઇરાંઓને અંદર લઈ જવાનું કારણ શું સમજાય ?

ઝબુ ને પારવતીને અંદર લઇ ગયા ને અમારા મનને કે ફાળીયું ઓળખવા લઇ જાય છે. કંઇ માવતર થઇને આવા ધંધા કરે? એમ કેમ જાણીયે? કાશીની છોકરી પડી ત્યારે તેણે કહેલું કે "માંય તો ઇજ્જતું લે છે." પણ માર મોટે અમે તો એવા થઇ ગયા હતા કે ખીજવાટ શું ચડે? બંદુકના ત્રણ અવાજ થયા. ત્યાં સુધી દરૂભાઇ ચોરામાં હતા. પછી ઇંદ્રિયું ઝલાવવા માંડયા ત્યારે તે વયા ગયા હતા. બઇરાંને આદમીયુંને અંદર ઘાલ્યાં ને નાગાં કર્યાં ત્યાં સુધી હતા. પછી ચાલ્યા ગયા હતા. ગામનું કોઇ લોક આવ્યું નહતું. દીવાન સાહેબને અરજી કરશું એમ ધારીને વડોદરે પહેલા આવ્યા. ન્યાય મંદીર શું અને કયાં હશે તે ખબર નહોતી. ગાડી માથે "કોર્ટ કયાં છે" એમ પુછ્યું તે ન્યાય મંદીર બતાવ્યું. કોર્ટ બંધ થતી હતી તેથી અરજી માટે દીવાન સાહેબના બંગલાની વાત કોઇને પુછી નહીં. સકી, બાલુ, ઝબુ ને પારવતીને લઇને તે દી કોણ આવવા દેતું હતું તે દીવસ અમે ચારે જણ ન. ગુ. ની ઓફીસમાં નથી ગયા. આસોજથી દીવાન સાહેબને તાર કરો ને બીજે દી

સવારે રૂબરૂ મળો એવી સલાહ મળી નથી. વડોદરેથી આવ્યા પછી બીજા દહાડે ભાટીયો ઘોડે ચઢીને ચોરે આવેલો, પણ મારવાનું મન અમને થયું નહીં, કારણ અહીં અમારો ધણી કોણ થાય !

૨૦ નાનુભાઇની ફેર તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે અણુ બહાર નીકળીને ઉતરતી હતી. અને પારવતી અંદર જતી હતી. ત્યાં ઇજત્ત લુંટે છે એમ તે બૈરૂં માણસ શી રીતે કહી શકે !

## વેરસી તળસીની જુબાની.

પછી સાક્ષી વેરસી તળસીએ રા. નાનુભાઇની સર તપાસમાં આસોજ આવ્યા તળાવમાં ઉતર્યા—ગામમાં નામ નોંધાવવા ગયા. —મોડી રાતે ફોજદાર વગેરે આવ્યા—ભડાકો કર્યો—જગાડયા—માર્યા—ધુણીમાં મેરૂનું માથું ખોસી દીધું—ચોરે લઇ ગયા—રસ્તામાં ફોજદાર—ભાટીયો ને મોતીયો બધાને મારતા હતા વગેરે કહી જણાવ્યું કે મને પણ ધુંટણની નીચે ભાટીયાએ ઘોંકો માર્યા તેનો ડાઘ હજુ છે. ચોરામાં લેઇ ગયા પછી બનેલા બનાવની હકીકત બીજા સાક્ષીઓના જેવી કહેતાં વધુમાં જણાવ્યું હતું કે સકીને પહેલો ભાટીયો લઇ ગયો. સકીને અંદર પછાડતા હતા ને તે રાડો પાડતી હતી તે સાંભળતા હતા. અંદર ચારે જણ હતા. સકીનો બાપ અંદર ગરતા મોતીયે ઠોસો માર્યો તોય પરાણે અંદર ગયો કે મારી છોડીને મારે છે. બધાને અંદર બોલાવ્યા

પછી 'નાગા થાઓ' કહી ફોજદારે ભડાકા કર્યા. નાગા કરાવીને એક હાથે પોતાની ને બીજા હાથે બીજાની ઝુટ પકડાવી કલાકેક ઉઠબેસ કરાવી. આમ આમ બંદુક ફેરવે અને ફેર કરે તે શું કરીએ ? ફોજદાર સા૦ અમારી સામે બંદુક ધરી બીવડાવતા હતા ને કુંદા મારતા હતા. ફોજદાર પાસે આંકડ પણ હતી. મોતીયા પાસે ધોકો હતો તે મારતો હતો. પછી તે ધોકો ભાટીયાએ લઇ લીધો. મને પુછ્યું "તું કોના ભેગો રહે છે." મેં કહ્યું 'મારી બેન ઝબુ છે." એટલે મારી બેન ઝબુને આ મોતીયો બોલાવવા ગયો અને કહ્યું કે "પકડ તારા ભાઇની ઇંદ્રિ. નહીં તો ભાઇ બહેનનો સંબંધ કરાવીશ" એટલે તેણે પકડી–પરાણે પકડાવી.

## મોતીની બિભત્સ વાતો.

મોતીયો કહે "હું મારી બેનની આબરૂ લઉં ને તું કેમ ન લે ?" એટલે ફોજદારે તેને ધપ્પો માર્યો ભાટીયો બઇરાઓમાં ફરતો હતો ને આંગળીઓ કરતો હતો. ફોજદાર–ભાટીયો ને મોતીયો બધાંને મારતા હતા. પટેલ મારતો ન હોતો પણ કહે "સાલાઓ. માનો, નહીં તો તમારો બાપ મારી નાખશે." છેક પરોઢીયું થયું ત્યાં સુધી ધમાલ કરી. ન માન્યા ત્યારે અમને બધાને બહાર કાઢયા. પછી ઝબુને મોતીયો અંદર લઇ ગયો. ફોજદારને ભાટીયો અંદર હતા. બહારનું બારણું ઉઘાડું હતું અંદરનાં વાસી દીધા હતા. ઝબુ રોતી રોતી બહાર આવી. એટલે તુરત

પારવતીને અંદર લઇ ગયા. તેને પણ અરધી કલાકે બહાર કાઢી. મોતીયો તો બારણા ઉપર જ ઉભો હતો ને પટેલ બારણાની બહાર ઉભો હતો. પારવતીએ બહાર આવીને કહ્યું પછી ઝબુએ કહ્યું કે "હા ભાઇ, મારી પણ આબરૂ પાડી." શરમથી પહેલી બોલી નહોતી. ખબર પડી ગઇ તેથી કાશી ન ગઇ ને ખેંચા ખેંચીમાં તેની છોડી પડી ગઇ ને પથરા ઉપર પછડાઇ. પછી વહેલા સવારમાં પટેલ કહે "હવે સુઇ રહો, ભાઇ, તમારૂં કોઇ નામ નહીં લે." કહી દમણીયામાં ચાલી ગયો. સવારે નવ–દશ વાગે જડતી લીધી. મજુરી કરીએ તે શું નીકળે? પછી અમને સોખડે મોકલી આપવાનું પટેલને કહી ફોજદાર પણ ગયા. અમને બીક લાગી તેથી સોખડે ન ગયા આસોજ આવ્યા ત્યારથી પાંચમે દહાડે વડોદરે આવ્યા. નાયબ ફોજદાર અટકાવતા હતા.

અત્રે કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

## રામસીંગની ઉલટ તપાસ.

બપોર પછી તપાસનું કામ ચાલુ થતાં રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે આસોજ તળાવ ઉપર ફોજદાર વગેરે રાતે બારેક વાગે કે દશેક વાગે આવ્યા હશે. અત્યારે (સાડાત્રણ વાગે) કેટલા વાગ્યા હશે એમ ના૦ કોર્ટે પુછતાં સાક્ષીએ કહ્યું કે બારેક વાગ્યા હશે. અમને અભણને શું ખબર? મને તળાવ ઉપર બંદુકના કુંદા માર્યા નથી. બીજાને મારતા હતા

આંકડ પરભુ પથાની હતી. આંકડ પાછી અમારી પાસે આવી નથી. બધાંને તળાવ ઉપર મારતા હતા છોકરાંઓને માર્યા નથી. ફોજદારના કહેવાથી ભડાકો કર્યો. કહે "ટાઢ વાય છે. તાપણું કરો." ફોજદાર તાપણા આગળ ઉભા હતા ને ભાટીયો ને મોતીયો બધાંને જગાડી ધક્કા મારીને લાવતા હતા. ચોરે લાવ્યા ત્યારે ભાટીયો ને મોતીયો અમારી હારે ચાલી મારતા હતા. ફોજદાર ને પટેલ વાંસે વાંસે દમણીયામાં આવ્યા હતા મને રસ્તામાં માર્યો નથી. ચોરે પહોંચ્યા પછી માણસ ગણવાંના છે-કહી આદમી ને બઇરાંને જનજરૂની પાસે નોખાં બેસાડયાં દરૂભાઇ રાતે આવેલા નહીં સવારે આવેલા જડતી રાતે લીધી નથી–સવારેજ લીધેલી. સકીને અંદર માર્યાની હકીકત ભદરમાં 'ટુંકામાં વાળી દયો' કહેતા હતા તેથી નથી લખાવી. લખનાર કા઼કુન હતો તેણે કહ્યું હતું. ચોરામાં મારતા હતા ને મનાવતા હતા ત્યારે બહારનું બારણું ઉઘાડું હતું. અમે અંદર હતા ત્યારે આ ચારે જણા અંદર હતા. તે વખત બઇરાં અંદર ધસી આવ્યા નથી. અમને અંદર લઇ ગયા પછી મારી મારીને થાકયા પછી કપડાં કઢાવ્યાં ને નાગા કર્યા. મને ભાટીયે નળ ઉપર ધોકો માર્યો. મોતીયો તો મને પાડી નાંખીને છાતી ઉપર ચઢી બેઠો ને મારા ગાલે બચકું ભરેલું. નાગો હતો તે વખતે ભરેલું. નાગો હતો તે વારે ફોજદારે વાંસામાં કુંદા મારેલાં કેટલાં માર્યા તે કેમ કહી શકાય ? મોતીયો પોતાની બેનની આબરૂ લેવાનું કહેતો હતો તેથી કહું છું ખીજવાઇને ખોટું નથી બોલતો ભદરમાં મોતી જેસંગ માટે કહ્યું હોય તો ઉતાવળથી લખાવી દીધું હશે તે વખતે મ઼ને ભુલ લાગેલી. પણ સાહેબને કહેલું નહી.

## સ્રીઓના ગુપ્ત ભાગમાં આંગલા.

ચોરામાં બૈરાં પાસે છોકરાં હતાં. બૈરાંને ઉઠબેસ કરાવી •થી બૈરાં કહેતાં હતાં કે ભાટીઓ આંગળા ઘાલતો હતો. કયાં ને મેં જોયું નથી. તેમના ધણીને કહેતાં કે ગુપ્ત ભાગમાં ઘાલતો હતો તે કંઇ બીજાને કહે ? અમે તો સાંભળ્યું હતું. બઇરાંને ફોજદાર આંકડ મારતા હતા મને મારી પડી હોય ત્યાં કઇ બાયડીને મારી તે કયાં જોવા જાઉં ? ઝબુ રોતી રોતી બહાર આવી ત્યારે મેં તેને કંઇ પુછ્યું નહી. ઝબુ પોતાનું છોકરૂં લઇને. ને પારવતી તેના ધણીને આપીને અંદર ગઇ હતી. પારવતી વહુએ બહાર આવી બઇરાં હતાં ત્યાં કાશીને કહ્યું કે 'માંયતો ઇજજતું લે છે" તે મેં સાંભળ્યું. હું નજીક જ હતો. કાશીને છોડાવવા પ્રયત્ન ન કર્યા, કારણ માનની બીકે શું કરીએ ? બઇરાંઓની ઇજ્જત લીધાની વાત ભદરમાં કહેલી ખરી. ફોજદાર સવારે દમણીયામાં ગયા તે દમણીયામાં ખુરશી માંડીને નહી એમને એમ ચઢીને બેઠા

મોતીયા ઉપર ચોરમાં અમે હુમલો કરીને ધસી ગયા તે ખોટી વાત. આ મહારાજ બેઠા છે તે અમારે ઉતારે આવતા નથી-ટેસન માથે જોયેલા

અત્રે શાક્ષીની ઉલટ તપાસ પુરી થતાં કામ આવતી કાલ બીજા દિવસ ઉપર મુલતવી રહ્યું હતું.

## તપાસનો ૯ મો દિવસ.

શુક્રવાર તા૦ ૨૧-૨-૩૦ ના રોજ તપાસ આગળ ચાલતાં સરકારી વકીલ રા૦ નાનુભાઇએ ૭ મા સાક્ષી ભીખા નાનજીની સર તપાસ લીધી હતી. તેમાં સાક્ષીએ એવી મતલબની હકીકત જણાવી કે, આસોજ સાંજે પાંચેક વાગે આવ્યા પછી ભાટીયો ને મોતીયો વહેલા આવ્યા. તેઓ ગયા પછી ખાઇ પીને અમે સુઇ ગયા. પછી દશ-અગીયાર વાગે ફોજદાર સા૦ મોતીયો, ભાટીયો ને પટેલ આવ્યા. ભડાકો કરીને 'ચોર છો' કહી અમને જગાડયાં, અમારી પાસે જ ભડાકો કરાવ્યો, મેરૂને ધુણીમાં ઘાલી દીધો. તળાવ ઉપર માર્યા ને પછી મારતા મારતા ચોરા ભણી લઇ ગયા, ભાટીયો આવીને સકીને અંદર લઇ ગયો, છોડીને બહાર બધાએ પુછ્યું તો કહે "પટકી પટકીને છાતીમાં મારી." એથી ખબર પડી." ફેંટો તારા બાપનો છે માન-"એમ કહેતા હતા ને છોકરી ના પાડતી હતી, તે બહાર અમને સંભળાતું હતું. પછી બધા આદમીને બોલાવ્યા-માર્યા-ફેર કર્યા વગેરે હકીકત; બીજા સાક્ષીઓના જેવી રજુ કરી જણાવ્યું કે ફોજદારે મને બંદુકનો કુંદો ને છાતીમાં મુકકો માર્યો ને ભાટીયાએ ગાલ ઉપર થપાટ મારી ને મોતીયાએ ભીંત સાથે અફાળ્યો. બીજાને પણ માર્યા-પણ હું મારૂં કહું. પટેલ મને મારતો નહોતો પણ મોઢેથી કહેતો હતો કે "મારો સાલાઓને, નહીં તો નહીં માને." પછી ફોજદારે ફેર

કરી બધાને નગ્ન કરાવ્યાં. ભડાકાની બીજ અમેજ કપડાં કાઢી નાખ્યાં. પછી કોઈની બીજાની ને કોઇને પોતાનીજ ભુંડ ઝાલી ઉઠબેસો કરાવી. મને મારીજ ભુંડ ઝલાવી હતી કોઇ અટકે તો ફોજદાર-મોતીયો ને ભાટીયો ત્રણ જણ મારતા હતા. છતાં અમે ન માન્યું પછી મોતીયાએ વેરસીને ઝાલ્યો ને કહે "માન! સાલા! આ તારો ફેંટો છે." પછી કહે "તારે બાયડી છે?" તો કહે "ના, બેન ભેગો રહું છું તેનું નામ ઝબુ." પછી સીપાઇએ બારણામાં ઉભી ઝબુને અંદર બોલાવી, ને કહે "હું હું મારી બેનની ઇજત લઉં છું. ને તું કેમ નહીં લે?" એટલે ફોજદાર સાહેબે તેને એક ઠેંકો મેલ્યો.

## ઇંદ્રીઓ પકડાવી.

પછી ફોજદાર ને મોતીયો ઝબુને કહે "તારા ભાઇની ઇંદ્રી પકડ. એટલે પકડી માર મોઢે શું કરે? પછી તેના મામા અમથાની ને કાકા મોતીની ઇંદ્રી પકડાવી. અડધા આદમી અંદર હતા. ઝબુને બહાર કાઢી હતી પછી બૈરાંને બોલાવ્યા તે પછી અમને પણ બોલાવ્યા. પછી બધાને નાગાં કર્યાં કાશી મારા કાકાની દીકરી બેન થાય તેની પાસે મારી ઇંદ્રી ઝલાવી. ફોજદારે સામી લાવીને પુછ્યું કે "આ તારે શું થાય?" તો કહે "મારો ભાઇ થાય" એટલે મારી ઇંદ્રી પકડાવી. બીજા કોઇને પકડાવતાં મેં જોઇ નથી.

## સ્ત્રીઓની ઇજજત લીધી.

બધાને બહાર કાઢ્યા પછી સહુને અંદર મોતીઓ આવીને



બેઠેલા: શ્રી. ચંદ્રસિંહ ચવ્હાણ: શ્રી. પ્રવાસી પાગલ: શ્રી. નટવરલાલ પંડિત.
ઉભેલા શ્રી. દીનકરરાવ ટોપરે.



શ્રી. જેરાભાઈ દેશાઈનાં પુત્ર.



લાયબ્રેરીયન: મી. ચુનીલાલ.



મી. ઈશ્વરભાઈ નારણ.



મી. પરશોત્તમ ઝવેર.

લઇ ગયો જવાન કોણ છે એમ સકીને પુછીને તેને બહાર કાઢીને પછી ઝબુને બોલાવી, ઝબુને અરધી કલાકે બહાર કાઢયા પછી ભાટીયો આવીને બૈરામાંથી પારવતીને લઇ ગયો. અરધી કલાકે રોતી રોતી પાછી આવી ને બૈરાંઓને આવીને કહે કે માંય તો ઇજ્જતું પાડે છે. તે અમે સાંભળ્યું. પછી મોતીયો પરાણે કાશીને ખેંચી જતો હતો. પણ ખેંચતાણુમાં છોકરી પડી ગઇ તેથી ચાર દીવસ ન ધાવી ને મરી ગઇ. સકીને મારથી છાતી " સુજી ગઇ હતી તે મેં જોયું હતું. પહેલાં સકી તદન સાજી હતી. મણ ભાર લઇને ચાલી આવતી. કાશીની છોકરી પડયા પછી આ પટેલ દમણીયામાં બેસી સોખડે ચાલ્યા ગયા. સવારે નવ વાગે ઝડતી લીધી કંઇ ન નીકળ્યું. પછી અમને સોખડે મોકલવાનું પટેલને કહી ફોજદાર સોખડે વયા ગયા. પછી અમારામાંથી ૪ જણા વડોદરે અરજી કરવા આવ્યા. તે સાંજે આવીને કહે કોર્ટ બંધ થઇ ગઇ છે. પછી રાતે દીવાનને તાર કરવા બે જણને મોકલ્યા. પછી સુબા સાહેબ આવેલા. તે પાછા વડોદરે આવ્યા. પછી અમે પણ વડોદરે આવ્યા.

### ઉલટ તપાસ.

૨૦ પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મારા ઘરનાં ૭ અને એક ભાણેજ એમ સાત જણ છે. કાશી જુદી. મારે બાયડી છે. ધ્રાંગધ્રાથી અમે ગાડીયે બેઠા. વીરમ-ગામ ઉતર્યા, ત્યાં અમથા રામસીંગ વગેરે ભેગા થયા. વીરમગામમાં અમે ૩૫ ભેગાં થયાં. ચાલીને આવ્યા તે ને અમે સૌ અમદા-

વાદ ભેગા થયા. વીરમગામ એ ત્રણ દી રહેલા. ઘણા દીવસ રહ્યા તે ખોટું છે. અમદાવાદ ચાર દીવસ રહ્યા ત્યારે બધાં ભેગાં થયાં. ધ્રાંગધરેથી વીરમગામ ૧ દહાડે આવેલા. વીરમગામના ગામ ફતેપુરામાં ગયા નથી. રાખડીયું ગામ કહે પણ ત્યાં ગયા નથી. ઢોર-ઢાંખર વગેરે સાથે હતાં, તેથી અમદાવાદથી ચાલતા નીકળેલા, અમથા રામસંગ ભેગા ધ્રાંગધરેથી નીકળેલા, તે વેળા તેની કને ઢોરાં નહોતાં. સાવલી-ટુંડાવ વગેરે કોઇ ગામોમાં રસ્તામાં ભીખ નથી માગી. ધ્રાંગધરેથી નીકળ્યા ત્યાંથી આસોજ આવ્યા ત્યાં સુધીમાં કયાંય મજુરી કરી નથી. મધરાતે ૧૦-૧૧ વાગે ચાર જણ તળાવે આવ્યા હતા. ઘડીયાળ જોતાં નથી આવડતી અત્યારે એક વાગ્યો હશે. તળાવ ઉપર દમણીયું ભાળ્યું નહોતું. ચોરા આગળ આવ્યા ત્યારે ભાળ્યું. હાંકનારો એક માલીપા હતો ખરો. ફોજદારને પટેલ દમણીયામાં બેસીને તળાવેથી ચોરે આવ્યા તે જોવામાં નથી આવ્યું. તળાવમાં ભડાકો કર્યો ત્યારે ખબર ન પડી. પણ ભડકો તાપણું કરાવ્યું ત્યારે જોયું કે ચાર જણ હતા. બંદુક ફોજદાર પાસે હતી તે બીજું કોણ ધડાકો કરે ? લબાચા બંધાવ્યા ત્યાં સુધી ભડકાની અંદર કાંટા નાખવા પડયા હતા. તળાવ ઉપર મને મોતીયે લાકડાનો ઠોંસો છાતી માથે મેલ્યો હતો. બીજાને શું માર્યું શું ન માર્યું તે મને શું ખબર ? મોતીયાના હાથમાં ધારીયું હતું. મને તો લાકડાનો ધોકો મારેલો તે હું જાણું. મેરૂ ધુણીની થડમાં બેઠોહતો તેને ફોજદારે ગળચી ઝાલીને માંયઘાલી દીધો તે બેઠો થઇ ગયો. ટોપી દાઝી. તળાવે મારી બાયડી કે બહેનને મારી હોય તો

મને ખબર નથી. છોકરાંને નથી માર્યાં ચોરે લાવતાં મને વાટે માર્યો નથી. ચોરા આગળ લઇ ગયા ત્યારે જુના મુખી બોખા છે તે ચોરાની પાંખ આગળ ઉભા હતા. અમને જાજરૂખાના પાસે બેસાડયાં. સૌ સૌના બેરાં છોકરાંને લબાચા રાખીને બેઠાં.

## સકીને અંદર લઈ જઇ પટકીને મારી.

સકીને અંદર લઇ ગયા ત્યારે બહારનું બારણું અમારી કોર આડું હતું તેથી દેખાતું નહોતું. અમે જાણ્યું કંઇ પુછવા લઇ જતા હશે તેથી વાંધો ન ઉઠાવ્યો. સકી અંદર હતી ત્યારે "ઓય બાપલીયા, ઓય બાપલીયા," એવી ત્રણ ચાર રાડો સાંભળી હતી. વાતચીત સાંભળી નથી. સકીના બાપ સીવાય બીજાએ અંદર જવાનો પ્રયાસ કર્યો નહીં. સકી બહાર આવીને તેનાં લબાચાં આગળ તેનો બાપ હતો ત્યાં બેઠી. તે બહાર આવ્યા પછી રોતી હતી. રામસંગે પુછ્યું ને છોડી કહેતી હતી કે "મને પટકી પટકીને ફોજદારે મારી" તે અમે સાંભળ્યું અમને આદમીયુંને લઇ ગયા ત્યારે બારણું આડું વાસેલું હતું. પણ ચારમાંથી કોઇ જાય આવે ત્યારે ઉઘાડે ને બંધ કરે. ફોજદારે ચોરણી નહીં પણ ખેસીયું પહેર્યું હતું ને માથે ફેંટો હતો. અમને મારતા હતા ત્યારે તેને માથે ફેંટો હતો જ. તેણે પોતાનો ફેંટો અમારા ફાળીયાભેગો મુકયો ન મુકયો મારા જોવામાં નથી આવ્યો. મને ફોજદારે છાતીમાં બે કુંદા માર્યા હતા. મોતીયાએ મને ખભા ઝાલીને બે વાર ભીત સાથે અફાળ્યો. ભાટીયાએ ધોલ મારેલી. મને

કંઇ પણ મારનાં નીશાન રહ્યાં નહીં. રામસીંગ જીવણ ને પુના ગીગા મારા થડમાં હતા. તેને એક બીજાના કાન ઝલાવેલા. મને મારી પોતાની જ જુડ પકડાવેલી. રામસીંગ આગળ કોઇ છોકરો હોય તે મેં ભાળ્યો નથી. કપડાં હતાં ત્યારે મારેલાં. નાગા કરાવ્યાં પછી ઉઠબેસો કરાવી હતી. નાગા કર્યા પછી મને કંઇ માર્યું નથી. બીજાઓને માર્યું હોય તે હું જાણતો નથી. હું સીધી રીતે ઉઠબેસ કરતો તેથી માર્યો નહીં. જે અટકતા હતા તેને ધડુસતા હતા. પટેલ કહેતો કે "મારો સાલાઓને," તે મેં ભદરમાં લખાવ્યું છે. ન લખાયું હોય તો કેમ ખબર?

## પુછી પુછીને ઇંદ્રિ પકડાવી.

ઝણુ પાસે ઇંદ્રિ ઝલાવી તે વખતે કોઇ બઇરાં અંદર નહોતાં. ઝણુને પહેલાં પુછી ને ભાઇની, પછી પુછીને મામાની, તે પછી કાકાની ઝલાવી. બઇરાંને બોલાવ્યાં કે તરત અમને બહાર આવેલા તેમને પાછા અંદર બોલાવ્યા. છોકરાં બહાર લબાચા પાસે હતાં. નાનાં ધાવણાં હોય તેને બઇરાં સાથે લાવે. કેટલા છોકરાં અંદર લાવેલાં તે ખબર નથી. પણ છોકરાં અંદર રાડો પાડતાં હતાં. બારણું બંધ હતું. જતાં આવતાં ઉઘાડે ને વાસી દે. બઇરાંઓ ભેગા અમે ગયા ત્યારે ભાટીયાએ મારા ગાલ ઉપર ધોલ મેલેલી. તેના હાથમાં ધોકો હતો. મારતા બધાને-રાડો પાડતા હતા બધા-પણ બધાને ઢીબાઢીબ મારે ત્યાં કોને જોઇએ? બહાર નીકળ્યા પછી પણ સૌને સૌની પડી

હોય ત્યાં બીજાને શું પુછીએ? બઇરાં પાસે પણ ઉઠબેસ કરાવી હતી. અમને બે વખત ઉઠબેસ થઇ. મારી બઇરીનું નામ જમની તેને વાગેલું નથી. મેં જોયું કે પુછયું પણ નથી. મરઘડો બોલ્યો ત્યારે ફોજદાર સુતા. અમને બહાર કાઢયા પછી જરીક વારે સકીને બોલાવી. અંદર શું પુછયું તે મેં સાંભળ્યું નથી. તે વખતે ફોજદાર ને ભાટીયો બે જણ અંદર હતાં મોતીયો ને પટેલ બહાર હતા. સકીને અરધી મીનીટમાં પાછી બહાર કાઢી સકીએ તેના બાપને કહ્યું કે મને અંદર પુછયું કે "જવાન જવાન કોણ છે?" તે અમે બધાએ સાંભળ્યું. ઝબુ પારવતી ને કાશી એવાં ત્રણ નામ દીધાં.

## ઝબુને અંદર બોલાવી.

તેટલામાં ઝબુને બોલાવી. ઝબુ અંદર હતી તે વખતે બારણું આડું દેખાતું હતું. અમે શું સમજીએ કે આવાં કામ માટે લઇ જાય છે? ઝબુ છોકરૂં લઇને અંદર ગઇ હતી. બારણામાંથી કે પાછળ જઇને જોવાનો પ્રયત્ન કર્યો નથી. બે ચાર રાડો પાડી હતી તેનો અવાજ સાંભળેલો. ઓય ઓય બાપલીયા' એવા ત્રણ ચાર અવાજ થોડી થોડી વારે આવેલા. છોકરૂં પણ રડતું હતું. ઝબુ આવીને પોતાને ઉતારે નહીં આવતાં બઇરાં બેઠેલાં ત્યાં આવીને બેઠી. મારીને બહાર કાઢયા પછી બઇરાંને નોખાં બેસાડેલાં. ઝબુ રોતી રોતી આવી હોય તે મેં સાંભળ્યું નથી. ઝબુ પાસે જઇને કોઇએ પુછયું નથી. પારવતીને લઇ ગયા ત્યારે

તરત ઝણુએ કંઇ કીધું નહોતું. પારવતી અંદર હતી ત્યારે બઇરાંઓએ બોલાવીને પણ કોઇને કીધું નથી કે અંદર આમ થાય છે. પારવતી છોકરૂં લઇને ગઇ નહોતી પારવતી રોતી રોતી ડસકાં લેતી લેતી આવી હતી. તે વખતે બધા આદમી પુછવા ગયા નથી. પારવતીએ બઇરામાં કીધું કે "માંય તો ઇજતું લે છે." તે અમે સાંભળ્યું. પછી ઝણુ પણ બોલી કે મારી પણ ઇજજત ફોજદારે લીધી. તે અમે સાંભળ્યું. એ વાતચાત થતી હતી ને મોતીયો આવીને કાશીને ખેંચવા લાગ્યે. મારના મોઢે શું કરીએ? આંધળા કરી નાખ્યા હતા. મારના મોઢે શું બોલીએ? હું તો જાજરૂ પાસે જ બેસી રહ્યો. સવારે જડતી લીધાની વાત ખોટી કેમ હોય? ફોજદાર બેઠા હતા ને મોતીએ જડતી લીધી. ચોરાથી વાવ સુધી સકીને હળવે હળવે હીંડીને ચાલતી ને તેનો બાપ તેડી લેતો. શરીર સજડ થઇ ગયું હતું. માથે પોટકું ન હતું. ફોજદાર સાહેબે બે ત્રણ જણને સોખડે બોલાવ્યા છે કહી રાવણીઓ લઇ ગયો હતો. આંકડ કોની હતી તે કોને ખબર? ફોજદાર સા. સાથે લઇ ગયા છે. તે આંકડ મને મારેલી નહી.

૨૦ ઝાટકીયાની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે રાજકુમાર પાસે આ જાડા પટેલ સંબંધી હકીકત લખાવી છે. મેં તો કહેલું. માંડયું ન માંડયું તે મને શી ખબર?

અત્રે આ સાક્ષીની જુબાની પુરી થતાં ના૦ કોર્ટે કામ બીજા દિવસ ઉપર મુલતવી રાખ્યું હતું.

## મુકર્દમાનો ૧૦ મો દિવસ.

તપાસ શનીવારે તા. ૨૨–૨–૩૦નો રોજ શરૂ થતાં આઠમાં સાક્ષી પુના ગીગાની જુબાની લેવામાં આવી હતી. રા૦ વકીલ નાનુભાઇની સર તપાસમાં સાક્ષીએ વીરમગામનો રહીશ હોવાનું કહી, અમદાવાદથી આસોજ આવ્યા, તળાવમાં ઉતર્યા, તળાવમાં ભડાકો કરી જગાડયા ને માર્યા, પછી ત્યાંથી મારતા મારતા ચોરે લઇ ગયા, ત્યાં પહેલી સકીને મોતીયો લઇ ગયો. પછી આદમીઓને અંદર લઇ ગયા વગેરે હકીકત કહી જણાવ્યું કે અંદર લઇ ગયા પછી ફોજદાર–ભાટીયો ને મોતીયો અમને મારતા હતા ને આ મુખી પટેલ ઉભા છે તે કહેતા હતા કે "એમ નહીં માને, મારો સાલાઓને" પછી ફોજદારે અમને માર્યા ને ધડાકો કરી નગ્ન કરાવ્યા. કોઇને પોતાના અને કોઇને પડખે ઉભેલા બીજા આદમીના કાન ઝલાવી થાકી ગયા ત્યાં સુધી નગ્ન હાલતમાં ઉઠબેસ કરાવી.

## મોતીયાની બદમાશી.

પછી ફોજદારે વેરસી તળસીને પુછયું કે "તારે બાયડી છે?" તે કહે, "ના બાયડી નથી, પણ હું તો મારી બેન ઝણુ ભેગો રહું છું." એટલે મોતીયો ઝણુને બોલાવી લાવ્યો ને કહે "હું મારી બેન સાથે સંબંધ કરૂં છું ને સાલા તું કેમ નહીં

કરે ?" પછી સંભોગ તો ન કરાવ્યો પણ ઈંદ્રિ પકડાવી, વેરસી પછી તેના મામાની પકડાવી. પછી અમને બહાર કાઢયા, બઈરાંને ને પછી અમને પાછા બોલાવ્યા ને બધાંને નગ્ન કરાવ્યાં ભીખા નાનજીની ઈંદ્રિ તેની બેન–ને મારી વહુ કાશી પાસે પકડાવી. બીજાને પણ પકડાવતા હતા. પણ અમે તો આંખ આડા હાથ કરી દેતા હતા. માર મોઢે આંધળા થઈ ગયા હતા. તેઓ મારી મારી મારીને ધરાઈ ગયા ત્યારે અમને બહાર કાઢયા. બધાં ભેગાં કરેલાં ત્યારે બઈરાં પાસે ઉઠબેસ નથી કરાવી, મને ફોજદારે છાતીમાં કુંદો ને વાંસામાં આંકડ ને ભાટીગે ધોલ મારી હતી. ઝણુએ એક બે રાડ પાડી હતી. તે અમે સાંભળી હતી. રોટલો ખાય રહીએ તેટલો વખત ઝણુ અંદર રહી હતી. પછી મોતીયો પારવતીને પણ લઈ ગયો, તેની પણ એક બે રાંડ સાંભળી હતી. ઘડીકવાર પછી તે પણ પાછી આવી. અમે જાણ્યું કે ફાળીયા સારુ મારતા હશે. પછી મારી વહુ કાશીને લઈ જતા હતા. પારવતીએ કહ્યું એટલે કાશી જતી નહોતી. તેથી મોતીયો ખેંચતો હતો ને મારતો હતો. તેથી એક હાથ તે સામે ધરતી હતી ને બીજા હાથમાં છોડી હતી. તેને મોતીએ ઓંચકો માર્યો તેથી છોડી પડી ગઈ. કાશી છોડીને લઈ પાછી નાશી આવી. છોડી ૪ દહાડા ન ધાવી, ને પાંચમે દી મરી ગઈ. માંદી રહી તેમાં તાવ આવ્યો નથી.

## ઉલટ તપાસ.

૨૦ પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે કલ્યાણપુરા પાસે રાખડીયું ગામ છે. તેને ફતેહપુરા કહે છે

તે ખબર નથી. અમે રાખડીયે નથી રહ્યાં. ઇડરમાં અંબાલાલ પટેલની ચોરી થઇ ત્યારે અમે રાખડીયે હતા તે સાંભળતું નથી. ઇડરની ચોરીમાં મારૂં કે રામસંગનું નામ હતું તે મને ખબર નથી તે ચોરીનું કામ માંડવાળથી નીકાલે ગયેલું તે ખબર નથી. અમારી ટોળી રામસંગની ટોળીને નામે ઓળખાતી તે પણ ખબર નથી. વીરમગામમાં (મરીયમની) ચુનાની ભઠીએ અમે કામ કરતા હતા. પરીખ હરીવલભ મલુકચંદની ઓરડીમાં હું ભાડે રહ્યા નથી. રામસીંગ રહ્યો હોય તો ખબર નથી. વીરમગામમાં હતો ત્યારે મને કદી સજા થઇ નથી. રામસંગનું તે જાણે. કલ્યાણપુરવાળા લોકો સાથે ધીરધારનો કે બીજો સંબંધ નથી. મજુરીએ કલ્યાણ પુરા જતા રાખડીયે ગયા નથી. રાખડીયે ચારણની ટોળી તરીકે હું ગયોજ નથી. રામસંગની મને ખબર નથી. અમારી ટોળીના બીજાઓનું ન જાણું. મને કોઇ દી સજા થઇ નથી. સતાપુરની ટોળીને ઠગીયા ટોળી કહે છે તે કેમ ખબર? ટાઇમની મને ખબર નથી. ઘડીયાળ જોતાં આવડતું નથી. તળાવની પાસે દમણીયું હતું તે અમને ચોરામાં લઇ ગયા પછી આવ્યું. ફોજદાર વગેરે બધા અમારી સાથે આવ્યા. તળાવ ઉપર કે રસ્તે મને કોઇએ માર્યો નથી. બીજાને માર્યાં હતા. પણ કોને કોને તે અંધારામાં શું ખબર? મારી જોડમાં મારાં ઘરના માણસ હતા. તળાવ ઉપર મારી વહુને એક પાટુ મારી. એક છોડી મરી ગઇ. હવે બે છોકરાં છે. આંકડથી ને ધોકાથી કોણે મારી તે અંધારામાં કેમ ખબર બાઇ કહે સુતા હતા ત્યારે તાંણીને પાટુ મારી

માર્યાનું રાજકુમાર પાસે લખાવ્યું છે ન લખાયું હોય તો કેમ ખબર ? ચોરે જતાં ચારે જણા પાછળ ચાલતા હતા. મારતા મારતા આવતા હતા. અમે સો માણસ હતા તે આવીને જાજરૂખાનાથી ચોરાના બારણા સુધીમાં બેઠા હતા. ચોરે આવ્યા ત્યારે દરૂભાઇને ભાળ્યો નહોતો. પછી ભાળેલો. સકો તેનાં ભાઇ બહેન સાથે બેઠી હતી. તેનો બાપ કેટલે દુર હતો તે શી ખબર ? બારણું ઉઘાડુંયે નહીં ને વાસેલુંયે નહીં તેવું અંધારાને લીધે અમને દેખાયું. ચોરામાં દીવો હતો કે કેમ તે કેમ ખબર ? અમને મારવા લઇ ગયા ત્યારે અંદર ફાનસ ભાળેલું. સકીને અંદર મારી વગેરે હકીકત રાજકુમારને ત્યાં લખાવી છે તે બીજે દી બધા સાંભળે તેમ લખાવી. સકી પાછી બહાર કયારે આવી ને કયાં બેઠી તે મેં જોયુંજ નથી. સકીએ છાતી દબાવ્યા અને પટકયા વગેરેની વાત મને કહી નથી. બઇરાંઓને અંદર અંદર કરેલી. રાતે મને કોઇએ કહી નથી. અમે અંદર ગયા ત્યારે સકીને મેં જોઇ નથી. અંદર ઉજાની જોડે રામસંગ ઉભો હતો તે મેં ભાળ્યો નથી. ઉજાનો છોકરો તેના પડખામાં હતો. છોકરા પાસે ઉઠબેસ નથી કરાવી. મને મારેલો તેનાં નીશાન દવાખાનામાં બતાવેલા. સુબા આવેલા ત્યારે બતાવેલાં નહીં. મોતીયો નીચે બેસાડી ખભા ઝાલી ઝાલીને અમારા વાંસામાં ઢેંકાપાટુ મારતો હતો. રાતે ચોરામાં જડતી લેવાઇ જ નથી. પો૦ ના૦ સુબા સાહેબ આવ્યા ત્યારે મારી છોડીનો માર બતાડવા મારી બઇરી લઇ ગયેલી.

## ઇંદ્રિ પર લાત મારી.

બીજી વખત અમને લઇ ગયા ત્યારે ફોજદારે મારી ઇંદ્રિ ઉપર ગોળીમાં લાત મારી હતી. એ વાત મેં બીજે નથી લખાવી. કેટલુંએ માર્યું. શું શું લખાવીએ? એ રીતે બીજાને પણ મારના હતા. સફીને બીજીવાર શા સારૂ અંદર લઇ ગયા તે ખબર આજ સુધી જાણી નથી. બહાર નીકળ્યા પછી થોડીક વારે ઝબુને લઇ ગયા. મારના મોંઢે ઉંઘ તે શું આવે? તેથી બેસી રહ્યા હતા. ઝબુ છોકરૂં લઇને ગઇ કે કેમ તે અંધારામાં શી ખબર? રકઝગ કરે તો પણ કયાં છોડી દે એવા હતા? અમારામાં એક જ ઝબુ છે એમ હું જાણું છું. ઝબુના અંદરથી 'ઓય ઓયરે' એવા બે અવાજ એક સામટા સાંભળ્યા. તે વખતે મેરૂ નથુ કયાં બેઠો હતો તે મને ખબર નથી. ઝબુ રડતી રડતી આવી હતી એમ કહે છે. મેં જોઇ નથી. પછી મોતીયો આવીને પારવતી કોણ એમ પુછવા લાગ્યો ને અંદર ઘસડી ગયો.

અત્રે ના૦ કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

## બપોર પછીની તપાસ.

બપોર પછી રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું હતું કે અંદર ઇજત લે છે તેમ કહેતાં મેં નહોતી સાંભળી. પછી કાશીએ આવીને ઉતાવળે કહ્યું તેથી અમે સાંભળ્યું

કાશીને ખેંચતાં કોઇ બાઇરાં કે કોઇ આદમીએ અટકાવી નથી. અમારામાં નાનાં કેટલાં છોકરાં હશે તે મેં ગણ્યા નથી. મારતા હતા ત્યારે નાનાં છોકરાં માની કેડેજ હતાં. તે વખતે બાઇરાંને મારેલાં કે કેમ તે મને ખબર નથી. મારી (કાશીની) છોડી પડી ગયા પછી ધાવતી નહોતી એટલે દુધ કયાંથી પીયે ? સકી મરી ગઇ ત્યાં સુધી ખાતી હતી કે કેમ તેની ખબર નથી. વડોદરે ચાર જણ આવ્યા તેમાં હું હતો. અમે કોરટમાં અરજી આપવી છે તેવો વીચાર કરીને આવેલા. પોલીસ કે દીવાન સાહેબના બંગલાની ખબર કાંઈ નહોતી. એ દહાડે અમે ન. ગુ ની ઓફીસમાં ગયા નહોતા. તાર કરીને બીજે દહાડે આવો એવી કોઇની સલાહ અમને મળી નહોતી. મેરૂ નથુ ને ઉજો તાર મુકીને પાછા આવીને ઉતારે સુતા હતા. બે છોડીઓની લાસ અમને સોંપી ત્યારે દવાખાનામાં પાગલ મહારાજ ને આ ધોળી ટોપીવાળા નટવરલાલ નહોતા. લાસને બાળવા અમે જ ગયેલા કાશી પોતે કંઇ પોતાની છોકરીને પછાડે ? તે તો મોતીયાએ હાથ ખેંચી પછાડી તેમ શ્મશાનના દાખલામાં લખાવ્યું. બીજે દીવસે રામસંગ જીવણની છરી હતી તે લેવાની ખાતર અમે સોખડે ગયેલા. તે પાછી આપી તે જોયેલી. લીધેલી તે મેં જોઇ નહોતી. ફોજદાર અમારાં નામ લખતા હતા. રામસંગ જીવણ એ નામ લખાવતા હતા. પો. ના. સુબા તે વખતે સોખડે હતા. ફોજદાર સાહેબે એમની સાથે અમને વાતચીત કરવા દીધી નથી. ના. સુબા મોટરમાં ગયા પછી છરી આપી. અમે આંકડ કે ધોકો

માગ્યો નથી. અમે સોખડે જઇને આવ્યા પછી ભાટીગો ઘોડ ચઢીને આવેલો.

## સાક્ષી ઉજા સુરાની તપાસ.

અત્રે લગભગ ચાર વાગે પુના ગીગાની જુબાની પુરી થતાં, ૯ મા સાક્ષી ઉજા સુરાને બોલાવવામાં આવ્યો હતો. તેણે રા. નાનુભાઇની સર તપાસમાં ચોરામાં લઇ ગયા ત્યાં સુધીની હકીકત કહી વીશેષમાં જણાવ્યું કે પહેલાં ચસ્માવાળો સકીને અંદર લઇ ગયો. તે અંદર રોતી હતી. પછી બધાને અંદર લઇ ગયા ને ફોજદાર, ચસ્માવાળો વગેરે, મારવા લાગ્યા. અમે ગભરાઇ ગયા તેથી સકી માલીકાર હતી કે બહાર તે ધ્યાન નથી. પટેલ કહે કે "સાલાઓને, આમ નહીં માને, નાંગા કરી ઇંદ્રીઓ ઉપર મારો !" પછી ફોજદાર વગેરે ત્રણે જણા મારવા મંડયા. ફેર કર્યો ને અમને નગ્ન કર્યા. છાતી સામે બંદુક ધરે ને કહે "મારી નાખશું." તેથી અમે લુગડાં કાઢી નાખ્યાં. પછી એક બીજાના કાન ઝલાવી ઉઠબેસું કરાવી. પછી લુંગડાં પહેરી બહાર નીકળતા હતા ત્યાં બઇરાંને બોલાવ્યાં. ને આદમીઓને પણ પાછા બોલાવી લીધા બઇરાંને કહે "માનો આ ફેંટો તમારા આદમીઓમાંનો છે." પછી ભડાકા કર્યા બઇરાંનાં કપડાં ઉતરાવ્યાં ને તેમના સામે અમારાં લુગડાં પણ ઉતરાવ્યાં. પછી પટેલ કહે "એમ નહીં માને, એકબીજાની ઇંદ્રીયું પકડાવો." પછી બઇરાંને સગાઇ પુછવા માંડયાં. મારી ઓરત ઝણુ

લાઇનમાં ઉભેલી હતી તેનાથી શરૂઆત કરી. તેણે કહ્યું "મારો ધણી છે ભાઇ છે, મામો છે, કાકો છે."

## બેન સાથે સંભોગ કરાવવાની ધમકી.

પછી પહેલાં તેના મામા અમથાની, પછી ભાઇ વેરસીની ને પછી કાકા મોતી જેસંગની ઇંદ્રી પકડાવી. બીજાં બઇરાં ખોટું બોલ્યાં. કાશીએ કહ્યું કે "મારો ભાઇ ભીખા નાનજી છે." બીજાં બઇરાં કહે "જુલમ કરે છે તે ખોટું બોલો." પછી મોતીઓ આવીને મારી બઇરીને તેના ભાઇ વેરસી પાસે લાવ્યો ને કહે "હું મારી બોનની ઇજત પાડું છું તે તું તારી બોનની કેમ ન પાડે?" વેરસીએ ના પાડી એટલે મોતીયે તેને મારી મારીને નીચે પાડયો. છેવટ થાકયા એટલે છોડી દીધો. પછી ફોજદાર કહે હવે લુંગડાં પહેરો પછી અમને બહાર કાઢયા. અંદર હતા ત્યારે ફોજદારે મને છાતીમાં બંદુકનો કુંદો ને મોતીયાએ ધારીયાનો કુંદો માર્યો ભાટીઓ બીજાને મારતો હતો. મારી આગળ નાનું છોકરૂં ઉભું હતું. તેથી મને નહીં માર્યો હોય. બઇરાં આવ્યાં તેને મારતા હતા. નવસ્ત્રાં આમથી તેમ નાસતાં હતાં, ભાટીયો તો આંગળીઓ કરતો હતો. અમને બહાર કાઢયા પછી સકી સૌથી મોરે હતી ત્યાંથી ભાટીઓ આવીને તેને લેઇ ગયો.

## સ્ત્રીઓની ઇજ્જત લીધી.

સકીને પુછ્યું. "તમારામાં જવાન જવાન કોણ છે?"

મોતીયો ખબર લઇને "ઝબુ–પારવતી કોણ ?" એમ પુછતો આવે તેથી જાણ્યું. પહેલાં ઝબુને મોતીઓ બાવડું ઝાલીને અંદર લઇને ગયો. મારા ત્રણેક મહીનાના નાના બચ્ચાંને ઝબુ અંદર લઇને ગઇ. અમને લાગ્યું કે ફટકો મનાવવા લઇ જતા હશે. મોતીયો બારણાંમાં આડે ઉભો રહયો. પટેલ બહાર હતા. ભાટીઓને ફોજદાર માલીપા હતા. રોટલા ખાઇએ તેટલીવાર લાગી. બહાર આવીને તે ઉતારે બઇરાં ભેગી બેઠી. અમને આદમીયુંને નોખા બેસાડયા હતા. પછી ભાટીયો ને મોતી આવીને પારવતીનું નામ પુછી તેને લેઇ ગયો. થોડીકવાર પછી તે પાછી આવી. અંદર ફોજદાર ને ભાટીયો હતા. પારવતીએ આવી બઇરાંઓને વાત કહી તેથી ખબર પડી. પછી કાશીનું નામ પુછી તેને ધસડીને લઇ જવા માંડયો, પણ કાશીને ઇજ્જત લેવાય છે એ ખબર પડી તેથી તે ન ગઇ. ધકકાધકીમાં મોતીયે હાથ ખેંચ્યા તેથી છોડી પડી ગઇ. છોડીને ઉપાડી લઇને કાશી પાછી આવી. પછી પટેલ કહે "સુઇ રહો, હવે કોઇ નહીં મારે.' કહી સોખડે ગયા. તે વખતે સવાર પડયું હતું. પછી સુએ કોણ ? કોઇ બેઠા હતા ને કોઇ સુતા હતા. ફોજદાર ને ભાટીયો બંને માલીકોર ચોરામાં ને મોતીયો બહાર છાપરીમાં સુઇ રહ્યા. દી ચઢયો–સારી પેઠે તડકો થઇ ગયો હતો ત્યારે ફોજદાર સા૦ જાગ્યા. ખુરશી નાખીને બેઠા ને મોતીયાએ દરેકની જડતી લીધી. શું હોય અમારા પાસે, કે નીકળે ? પછી "આ લોકોને જલદી સોખડે મોકલી દો," કહી ફોજદાર સાહેબ વગેરે દમણીયામાં ચાલી ગયા. અમે લબાચા બાંધી રાવણીયા

સાથે વડ સુધી ગયા ને ભુખ્યા તેથી મુખી પટેલને કરગરવા લાગ્યા એટલે તેને દયા આવી.

## અરજી કરવાની ગોઠવણ.

ચોરે પાછા આવ્યા ને ગામ લોકે ખીચડું આપ્યું તે રાંધતા હતા. ત્યાં આદમીઓએ વીચાર કર્યો કે ચાર જણાએ વડોદરે અરજી કરવા જવું. "લોટ લેવા જવાદો" એમ ખોટું બોલીને વડોદરે આવેલા. હું તેમાં નહોતો. સાંજે પાછા આવ્યા તે લોક કહે "કોરટ બંધ થઇ ગઇ હતી. તેથી પાછા આવ્યા." પછી રાતે વીચાર કર્યો કે તાર કરવો. પછી મેરૂ નથુ ને હું આસોજને સ્ટેશને ગયા. માસ્તરને કહ્યું કે ગાદીપતી મહારાજા સાહેબને અમારે તાર કરવો છે. તે કહે "મહારાજા સાહેબ તો વડોદરામાં નથી." અમે પૂછ્યું "દીવાન સાહેબ છે કે નહીં." કહે, 'છે' તેથી દીવાન સાહેબને તાર કર્યો. માસ્તર સાહેબને બધી હકીકત મેરૂએ કહી. તેથી તેણે તાર લખી દીધો. હું ઉભો હતો. પાંચ રૂપીયા આલ્યા તે અરધો પાછો આપ્યો. જવાબ માટે દોઢ માગ્યો પણ અમારા પાસે અરધો હતો તેથી જવાબ ન મંગાવ્યો. પછી ઉતારે આવ્યા સવારે ગયા ને પુછ્યું તો માસ્તર કહે દોઢ રૂપીયો ભર્યો નહીં તે જવાબ ક્યાંથી આવે? પછી થોડી વારે ગાડી આવી એટલે બેસીને વડોદરે આવ્યા. પૈસા મેરૂ નથુ પાસે હતા.







સઘળા મજુરો જ્યાં વિશ્રામ પામ્યા.

પ્રવાસી પાગલનું ઘર. | પ્રજામંડળ ઑફીસ | "નવગુજરાત" પત્રની ઑફિસ.

## દિવાનને બંગલે.

સ્ટેશનેથી પુછતા પુછતા દીવાન સા૦ ને બંગલે ગયા. મેરૂ મોટેથી બોલવા લાગ્યો. એટલે અંદરથી આવી કોઇએ કહ્યું કે 'આવવા દે.' મેરૂ ચીઠી લઇને પટાવાળા સાથે બહાર આવ્યો તે લઇને અમને લાલબાગ લઇ ગયા. પોલીસ કમીશ્નર સાહેબને ત્યાં મેરૂએ બધી હકીકત કહી. સાહેબ કહે બેસો. એક ઘોડેસ્વાર અહીંથી નીકળે પછી જજો. કલાક પછી સ્વાર નીકળ્યો. પછી ગયા. અધ મણ અધ મણ લોટ લીધો ને છાણી સુધી મોટરમાં ને પછી ચાલીને આસોજ ગયા. સાંજ પડી ગઇ હતી. તે વખતે ફોજદાર ચોરામાં બેઠા હતા. મોટર આવી તેમાંથી કોઇ સાહેબ જેવા ઉતર્યા. તે મંદીર હતું તેમાં જઇને સુઇ રહ્યા. અમને પુછયું કયું નહીં પછી સવારે સાહેબ દાતણ કરવા બેઠા હતા ત્યારે છોડીઓને બતાવી-માર બતાવ્યો ને બધી હકીકત કહી. પછી કહે "ફીકર રાખશો નહીં, પાછો તપાસ માટે આવીશ," કહી મોટરમાં વડોદરે ચાલ્યા ગયા. લખ્યું કયું નહીં-એમ ને એમ જતા રહ્યા. પછી રાત પડી ત્યારે પાછા આવ્યા. પછી મેરૂ નથુને અમથા રામસંગને મેડા ઉપર બોલાવ્યા. તેમની હકીકત લખી પાછા આવ્યા પછી અમને સાત આઠ જણને બોલાવ્યા. "મેરૂ ને અમથાએ કહેલું તે કબુલ છે." પછી અંગુઠા લીધા પછી સવારે સાહેબ કહે "જતા રહો." મુખી પટેલને કહે "આ મુરખ લોકોને સમજાવી દો."

અમે કહ્યું "અમારે વડોદરે ન્યાય લેવા જવું છે." ત્યારે સાહેબ કહે "ત્યાંયે હું છું." પછી સાહેબ જતા રહ્યા. ફોજદાર દરૂભાઇને મેડેજ હતા. સમજાવ્યા ત્યારે હું નહોતો ગયો. દરૂભાઇને મેડે પણ હું નથી ગયો. પછી ચાર દી ત્યાં રહ્યા ને પાંચમે દી વડોદરે આવ્યાં.

અત્રે વખત થઇ જતાં આગળ તપાસ સોમવાર ઉપર મુલતવી રહી હતી.

## ફોજદારની સ્ત્રી મરી ગઈ.

આસોજ કેસની તપાસ સોમવાર તા. ૨૪ મીએ નીકળતાં આરોપી નં. ૧ ફોજદાર શંખપાલની સ્ત્રી આજ ગુજરી જવાથી આરોપી હાજર થઇ શકે તેમ નથી, તેવું બચાવના વકીલે જાહેર કરી યોગ્ય લાગે તેમ કરવા ના. કોર્ટને અરજ આપતાં–તે સંબંધમાં સરકારી વકીલે ખુલાસો કર્યા પછી–ના૦ કોર્ટે ફો. કા. ચ. રી. નિ. કલમ ૫૭૭ પ્રા. આરોપીની સહીથી તેની ગેરહાજરીમાં તેમના વકીલ મારફત કામ ચલાવવાની અરજ થવી જોઇએ એવું ફરમાવતાં–આરોપીની સહીવાળી અરજી આવે આવે ત્યાં સુધી એક કલાક કોર્ટનું કામ મોકુફ રાખ્યું હતું.

## પીલોલના ડે. સ્ટેશન માસ્તરની જુબાની.

લગભગ દોઢ વાગે કામ ચાલુ થતા સવડની ખાતર પ્રથમ

પીલોલના ડે. સ્ટે. માસ્તર માણેકલાલ છોટાલાલ વ્યાસની જુબાની લેવામાં આવી હતી. રા. નાનુભાઇની સર તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે હું પીલોલ સ્ટેશને ડે૦ સ્ટે૦ માસ્તર છું. મુખ્ય સ્ટેશન માસ્તર ગોકળદાસ કાળીદાસ છે. તે હાલ રજા ઉપર છે. તા. ૨૭મીએ હાજર થનાર છે. આસોજનું સ્ટેશન પીલોલ છે. મેં અંગ્રેજી છઠું ધોરણ પાસ કર્યું છે. કાઠીઆવાડી કોળીઓ તાર મુકવા પીલોલ સ્ટેશન તા. ૪ થી જાનેવારીની રાતે આશરે ૯॥ વાગે બે માણસો આવેલા. તે વખતે ડયુટી ઉપર સ્ટેશન માસ્તર હતા. હું બેસવા માટે ઓફીસમાં હતો. તે લોકો સ્ટે૦ માસ્તરને મળ્યા ને બધી હકીકત કહી. તે વેળા હું પાસેજ બેઠો હતો. તેમણે કહ્યું કે આસોજમાં અમને પોલીસ માર મારે છે, અમારી સ્ત્રીઓની આબરૂ લીધી છે, અમને અને અમારી સ્ત્રીઓને નગન કરે છે, ને બહુ માર મારે છે, અમારામાંના બે જણુ મારથી મરણતોલ પડેલાં છે. તેથી અમારે મહારાજા સાહેબને તાર કરવો છે. આ બધું મેં સાંભળ્યું. સ્ટેશન માસ્તરે કહ્યું કે "મહારાજા સાહેબ અહીં નથી." મજુર લોકોએ કહ્યું કે "ત્યારે દીવાન સાહેબને તાર કરો." હકીકત કહી તે ઉપરથી માસ્તર સાહેબે અંગ્રેજીમાં ફોર્મ ઉપર તાર લખ્યો. તાર મુકવા આવેલા તેમનાં અંગુઠાનાં નીશાન લીધાં છે. તાર મુકનારનું નામ બીજાનું લખાવ્યું છે. તારનું અસલ ફોર્મ અજમેર ડે. ઓડીટરને મોકલી આપીએ છીએ. તારના પૈસા જે મજુરો લાવેલા તેણે આપેલા. રીસીટ છે તે ઉપર સહી સ્ટે૦

માસ્તરની છે. જવાબ મંગાવવાની તે લોકોની ઇચ્છા હતી. પણ દોઢ રૂપીયો જોઇએ તેથી નહીં મંગાવ્યો. પાંચ રૂપીયા લાવ્યા હતા તેમાંથી આઠ આના વધેલા તે અમે પાછા આપેલા. બીજે દી સવારે તે લોકો જવાબ આવ્યો હોય તો તપાસ માટે આવેલા. બાઇરાંની આબરૂ માટે અંગ્રેજીમાં 'attack' શબ્દ વપરાય છે.

## ઉલટ તપાસ.

બચાવના વકીલ રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે હું અવદીચ બ્રાહ્મણ છું. પીલોલ પહેલાં બજરંગઢ ડે૦ સ્ટે૦ માસ્તર હતો. ૧૦-૧૧ વર્ષથી નોકર છું. પહેલા અમદાવાદમા સીગનલર તરીકે રહ્યો હતો. અગ્રેજીમાં પરીક્ષા પાસ કરવી પડે છે પછી રીલીવીંગ ડે૦ સ્ટે૦ મા૦ તરીકે આવ્યો પછી કાયમ થયો. ડે. સ્ટે. માસ્તરની પરીક્ષા ડીપાર્ટમેંટલ લેવાય છે અને તે પણ અંગ્રેજીમાં લેવાય છે. અંગ્રેજીમાં વાતચીત કરી શકું છું. તે દીવસે નાઇટની મારી ઓફ ડયુટી હતી દરરોજ રાતે જઇને બેસું છુ. તે દીવસે માસ્તરને ચાર્જ રાતે ૮ વાગે આપ્યો હતો, પછી ખાવા કરવા ગયો નવેક વાગે પાછો આવ્યો હતો, હું જઇને બેઠો ને એ લોક તરત આવેલા સુવા પાછો કયારે ગયો એ યાદ નથી. ઘેર ગયેલો— તે આશરે ૧૦ાા થયા હશે. સ્ટેશન માસ્તર પીલોલમાં દોઢેક વર્ષથી છે. રેલ્વેમાં ૧૬-૧૭ વર્ષથી છે એમ હું ધારું છું. અંગ્રેજીમાં પરીક્ષા લેવામાં આવે છે. પણ અમારા રૂલ્સ જાણવા

પુરતી કોચીંગ ટ્રાફીકના રૂલ્સ અંગ્રેજીમાં અમે સમજી શકીએ. રેલ્વે પોલીસે શું શું ગુનાહની તપાસ કરવાની હોય તે પોલીસ જાણે. હું જાણતો નથી રેલ્વે પોલીસની ડયુટી શું તે હું જાણતો નથી. આ લોકો આવ્યા ને હકીકત કહી ત્યારે જ પહેલી જાણી. તે દીવસે ડે-ડયુટી ઉપર ( તા. ૪ થી એ ) હું સવારે ૮ થી રાતે ૮ સુધી હાજર હતો. આસોજ ગામના લોકોને વડોદરે આવતાં દીઠા નથી. મને ખ્યાલ નથી એવો ખ્યાલ રાખવાની અમારે જરૂર નહીં. મારી સાથની માસ્તર સા૦ ની વાતચીત ઉપરથી તેઓ સવારથી આ હકીકત જાણુતા હતા તે કહી શકું નહીં. અમારો જવાબ પોલીસે લીધો તેની તારીખ યાદ નથી- યાદ રાખવાની શી જરૂર ? ૪ થી તારીખ સર ફોજદારની ઇનકવાયરી થવાથી યાદ રહી. અમને તાર બતાવેલો તે ૪ થી નો હતો, તેથી યાદ રહ્યું. સ્ટે૦ માસ્તરનો જવાબ લીધો ત્યારે હું હાજર હતો. આપના કહેવાથી કહું છું. કે તા૦ ૨૭ મીએ લીધો સર ફોજદારની સાથે છોટાભાઇ સુતરીયા નહોતા એ પ્રતિજ્ઞા-પુર્વક કહું છું. રેલ્વે હેડ કોન્સ્ટેબલ અમારા જવાબ વખતે હાજર હતો. જવાબ માટે સર ફોજદાર આશરે બે ત્રણ વાગે આવેલા. હું ડયુટી ઉપર હતો. તેમના કહેવાથી મેં માસ્તરને બોલાવેલા. માસ્તર આવ્યા પહેલાં સર ફોજદાર સાથે કંઇ વાત થઇ નથી. પણ તેઓ "તા. ૪ ના બનાવની ઇનકવારી માટે આવ્યો છું" એમ કહેતા હતા. તે પહેલાં પ્રજા મંડળના માણસો આવ્યા હતા સુતરીયાને હું ઓળખતો નથી. નામ

યાદ નથી પણ એક લંગડા વકીલ આવેલા. આ મહારાજ પાગલ આવ્યા નથી. બે ચાર જણ આવ્યા હશે. સર ફોજદારના પહેલાં આવ્યા હતા. તારીખ યાદ નથી. અમને પ્રજા મંડળ વાળાએ પુછેલું ત્યારે અમે કહેલું કે અમારાથી કંઇ ન કહેવાય યોગ્ય રસ્તે પુછો. 'આ પ્રમાણે કહો' 'એમ નહીં કહેલું.' તા૦ ૪ થી ના મેસેજ વીશે શું કહી શકશો?' એમ પુછ્યું. સ્ટેશન માસ્તરે મારી હાજરીમાં જવાબ આપ્યો કે ધોરણસર પુછો તો કહી શકાય. અમે એજ અંદર હતા. ને પ્રજા મંડળના માણસો આવેલા. સર ફોજદાર કોનો હુકમ લાવેલા તે શી ખબર? રેલ્વેનો હેડ કોન્સ્ટેબલ સાથે હતો તેથી જવાબ આપ્યો. તેવો નીયમ છે. લખેલો છે કે કેમ તે સ્ટેશન માસ્તર જાણે; હું નથી જાણતો. ત્રણ ચાર માણસ આવેલા તેમાં ન૦ ગુ૦ વાળા છે કે કેમ તે શી ખબર? પ્રજા મંડળવાળા મળ્યા તે પહેલાં પેપરમાં હકીકત વાંચી નથી–ક્યાંય વાંચી નથી. પેપર આવેજ ક્યાંથી? પેપરમાં એ વાત આવી છે એવું પણ જાણતો નહીં. પ્રજા મંડળના માણસોએ "અમારી આબરૂ તમારા હાથમાં છે." એમ કહેલું નથી. પ્રજા મંડળનાં માણસો આવેલાં તેમાં કોઇએ ચશ્મા પહેર્યા હોય એવો મને ખ્યાલ નથી. કાઠીયાવાડી બે જણ તાર માટે આવ્યા અને સર ફોજદારે જવાબ લીધો તે બેની વચ્ચે કોઇ સાથે વાતચીત થઇ નથી. મારા જન્મારામાં તારના અર્થ માટે મને કોઇએ પુછ્યું નથી. સર ફોજદારે "આ તાર તમે કર્યો છે? અને તેનો શું અર્થ છે." એમ

પુછેલું. આવી રીતે તાર કર્યો હોય તે સંબંધમાં પોલીસે ખુલાસો પુછ્યો હોય તેવું મારા જન્મારામાં મારી જાણમાં નથી. તાર કરવા આવેલા તે બે માણસને પહેલાં જોયેલા નહી. ફાટલી બંડી–ટુંકુ ધોતીયું ને માથે ખાદીની ટોપી હતી.

(મેર નથુ હાજર થતાં) તેને ઓળખી બતાવતા કહ્યું કે તેને જોયેલો–પછી આજ જોઉં છું. છતાં મુંગો ઉભો રહ્યો હતો. લગભગ અરધી કલાક સુધી વાતચીત થઈ હશે. ખરું કહે છે કે કેમ તે જાણવા ઉલટાવી સુલતાની પ્રશ્નો પુછવાની અમારે શી જરૂર જરૂર? તાર કરવામાં શંકા આવે એટલું પુછવું જોઇએ, ને તેટલું પુછ્યું હતું. અમારામાંનાં બે માણસો મરી જવાની તૈયારીમાં છે એમ કહ્યું ત્યારે અમે નામ નહોતાં પુછ્યાં. બે છોકરીઓ મરવા પડી છે એમ કહેલું નહી. નામ પુછવાની કે નક્કી કરવાની અમને જરૂર ન લાગી. નગ્ન કર્યાની હકીકત ઘણું કરીને લખી નથી. ગરીબ માણસ તેથી પઇસા ઓછા થાય તેમ ધારીને બને તેટલું થોડું લખ્યું. તો પણ કરકસર કરીને આઠ આના બચાવીને પાછા આપ્યા. એ લોકોએ ઉપર લખાવેલી બધી હકીકત કહી, પણ અમે આટલું લખ્યું. 'નગ્ન કર્યા' એ બે શબ્દ માટે રાત હોવાથી ચાર આના પડત 'attack' શબ્દનો અર્થ હુમલો નહીં. આ તાર મેં લખ્યો નથી પણ તેમાં મારી મદદ હતી.

અત્રે ના૦ કોર્ટ વિશ્રાંતી માટે ઉઠી હતી.

## ડે. સ્ટે. માસ્તરની અંગ્રેજીની કસોટી.

બપોર પછી સાડા ત્રણ વાગે કામ ચાલુ થતાં સાક્ષીએ જણાવ્યું કે, તારમાં attack શબ્દ બંન્નેની સલાહથી વપરાયો છે. એ લોકોએ કહ્યું તે અમે સાંભળી લીધું ને પછી લખ્યું. એ લોકો બેઠા હતા ને અંગ્રેજીમાં લખ્યું. 'attack' એમણે લખ્યું ને મેં કહ્યું, "વાપરી શકાશે." રેલ્વે ગાર્ડો ને નોકરો ઉપર Rape ના કેસો ચાલ્યા છે તે ખબર નથી રેપ શબ્દ મેં સાંભળ્યો નથી રેલ્વે નોકરો ઉપર બળાત્કારના કેસો થવાની ખબર નથી. સ્ટેશન માસ્તર પણ મારા જેટલુંજ ભણ્યા હશે ચોકસ જાણુતો નથી. attack એટલે હુમલો સાધારણ પણ થઇ શકે અને અમે જે અર્થમાં વાપર્યો છે તે પણ થઇ શકે. Immoral એટલે શું થઇ શકે તે ખબર નથી. Moral એટલે 'સદ્ગુણ' હોઇ શકે. assault એટલે 'હુમલો' decent એટલે 'સુંદર' ને indecent એટલે 'સુંદર નહીં તે.' નગ્ન એટલે Naked.

## "બાઇરાંની આબરૂ લીધી" તે માટે યોગ્ય શબ્દ શું?

આ માણુસોએ બઇરાંઓની આબરૂ લીધી એમ કહ્યું. કેટલાંની આબરૂ લીધી તે તથા કોની તે નામ પુછ્યાં નહીં. તે અમારે પુછવાની શી જરૂર? એ લોકોએ કહ્યું તેથી બધા મળી ૧ સો માણુસો છે એમ લખ્યું. એ લખવાને બદલે લાજ લીધી

હોય તેનાં નામ લખાવો એ કહેવાની અમને જરૂર ન લાગી. કારતુસ તેમણે બતાવી હતી. બીજું કંઇ અમે જોયું નથી. Attack શબ્દને માટેજ મારી સાથે વાટાઘાટ કરી હતી. બીજા બધા શબ્દો માસ્તરે ઘડેલા. Appropriate શબ્દ Attack છે, તે બીજો શબ્દ નહીં મળવાથી મુકયો. Appropriate એટલે અર્થ ધરાવતો. અંગ્રેજી પેપરો હું વાંચતો નથી નોવેલ વાર્તાની અંગ્રેજી ચોપડી વાંચતો નથી. માર માર્યો તે શેનાથી માર્યો તે કહેલું નહી. તાર મુકવા આવે તેના નામે કરવાનો હોય છે. મુકવા આવ્યા તેના અગુંઠા લીધેલા. "મુકનાર તમે છો" એમ પુછેલું. મુકનાર તરીકે અંગુઠા લીધા. અને નામ પુછી લીધું. મોકલનાર આગેવાન છે તેથી તેનું નામ લખો એમ કહેવાથી અમથા રામસીંગ ને મોતી જેસંગનાં નામથી તાર કરેલો. સર ફોજદારે તે ખુલાસો નહીં પુછવાથી તેને એ કહેલું નથી. "શું હકીકત જાણો છો" એમ સર ફોજદારે પુછેલું એટલે માસ્તરે હતું તે લખાવેલું. કેટલાક સવાલો પુછેલા. આ વાત ખરી છે એમ પુછતાં કહેલું કે કારતુસ હતી. એક બે સવાલ પુછેલા છે. તા. ૧૭ મીના આશરે ૧૦ મી પછીના શનીવારે તારની મુળ નકલ ઓફીસે રવાના થઇ હશે. તા. ૧૮મી પહેલાં એટલે ૧૧મી શનીવારે કે બે ત્રણ દીવસ પછી મોકલાઇ હશે. પ્રજા મંડળવાળા આવ્યા ત્યારે મુળ નકલ મારી ઓફીસમાં નહોતી ને હોય તો મને ખ્યાલ નથી. આ અંગુઠા તા૦ ૪ થી એ નહીં પણ પાછળથી લીધા છે. એ વાત ખોટી. એ લોકો

આવેલા તે મોઢેથી હકીકત કહેતા હતા. વડોદરે જઇ આવ્યા ને પતો ન પડયો એવું કંઇ તેમણે કહ્યું નથી. "તપાસ માટે મોટરમાં આવો" તેવું તારમાં લખેલું તે તે લોકોના કહેવાથી લખેલું. મોટરનું ખર્ચ આપશું તે સુદ્ધાં તેમણે કહેલું. પૈસાનું સાધન હોવું હોઇએ એમ માનેલું. બંદુકના અવાજની વાત કહેલી. બંદુકથી માર માર્યાનું નહીં પણ બહુ માર્યા છે એમ કહેલું. અમે માનેલું કે આ લોકો અકળાયેલા છે તેથી પૈસાનું લખાવે છે. પણ દીદાર ઉપરથી પૈસા નહીં હોય તેમ માનેલું. તેથી બઇરાંના નામ પુછેલા પણ તારમાં લખવાની જરૂર ન લાગી. રેલ્વેના હેડ કોન્સ્ટેબલ વડોદરેથી આવેલા. તેના પગારની ખબર નથી. તેનું નામ પ્રતાપસીંગ તે હાલ પણ વડોદરે જ છે. એ આવ્યો ન હોત તો અમે સર ફોજદારને સ્ટેટમેંટ ન આપત. તેણે કહ્યું કે જવાબ આપો. તેની પાસે હુકમ હતા તે મને બતાવ્યા નથી. અમારે જવાબ આપવો કે કેમ તે અમે કોઇને જણાવેલું નથી. પ્રજા મંડળના માણસોએ પુછેલું કે "તમે આ મજુરો ઉપર દુઃખ પડયું છે તે બાબતમાં શું જાણો છો? તે સ્ટેટમેંટ આપશો? તો અમે ના પાડી. પ્રજા મંડળ-વાળાઓની સાથે મજુરો નહોતા. પ્રજા મંડળવાળા તાર લઇને નહોતા આવ્યા. પણ અમે જાણ્યું કે તેઓ કદાચ તારની વાત જાણતા હશે. મારો પગાર રૂ. ૭૫ છે. મારે બચ્ચાં છોકરાં છે. તાર મુકાવ્યો ત્યારે બચ્ચાં છોકરાં ઘેર જ હોય ને, બીજે કયાં હોય? સીગનલર ત્યાં નથી. એટલે તે ડયુટી રટે. માસ્તરે કરવાની

હોય છે. ડી. ટી. એસ. વગેરે ઓફીસરો આવે તેની સાથે અંગ્રેજીમાં વાતચીત કરવી પડે છે.

રા૦ નાનુભાઇની ફેર તપાસમાં જણાવ્યું કે સ્ટેશનથી મારૂં ઘર બે ત્રણ મીનીટ જેટલું દુર હશે. કોન્સ્ટેબલ સાથે આવ્યા પહેલાં મી૦ દેવ એકલા આવેલા ત્યારે અમે જવાબ આપવા ના પાડી હતી.

રા૦ પાવરીના વધુ પ્રશ્નના જવાબમાં સાક્ષીએ કહ્યું કે તે વખતે તેમની સાથે મી૦ સુતરીયા કે પ્રજામંડળના કોઇ માણુસ નહોતા.

અત્રે સાક્ષીની તપાસ પુરી થતાં બાકી રહેલા સાક્ષી ઉજા સુરાની આગળ તપાસ લેવામાં આવી હતી.

## ઉજા સુરાની ઉલટ તપાસ.

રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષી ઉજા સુરાએ જણાવ્યું કે મેરૂ નથુએ સ્ટેશન માસ્તરને જુલમ થયેલો તે બધી હકીકત કહી હતી. બે બઇરાંની ઇજ્જત લીધી.

એમ અમે કહેલું. પણુ કોની કોની તે નામ ન પુછ્યાં તે અમે ન કહ્યું. દોઢ મહીનાનું બાળક તેને અમે માણુસમાં ગણ્યું. તેમાં યે જીવ ને, સાહેબ ! છોકરૂં માણુસ નહીં ? માસ્તર સાથે વાતચીત ઘણી વાર ચાલી. હમણાં જે માસ્તર જુબાની આપી ગયા તે પુછતા હતા. માર તેને નહીં બતાવેલો ઇ કંઇ સરકાર છે. કે તેને બતાવીએ ? દીવાન સાહેબની મોટરનો ખરચો અમે આપશું

ને તમે ઝટ આવજો એમ મેરૂં નથુએ કહેલું. માસ્તરે પુછ્યું કે તમારા આગેવાન કોણ છે, એટલે અમે નામ દીધાં. તાર આગેવાનના નામથી કરવો છે એમ અમે નહોતું કહ્યું. સતાપર છોડયાને ૩૦–૪૦ વર્ષ કયાંથી થાય? અમને જ ૪૦ વર્ષ થયાં નથી ને ? હું સતાપુરનો જ રહીશ છું. વીરમગામમાં એક રાત રહ્યાં હતા તેથી ભડી બડીની કંઇ મને ખબર નથી. ઇડરનું સાબરવાડા ગામ મેં જોયું નથી, તે ગામના પટેલ અમીચંદને ત્યાં અમ રી ટોળીમાંથી કોઇએ ચોરી કર્યાની વાત ખોટી છે અમારામાંથી કોઇને કયાંય પકડયાજ નથી. દેવગઢ બારીયાની હદમાં અમે ગયા જ નથી. અમે કોળી છીએ, પછી કડી પ્રાંતમાં કે કયાંય ચારણ ગઢવી તરીકે શું કામ ઓળખાવીએ ?

## "ઇતો હોય"

મને માર પડયાનું પ્રજામંડળની ઓફીસમાં મેં લખાવ્યું નથી. ( ના. જડજ સાહેબને હાથ જોડી કહ્યું ) અહીં તો માવતર પાસે સાચેસાચું લખાવ્યું. ન્યાય ઉતારે માટે લખાવ્યું છે. પ્રજામંડળમાં કેમ નહીં લખાવ્યું તેનું કારણ ખબર નથી. સાવંત સાહેબને મ્હારો માર બતાવેલો તે જોયો નથી ને કહે "ઇતો હોય" દવાખાનામાં ચાર રૂપીયા માગતા હતા. તે કયાંથી આપું? માટે હું ન ગયો. અમને ચોરામાં નાગા કર્યા ત્યારે અમારી સાથે ત્રણ ચાર છોકરાં હતાં, તેને પણ મારેલાં, તેથી તેના ગાલ–મોઢાં સુજી ગયાં હતાં. છોકરાંને માર્યા એ વાત અહીં

જ કહું છું. પ્રજામંડળનાં માણસોએ ખોટું બોલવાનું અમને શીખવ્યું નથી. ખીચડું લેવા જઇએ તે સિવાય ત્યાં જતા પણ નથી.

અત્રે સાડાપાંચ થઇ જતાં વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

## "ફોજદારે મારી ઇજ્જત લીધી."

આસોજ કેસની વધુ સુનાવણી મંગળવાર તા. ૨૫-૨-૩૦ને રોજ નીકળતાં રા. પાવરીએ ગઇ કાલ અધુરી રહેલી સાક્ષી ઉજા સુરાની ઉલટ તપાસ ચાલુ કરતાં સાક્ષીએ જણાવ્યું હતું કે સવારે અમે ભેગાં થયાં ત્યારે મારી બઇરીને મેં પુછ્યું કે 'તું કેમ રડતી હતી" તો કહે 'ફોજદાર સાહેબે મારી ઇજત લીધી.' "બુમ કેમ નહીં પાડી." એમ પુછેલું તો કહે "મોઢે ડુચા દેતા હતા." રાતમાં મારી બાયડી તેના સગાં મા ભાઇ બહેનોમાં બેઠી હોય ત્યાં તેમના દેખતાં જઇને "તારી ઇજ્જત ધીધી" એ કેમ પુછાય? સવારે એકલાં મળ્યાં ત્યારે પુછેલું. બહાર કાઢયા પછી મરદો ને ઓરતોને નોખાં બેસાડયાં હતાં. મારી બઇરી ઝબુને અંદર લઇ ગયા ત્યારે કંઇ રાડ અંદરથી સંભળાઇ નથી. ઝબુએ બહાર આવીને તરત મને કંઇ કહ્યું નથી. તે રડતી રડતી બહાર આવી તો પણ રાને તેની પાસે હું ગયો નથી. આવી ત્યારે તેણે કપડાં પહેરેલાં

હતાં. કાશીને છોડાવવા ગયા નહીં. બંદુકની બીક લાગતી હતી. પહેલાથી ભડાકા કરીને કાળજાં ઉંચા કરી નાખ્યાં હતાં, સાહેબ !

## બધરાંને આંગળીઓ કરતો.

ભાટીયો બધાં બઇરાંને આંગળીઓ કરતો હતો—તે અમે સામે ઉભા હતા તેથી હું નજરે ભાળતો હતો. રાતે જડતી લીધી જ નથી, ને તેવું કયાંય મેં લખાવ્યું યે નથી. સાવંત સાહેબે મરી ગઇ તે બંને છોડીઓને જોયેલી. મારનાં નીશાન બતાવવા માટે બીલામાં લગાડયા નથી.

## બીલામાં શું છે?

તે અમને ખબર નથી. અમે તો માર ઉપર હળદર ભરીએ. મારા ઉપર નીશાન પાંચ છ દી સુધી રહ્યા હતાં. ડાકટરખાને તો મોડાં બોલાવેલાં. ત્યાં સુધી કોણે ભાવ પુછેલો ?

અત્રે સાક્ષીની તપાસ પુરી થતાં, ૧૧ મા સાક્ષી તરીકે બાઇ કાશીને બોલાવવામાં આવી હતી.

## બાઇ કાશીની જુબાની.

સરકારી વકીલ રા. નાનુભાઇની સર તપાસમાં કાશીએ પોતાની ઉંમર ૪૦ વર્ષની લખાવી જણાવ્યું કે મારતા મારતા ચોરે લઇ ગયા મે જાજરૂખાના આગળ અમે લબાચા મુકયાં પછી અહીં વચમાં ઉભો છે તે સીપાઇ ( મોતી ફાનસ લઇને આમ

આમ જોતો જોતો આવ્યો ને બાવડું ઝાલી સકીને ચોરામાં લઇ ગયો. માલીપા 'વોય બાપલીયા, વોય બાપલીયા'! એમ તે રાડું દેતી હતી. તેના બાપને સીપાઇએ ધારીયાની લાકડી મારી તેથી ન ગયો. સકીની મા મરી ગઇ છે. બઇરામાં કોઇ સગું નથી. નાનાં ભાંડું છે. બાપને રોટલા ઘડી દેતી તે મરી ગઇ. આદમીયુંને લઇ ગયા પછી "મરી ગયા મરી ગયા" એમ માલીપા બોલતા હતા તે અમે બહારથી સાંભળતાં હતાં. ઝણુ બહાર બોલતી હતી કે "મારા ભાઇને કુણ મારે સે? સવારે જવાબ દેવો પડશે."

## જબરીથી ઇંદ્રી પકડાવી.

પછી સીપાઇ આવીને ઝણુને લઇ ગયો. વેરસીને અંદર પોલીસવાળાએ પુછ્યું કે 'તારી બેન કોણ?' તે કહે 'ઝણુ' તે અમે સાંભળ્યું. ઝણુને પુછતા હતા કે તારૂં સગું કોણ? ભાઇ કોણ? મામો કોણ? તે અમે સાંભળતાં હતાં. ભાઇ ને મામાને બતાવ્યા. એટલે કહે પકડ તેની ઇંદ્રી. તે પણ મેં બહારથી સાંભળ્યું. તાણીને બોલે તે કેમ ન સાંભળીયે? મારી મારીને જબરીથી ઇંદ્રીયું પકડાવી પછી ઝણુને બહાર મોકલી ને અમને બઇરાંઓને અંદર લઇ ગયાં. પછી બંદુક સામી ધરીને કહે "કાઢો લુગડાંઓ સાલી-ચોડીઉં" કે'ય હતો તે કહે "માનો."

## "કાઠીયાવાડી ઘોડીયું, છોકરાં નાંખી દો, બીજા જણજો."

પછી બંદુકનો ભડાકો કર્યો ને અમે ધ્રુજી ગયાં ને કપડાં ઉતારી નાખ્યાં. કાઠીયાવાડી ઘોડીયું, છોકરાં નાખી દો, બીજા જણજો" એમ પટેલ બોલેલા. (અત્રે સાક્ષી બાઇ ગળગળી થઇ રડી પડી હતી). પછી આમ અમને અને આમ આદમીયુંને નગન ઉભાં રાખ્યાં. અમે આમ નાસીએ તો આમ મારે અને આમ ફરીએ તો આમ મારે. ચારે તરફથી મારતા હતા.

## લાજ ઢાંકે તો હાથપર મારે.

નાગાં તેથી હાથથી ઢાંકીયે તો હાથ ઉપર મારે મને પુછ્યું તો મેં કહ્યું કે મારા કોઇ સગાં નથી માવેતર મરી ગયા છે. કાકાનો દીકરો ભીખો છે એમ કહ્યું એટલે તેની ઇંદ્રી પકડાવી. ફોજદાર–ચશ્માવાળો ને મોતીયો મારતા હતા. પટેલ ઉભા હતા ને "મારો ઘોડીઉં" એમ કહેતા હતા. બીજાને કોની ઝલાવી તે માર આડે કોને ખબર પડે? નાગાં કરીને ઉઠબેસ કરાવી. કોઇ આડા હાથ દેઇને ઢાંકે તો ફોજદાર–ચશ્માવાળો ને મોતીયો મારતા હતા. અમારી સાથે ત્રણચાર છોકરાં હતાં તેણે બુમો પાડી તેથી તેને પણ કાન પકડીને મારી આવાં જડબાં કરી નાખ્યાં ને ગાલો સુજાવી દીધા અમે નવસ્રાં આમથી તેમ ફરીએ ત્યારે ભાટીયો ને





સફીની લાસનાં પંચકયાસવાળા.

મી. આવજી જેઠા.

મી. મગન લલ્લુ.





સોખડાની ચોરીનાં પંચક્યાસ વાળા.

મી. ત્રીભોવનદાસ દેશાઇ.

મી. મગન લલ્લુ.

મોતીયો અમારી છાતીએ હાથ નાંખે ને આંગળીઓ કરે ને ફોજદાર બંદુકના કુંદા મારે. ફેંટાનું ન માન્યા ત્યારે મારી મારીને લોથ કરી બારણે કાઢયાં.

## "માલીપા તો ઇજ્જતું લે છે."

પછી સકીને માલીકોર લઇ ગયા ને કહે "તમારામાં જવાન જવાન કોણ છે?" મોતીએ આવીને કહ્યું કે ઝણુ કોનું નામ?" ઝણુ જાતી નહોતી. અમે કહ્યું "જાઓ ને બેન, મોટાં માણસ–માવતર આગળ જતાં કોની બીક?" પછી માલીપા લઇ ગયા. શું કર્યું તે કોને ખબર? અમે તો ટાઢથી ગોદડાં ઓઢીને ધ્રુજતાં ધ્રુજતાં બેઠાં હતાં. ઘડીક થયા પછી ઝણુ રોતી રોતી આવી પછી મોતીઓ આવીને કહે "પારવતી કોનું નામ?" તેને પણ લઇ ગયો. પછી ઘડીક થયા પછી પારવતી બહાર આવી. એટલામાં મોતીયો કહે "કાશી કોનું નામ?" હું જતી હતી ત્યાં પારવતી કહે, "રાંડો કયાં જાઓ છો? ત્યાં તો ઇજ્જતું લેવાય છે." તે સાંભળીને હું ન ગઇ. એટલે મોતીયો જબરીથી ખેંચીને લઇ જતો હતો. મારા હાથમાં ખોળામાં ધાવણું બાળક હતું તે હાથને ખેંચીને ઝટકો માર્યો તેથી છોડી ભોંયે પડી ગઇ, સાહેબ!

## સાક્ષી રડી પડી.

(હકીકત કહેતાં સાક્ષી બાઇ ગળગળી થઇ આંખમાં પાણી

આવ્યાં હતાં.) આગળ ચાલતાં કહ્યું કે પછી ભોંયેથી છોડીને લઇને હું બહાર આવી. બે દીવસ રાડુ પાડી એક દી લગીર લગીર ધાવી ચાર દી જીવી ને પછી દીવાન સા૰ બંગલે મરી ગઇ. મારમાં મને બંને સાથળે સામી બાજુએ વાગ્યું હતું. ડાકટરે જોયેલું. સરકારી હોય કે બીજા તે શી ખબર? મને મોતીએ પગથી ઠેબાં માર્યાં. તેના પગમાં જોડા હતા. ડાકટરને બતાવ્યું ત્યારે નીશાન હતાં—દવા પાંચ—છ—સાત દી કરી હશે. છોડી પડી ગઇ ત્યાં સુધી નખમાંય દરદ નહીં તેવી સાજી ઘોડા જેવી હતી. પડયા પછી લગીર દીલ તપતું હતું. પહેલાં તો કંઇજ નહોતું. દોઢ મહીનાનું પશુડું ધાવ્યા વિના તે કંઇ જીવે?

## ઉલટ તપાસ.

રા૰ પાવરીની ઉલટ તપાસમાં સાક્ષી કાશીએ જણાવ્યું હતું કે મેં ઉમર આશરે લખાવી. અમે કયાં ભણેલાં છીએ? ચાળીસે હોય ને પીસતાળીસે હોય. મારૂં છેટે બેસવાનું જતું રહ્યું તે શું કહો છો તે હું સમજતી નથી. માર બતાવવા મોટા દવાખાને ગઇ નથી. ધાવણ ચઢયાં હતાં, તેથી તાવ આવતો હતો. તેથી ગઇ નહોતી. ચલાતું નહી ને ખવાતું યે નહીં. આસોજથી અહીં ચાલીને આવ્યાં. ગાજરાવાડીમાં ગયેલાં તે પણ ચાલીનેજ ગયેલાં. અહીં આવ્યા ત્યારે મારનાં નીશાન હતાં. પોલીસના સુબા આવેલા તેને મારો માર બતાવ્યો હતો. લખ્યો ન લખ્યો તે શી ખબર? મારો માર બતાવ્યો હતો.

સફીને-મોંઘીને-મારી છોડીને બતાવેલાં બીજાં મારથી પડેલાં તે ઉભાં થઇ શકતાં નહોતાં તેથી બતાવેલાં નહીં. વડોદરે આવ્યા પછી બળીયાથી ત્રણ છોકરાં મરી ગયાં. બીજા પાંચ ૭ છોકરાંને હજુ બળીયા છે. મોતીએ ઠેબાં મારેલાં તે ચોરમાં. સામે ઉભા રહીને મારી. છોકરૂં મારા હાથમાં હતું ને સાથે જ મારવા મંડ્યો. હાથ ઉપર ધારીયાના ગોદા મારતો હતો. મોતીઓ મારો ડાબો હાથ ઝાલીને ખેંચવા લાગેલો ને જમણા હાથમાં છોકરૂં હતું. ચોરાના બારણાથી મેં હટ કરી. ત્યાં સુધી વાંસામાં ને માથામાં ધબ્બા મારતો હતો તે વખતે ફોજદાર ને ચસ્માવાળો માલીકાર હતા.

## "સાલી, કાઠીયાવાડી ઘોડી જાને."

મુખી કહેતા હતા કે "સાલી, કાઠીયાવાડી ઘોડી, જાને." મુખી બારણાના થડમાં ઉભા હતા. પટેલે હાથ ઝાલ્યો નથી. તેમ ખેંચી નથી. અંદરથી પણ બીજા બહાર આવ્યા નહોતા. પારવતીએ બહાર આવી ત્યારે ચાલતાં ચાલતાં કહ્યું હતું કે 'રાંડુ, ક્યાં જાઓ છો ? ત્યાં તો ઇજતું લુંટાય છે."

## બચાવ પક્ષની વિચિત્ર દલીલ.

તે રાતે સુતાં કે કેમ અને જાગી ત્યારે તારૂં મોહું ચીકણું હતું ? એમ રા. પાવરીએ પુછતાં, તેમ

પુછવાનું કારણ બતાવતાં કહ્યું કે મારો હેતુ એજ છે કે આ કેટલી બદસુરત સ્ત્રી છે તે ધ્યાન ખેંચું છું. એનો દેખાવજ એવો છે કે તેના દીદાર ઉપરથી એ લોકો કહે છે તેવો બળાત્કારનો પ્રયત્ન કોઇ કરેજ નહીં. એ બતાવવા માટે આ સવાલ છે. ના૦ કોર્ટે આગળ તપાસ કરવા કહ્યું હતું.

અત્રે બાઇએ થાકી જવાથી "અંધારાં આવે છે ને ઉભાં રહી શકાતું નથી." કહી બેસી જવાની રજા માગતાં—અઢી વાગી જવાથી કામ મુલતવી રાખી ના૦ કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

## મારની બીકે કોણ બચાવે ?

બપોર પછી રા૦ પાવરીની ઉલટ તપાસ ચાલું થતાં સાક્ષી કાશીએ જણાવ્યું કે મોતીયો મને ઘસડી જતો હતો ત્યારે મને બચાવવા કોઇ ન આવ્યું. મારની બીકથી કોણ આવે ? મેં હટ કરી હતી. ઝબુ બહાર આવી તે અમારા ભેગી બેઠી રોતી હતી. હઇયું ભરી રોતી હતી તે શું બોલે? અમે પુછતા હતા કે શું કામ રડે છે? પણ તે જવાબ દેતી નહી. આદમી કોઇ આવ્યું નથી. તેનો ધણી મેરૂ આવ્યો નથી. તેનાં સાસરીયાં માસીજી વગેરે હતાં, તેમાં એ બેઠી હતી. અમે નજીક ગોટા વળીને બેઠાં હતાં. પારવતીએ આવીને કહ્યા પછી ઝબુએ પણ કહ્યું કે "મારીયે ઇજ્જત લીધી." પારવતીએ કહેલું કે " ભાટી-યાએ ઇજ્જત લીધી." બારણું ઉઘાડું કે બંધ તે અમને

ખબર નથી. બીકનાં માર્યાં ગોદડાં ઓઢીને થરથરતાં બેસી રહ્યાં હતાં, તે એવું બધું ક્યાં જોઇએ ? બારણુાથી કેટલે દુર તે અમને એવું યાદ ન રહે, સાહેબ ! હું લીમડા પાસે બેઠી હતી. અમે જીવશું કે શું થાશે એજ થતું હતું. ત્યાં કેટલાં પગલાં ચાલી તે કેમ ખબર ? મોતીએ હાથ ઉપર માર્યું તેથી હાથ ઉપર કળ ચડી ગઇ હતી. હાથ પરનાં મારનાં નીશાન પો૦ ના૦ સુબા સાહેબને મેં બતાવ્યાં હતાં. ઝણુએ અંદર 'ઓય બાપરે' એમ રાડ પાડી હતી તે અમે સાંભળી હતી. પારવતીએ પણ એવી રાડ પાડી હતી. થોડીવાર પાડી હતી. કેટલી વાર તે અમે ન સમજીએ. અંદર શી રીતે જાઇએ !

## મુતર છુટી જતું હતું.

આદમીયું ધ્રુજતાં હોય અને મુતરું હાલ્યાં જાય ત્યાં અંદર કોણ જાઇ શકે ? સીતાપુરથી અમદાવાદ સુધી ગાડીમાં આવી. વીરમગામથી ગાડીએ બેઠાં. મારું પીયેર સીતાપુર ને ધણી વીરૂગામમાં. મારી સુવાવડ સીતાપુરમાં આવેલી. ૧૦–૧૨ દહાડા થયા હશે. પછી ગાડીમાં વીરમગામ આવ્યાં. મારા ધણી આગળથી ગયા હતા ને હું સુવાવડ હતી તેથી પાછળથી આવી હતી. હું અમથા રામસંગ ભેગી નીકળી. તે મારો ન થાય. મારો ધણી સતાપરમાંજ રહે છે. વીરૂગામમાં અમને મજુરી ન મળી. તેથી ત્યાં અમે રહ્યાં જ નથી. ગંગાસર તળાવ કે ચુનાની ભઠ્ઠી જોઇ નથી. હું તો આખો વખત

પીયેરમાં રહું છું. હું રહું ત્યાં મારો ધણી રહે તેને મા બાપ કે કંઇ નથી. રામસંગ ને સકી અમારા ભેગાં કયાં થયાં તે શી ખબર? રામસંગ વીરૂગામનો છે એમ કહે છે. હું જાણતી નથી. સતાપરમાં મારા માવતરનું ઘર--કોળીવાડમાં છે. ખેતર બેતર કાંઇ નથી.

## મરી જઇએ તોય ભીખ ન માગીએ.

અમદાવાદમાં ભીખ નથી માગી. તમ સરખાનાં કામ કરી બે આનાની મજુરી કરીએ મરી જઇએ તોયે ભીખ ન માગીએ. હમણાં તો પ્રજા મંડળવાળા આપે છે તે ખાઇએ. શું કરીએ? મજુરી ન હોય અને આવું દુઃખ તેથી ખાઇએ. નહીં તો ન ખાઇએ. તળાવે કે ચોરે આવતાં સુધી દમણીયું રાતે ભાળ્યું જ નથી. અમારા ઘરમાં એક છોડીને મારી નાખી. હવે બે છોકરાં ને બે અમે મળી ચાર જણ છીએ. તલાવે બધાંને મારેલાં. મોતીએ, ભાટીયે ને ફોજદારે સંથાઇને મારે છે, એમ સંથાય કહેતાં હતાં. મને માર્યું હતું. બીજાંની શી ખબર? રસ્તે આવતાં ફોજદારે મને વાંસામાં આંકડ મારી હતી. ભાટીઆએ થપાટ ને ધોંકા માર્યા હતા. મોતીઓ રવા આવતો હતો પણ મારની બ્હીકે મોર મોર હાલતાં હતાં. મારગમાં મને મોતીએ દેખું યું હતું. બીજાનું ન કહી શકું? મારા ધણીએ તેને માર્યાનું કહ્યું નથી. ( અત્રે સાક્ષી થાકીને પાંજરામાં બેસી જતાં તેને ઉભી કરી હતી. ) મને મારેલું તે મારા ધણીને મેં

કહેલું. આંકડની વાત પ્રજામંડળ કે ભદરમાં કેથે લખાવી નથી. મને કેમ ખબર પડે? પ્રજામંડળની ઓફીસ મેં ભાળી જ નથી, સકીને માર્યાની વાત લખાવી છે. કયાં તે યાદ રહેતું નથી. ભદરમાં સાહેબ પાસે લખાવ્યું છે. સકી રડતી હતી તે સંભળાતું નહોતું. "ઓય બાપલીયા" સીવાય બીજું કશું સાંભળ્યું નથી.

## સાક્ષી સીક થઈ ગઈ.

અત્રે સાક્ષી બાઇએ ઉલટી આવે છે એમ ગભરાટથી કહેતાં ના. કોર્ટે તેને તુરતજ બહાર જવાની રજા આપી હતી. ઉલટી થયા પછી સાક્ષી તુરતજ પાછી પાંજરામાં હાજર થતાં ના૦ કોર્ટે તેની તબીયત જોઇ આજ તેની તપાસ મુલતવી રાખી કાલે હાજર થવા ફરમાવી તેને જવાની રજા આપી હતી.

## બાઈ મોંઘીની જુબાની.

પછી સાક્ષી બાઇ મોંઘી જેસંગ (ઉંમર આશરે ૪૫, જાતે ઠાકરડા) હાજર થતાં સરકારી વકીલ રા. નાનુભાઇની સર તપાસમાં આસોજ તળાવે ઉતર્યા–ફોજદાર વગેરે ૪ જણાએ આવી 'ઉઠો, ચોર છો' કહી બંદુકનો ધડાકો કર્યો, ધુણી કરાવી, મારવા લાગ્યા, મારતા મારતા ચોરે લઇ ગયા, મોતીઓ સકીને અંદર લઇ ગયો વગેરે હકીકત બીજા સાક્ષીઓના જેવી

કહી જણાવ્યું કે છોડી બહાર આવ્યા પછી આદમીયુંને અંદર બોલાવ્યાં પછી બઇરાંને, અંદર બોલાવ્યાં. પટેલ કહે " કાડીયાવાડી ઘોડીઉ-સાલી-માનો." ફોજદારે--મોતીયાએ ને ભાટીયાએ માર્યાં ને સંધાયને નગ્ન કરાવ્યાં.

## ' ભાઇ બાપની ઇદ્રિ ઝાલો. '

અમને ફોજદારે કહ્યું કે "ગધેડીયું, તમારા ભાઇ-બાપ હોય તેની ઇંદ્રિ ઝાલો; મારી પાસેથી મારી દીકરીનો દીકરો વીરીયો છે તેની ઇંદ્રિ ઝલાવી. મને ફોજદારે ડાબા પગના સાથળ ઉપર ચાર પાંચ આંકડ મારી હતી. ને મોતીયો છાતીમાં ધારીયાથી ઠોંસા-ધપા મારતો હતો. ને ભાટીયાએ ધોકાનાં ઠોંસા માર્યાં. મારની ઇંધાણીઓ હતી. વીસ દીવસ દવાખાને પણ ગઇ હતી. નીશાનીઓ ૧૫ દહાડા રહી હતી. ઝબુને માંય ઘડીક રાખી પછી તે રોતી રોતી બહાર આવી પારવતીને પણ મોતીઓ લઇ ગયો ને માલીપા ઘડીક રાખી. પછી તે પણ રોતી રોતી બહાર આવી પારવતીએ બહાર આવીને જાણ કરી કાશીને કહે "બાઇ જાઇશ નહી, અંદર તો ઇજ્જતું લે છે.' એમ કહ્યું એટલે અમને જાણ થઇ કે ઝબુની ઇજ્જત ફોજદારે ને પારવતીની ભાટીયાએ લીધી. ઝબુએ પણ કહ્યું કે "મારી આબરૂ ફોજદારે લીધી." કુકડો બોલ્યો ત્યારે અમને બારણે કાઢયાં. સકીના શરીર ઉપર નીશાન મેં જોયા નથી. તે બીચારીને મા નહીં તે કોણ જુવે? અમે વીસ બઇરાંમાં સકીનું કોઇ સગું હોય

તો મને માલમ નથી. સકીને મારી તે પહેલાં તદન સાજી હતી. પોલીસ સુબાને આસોજમાં છોડીઓનો, મારો ને બીજાનો માર દેખાડયો હતો. વડોદરે રાજકુમારને ત્યાં મારો જવાબ થયો છે. તે વાંચી બતાવતાં કહું છું કે બરાબર છે.

## ઉલટ તપાસ.

રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે દવાખાનામાં પહેલાં જે લોકો ગયેલાં તેમાંજ હું હતી. મારા ધણીનું નામ દલ્લા કલ્યાણ. મારે છોકરાં નથી. જાતે ઠાકરડા છીએ. આ લોકો જોડે અમારે સગા સંબંધી જેવું નથી. એક ગામનાં છીએ. મારા ધણી ઉપર મારનાં નીશાન રહ્યા નથી. મને સાથળ સીવાય બીજે નીશાન ન હતાં. દવાખાનામાં અમે દશેક જણ ગયેલાં. મુંઢા માર હતા તે નહોતાં ગયેલાં. ચોરે જતાં રસ્તામાં ફોજદાર ને મુખી દમણીયામાં નહિં પણ ચાલતા હતા ને મારગમાં મારતા હતા. અમે જોયું હતું. દમણીયું ચોરા આગળ પણ મેં ભાળ્યું નથી. તળાવ ઉપર માર્યાં તે સોળ પડે તેવું નહીં. સકીને ભાટીઓ બતી લાવી મોઢું જોઇને લઇ ગયો. બારણું ઉઘાડું હતું કે કેમ તે જાજરૂખાના આગળથી દેખાય તેમ નહોતું સકીને અંદર લઇ ગયા ત્યારે ચારે જણ અંદર હતા. વાતચીત સાંભળી શકાય નહી. સકીને અંદર લઇ ગયા તે ભાળેલું. રામસંગને ઠોસો માર્યો તે મોવડ (મોખરે) હતા તેણે ભાળેલો, મેં નહીં. સકીએ બહાર આવી આગળ વાત નથી કરી બીજાઓ

વાત્ત કરવા લાગ્યા તેથી જાણ્યું. સકીને બીજે દહાડે માર્યાનો તાવ ચઢ્યો. સકીને? દમ લેતાં બે ત્રણ દી મુશ્કેલી પડતી હતી. તે વડ સુધી પોટલું લઇ ચાલેલી. પાછા આવ્યા પછી સીક પડી. ચોરામાં રાતે સકી બહાર આવ્યા પછી બૈરાં ને આદમીયુંને બધાંને ભેગાં બોલાવ્યાં ને અમારાં કપડાં ઉતરાવ્યા. એ અરસામાં દાંત પડી ગયો છે. તેપટેલ (દરૂભાઇ) ત્યાં આવ્ય હતા. તે આવ્યા તે આદમીયું ને ખબર' પડે. અમને શું ખબર? અમે તો રોકકળમાં બેસી રહ્યાં હતાં અંદર બીજા કોને શું શું માર્યું તે મને ખબર નથી. બહાર આવીને પણ મારી આગળ કોઇએ વાત કરી નથી અમે લોકો ભીલામાનો વાપર કરતા નથી. ભીલામો શું તે ખબર નથી. ઝબુ ને પારવતીને એક એક અંદર લઇ ગયા હતા. તાર કરવાની વાતચીત થઇ ત્યારે ઇજ્જતું લેવાઇ તે જાણ્યું.

અત્રે વખત થઇ જતાં બીજે દિવસે રજા હોઇ ગુરૂવાર ઉપર કામ મુલતવી રહ્યું હતું.

## જીવન મરણનો સવાલ.

ગુરૂવાર તા. ૨૭-૨-૩૦ ના રોજ સુનાવણી આગળ ચાલતાં સીકને લીધે અધુરી રહેલી બાઇ કાશીની ઉલટ તપાસ રા. પાવરીએ ચાલુ કરી હતી. સાક્ષીએ જણાવ્યું હતું કે અમારામાંનો રાયસંગ રાધુ મરી ગયો. મારના મોઢે મરી ગયો. તાવબાવ કશું નહોતું નખમાંયે રોગ નહોતો. આદમીયું અંદર હતા ને ધડાકા થયા ત્યારે

અમે બહારથી ઘસી ગયા નથી. ટાઢના ટુંટીયું વળીને બેસી રહ્યાં હતાં કે આમાં જીવશું કે શું થશે? બઇરાંને ઉઠબેસ કરાવી તે જેના હાથમાં છોકરાં હતાં તેને એક હાથે કાન ઝાલીને કરાવી હતી ને બીજાને બે હાથે બે કાન ઝાલીને. મારા હાથમાં છોડી હતી. તેથી આમ આમ ઉઠબેસ કરાવી હતી. (ઉઠબેસ કેમ કરાવી તે પાંજ-રાની બહાર આવી કરી બતાવવા રા. પાવરીએ કહેતાં સાક્ષીએ કરી બતાવી હતી) પછી સાક્ષીએ અંદર કયાં કયાં અને કોનાં છોકરાંઓને મારીને ગાલ સુજાવી દીધા હતા તે નામ ઠામ સાથે ઓળખ આપી જણાવ્યું કે અમે તે ભદરમાં ને બધે લખાવ્યું છે. ભાટીયો આંગળીયું કરતો તે પણ લખાવ્યું છે મારી છોડી પડી ગયા પછી એક દીન જેમ તેમ ધાવી પછી તો ધાવીજ નહી. ઉપરથી દુધ શું પીયે? મરી જતાં તેનું દીલ ગરમ થયુંજ નથી. નખમાં લગરી રોગ નહોતો. અમે ઉતર્યાં ત્યાં (ગાજરાવાડીમાં) ઘણા લોકો આવતા ને પુછતા. કોણ શું જવાબ લે છે તે અમને શી ખબર? સતાપુરમાં ભારા વેચીને ખાઇએ ત્યાં અમારે શેઠ સાહુકારનું શું કામ?

## મોંઘીની ઉલટ તપાસ.

પછી પરમ દીવસ અધુરી રહેલી બાઇ મોંઘીની ઉલટ તપાસ રા. પાવરીએ ચાલુ કરતાં મોંઘીએ જણાવ્યું કે રાયશી રાઘુ માર મોઢે મરી ગયો. હાથ ભાગી ગયો હતો. તાવ નહોતો. મુંઢ માર હતો. તેણે કહેલું ને દવાખાને જતો તેથી જાણેલું.

જોયેલું કે નહી? તે પ્રશ્ન વકીલે પુછતાં ના૦ કોર્ટે જોયેલું નથી તેથી આવા પ્રશ્નો નહીં પુછવા કહેતાં રા પાવરીએ culpable homicide નો ગુનોહ આમાં થાય છે તેથી ખાસ પુછવાની જરૂર છે એમ આગ્રહ કરતાં ના. જડજે જણાવ્યું કે ગુનોહ મુકાય ત્યારે કહેજો )

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે મારે દીકરી કે છોકરૂં નથી. જેહનું નામ રામસંગ કલાણુ. તેનો છોકરો વીરીયો. ૧૫–૧૬ વર્ષનો હશે. તેને માર પડયો છે. કયાં પડયો તે આદમી તેથી કયાં જોવા જઇએ? પછી જે છોકરાંના ગાલ મારીને સુજાડી દીધા હતા તેવાં ત્રણચાર છોકરાંના નામ આપી કહ્યું કે તે માર નજરે જોયેલો ને દવાખાનામાં છોકરાંને બતાવેલાં.

રા. નાનુભાઇની ફેર તપાસમાં જણાવ્યું કે રાયસંગ કાલે મરી ગયો.

## વરતણીયો ગેરહાજર.

અત્રે બાઇ ઝબુની સાક્ષી પછીથી લેવાનું રાખી હાલ તરત પ્રથમ વરતણીયાને તપાસી લેવાની સરકારી વકીલે માગણી કરતાં સાક્ષીને બોલાવ્યો હતો પણ તે નહીં હાજર હોવાથી છેવટ ઝબુને જ બોલાવી હતી.

## બાઇ ઝબુની જુબાની.

રા. નાનુભાઇની સર તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મારા

ધણીનું નામ ઉગ્રા સુરા. મારા ધણી સાથે મજુરીએ ન આવુ તો કોની સાથે આવું ? પછી બનાવની હકીકત પુછતાં સાક્ષીએ તળાવમાં ઉતર્યાં–ચાર જણ આવ્યા–ભડાકો કર્યો–મારકુટ કરવા માંડયા–તેમાં ત્રણ અહીં છે–ચશ્માવાળો નથી-મારતા મારતા ચોરે લઇ ગયા–લીંબડી નીચે ચોકમાં પોટલાં ઉતરાવ્યા–એક કોર આદમીયુને ન બીજી કોર બઇરાંને બેસાડયાં વગેરે કહી જણાવ્યું કે મોતીયો આવીને પ્રથમ સકીને લઇ ગયો સકી રાડો મેલતી હતી. બહાર આવી લબાચા આગળ બેઠી. પછી બધા આદમીઓને લીધા. તે રાડુ પાડતા તે અમે સાંભળતાં હતાં.

## "કેમ સંભોગ કરવા દેતી નથી ?"

બહાર મોતીયે આવીને પુછયું "વેરસીની બેન કોણ ?" મેં કહ્યું "હુ" એટલે મને પકડીને ચોરામાં લઇ ગયો. ત્યાં બધાં આદમી હતા. નવરસ્રાજ ઉભા હતા. મોતીયો કહે "ભાઇ બેનનો સંભોગ કરાવવો છે." વેરસી કહે "નહીં કરૂં" ત્યારે મોતીયો કહે "સાલા, હું મારી બેનને કરૂં છું ને તું કેમ નહીં કરે" કહી માર માર્યો. મને પણ મોતીયો ને ફોજદાર મારવા મંડયા કે "તારા ભાઇને કેમ સંભોગ કરવા દેતી નથી ? પછી મારી કુટીને મારા ભાઇની ઇંદ્રી પકડાવી પછી મારા મામા અમથાની ને પછી કાકાના દીકરા મોતીની પકડાવી. પછી મને ને આદમીયું સંધાને બહાર કાઢયાં. પછી બાઇરાંને બોલાવ્યાં. ફાળીયા સાટુ મારવા માંડયા કે "ફાળીયું તમારૂં છે માનો" મારના મોઢે ને

ભડાકાની બીકે અમે નવસ્ત્રા થઇ ગયાં. પહેલે ભડાકે કપડાં ન કાઢયા. પછી બીજે ભડાકે કર્યો. બંદુક અમારા સામે ધરે ને ભડાકો ઉંચો કરે. ફોજદાર બંદુકના કુંદાથી બધાને મારતા હતા.

## "સાલીઓ આડા હાથ કેમ દો છો ?"

ફોજદારે મને પણ મારી. એક આંકડ વાસામાં મેલી હતી. બીજા કોઇએ મને મારી નથી. બીજી બાયડીઓને ત્રણે જણા મારતા હતા. ભાટીયો તો આંગળીયું કરતો હતો. ને 'પટેલ" ઘોડીઉં-માનો ને' એમ કહેતો-મારતો નહી. રાત બધી મર્યા. અમે નવસ્ત્રાં તેથી દોડીએ ને નાસીએ ને આડા હાથ દઇએ એટલે ત્રણે જણ મારે કે "સાલીઓ હાથ કેમ આડા દો છો ?" અમને કાન ઝાલી ઉઠબેસું કરાવતા હતા. આદમીયું પણ અંદર નવસ્ત્રા હતા અમને મારતા તેમ તેમને પણ મારતા હતા. ને ઉઠબેસું કરાવતા હતા. પછી અમને સંધાયને બહાર કાઢયા, ને ભાટીયો આવીને સકીને લઇ ગયો.

## બળજબરીથી ઝબુને અંદર લઈ ગયા.

પછી તેને બહાર કાઢીને મોતીયો મને બોલાવવા આવ્યો. (અત્રે સાક્ષીની આંખમાંથી આંસુ સરી પડયાં હતાં.) મને કહે "ચાલ તને ફોજદાર સા. બોલાવે છે." હું જતી નહોતી એટલે જબરદસ્તીથી મારીને કહે "ચાલ સાલી, મ્હોર થા."

પછી મને ચોરામાં લઇ ગયા. ફોજદાર અંદર–બાટીયો–અંદરના ભાગમાં બારણે–મોતીયો પગથીયે ને મુખી બહાર હતો. પછી ફોજદાર સાહેબ મારવા માંડયા. ફાળીયા સાદુ.

## ફોજદાર કુતરાની માફક બાઝયો.

પછી રસોડાના બારણા આગળ મારી મારીને કહે 'લુગડાં ઉતાર." મેં તોય ન ઉતાર્યા કહે "તારી છોડી ને નાખી દે." છોડી દોઢ વર્ષની હતી. મારી એટલે મેં છોડીને એક મેર મેલી દીધી. પછી ફોજદાર મને જબરજસ્તીથી રસોડામાં લઇ ગયો. પછી મને કુતરાની પેડે બાઝયો. મેં રાડુ નાખી એટલે મોઢે ડુચો દીધો.

અત્રે સાક્ષીની આંખમાં આંસુ ભરાતાં કપડેથી લુછી આગળ ચાલતાં કહ્યું ઓરડાનું બારણું વાસી દીધેલું. અંધારૂ એટલે સાંકળની ખબર નથી. વાસી દીધેલું. પછી કુતરાની ગોડે બાઝીને મને પાડી દીધી.

## છાતી ઉપર ચડી બેસી બદકામ કર્યું.

પછી મારી ઇજ્જત લીધી. નીચે જેવું તેવું પાથરેલું હતું. ખાટલો નહોતો. ઘડીક રાખીને કાઢી મુકી. છાતી ઉપર ચઢી બેસી બદકામ કર્યું. બચાવ કરવા મેં પછાડા માર્યા. પણ છાતી ઉપર ચઢી બેઠેલો તે શું થાય? કામ પુરૂં થઇ રહ્યું

એટમે મને કાઢી મુકી પછી ચોરામાં આવી ત્યાં બહારના બારણાં આગળ ભાટીગો ને મોતીઓ ઉભા હતા. પછી હું મારા ઉતારામાં આવીને બેઠી. ને રડવા લાગી. પછી મોતીઓ આવીને પારવતીને લઇ ગયો. મારૂં તો હૈયું ભરાઇ ગયું હતું તે બોલી શકાયું નહીં.

## "ઇંયાં તો ઇજ્જતું લે છે."

પારબતી બહાર નીકળીને કાશીને લઇ જતા હતા ત્યાં બારણા આગળ ભટકાણી એટલે કહે "રાંડ કયાં જાય છે, ઇંયાં તો ઇજતું લે છે." કાશી ન ગઇ. પારવતી કયાં આવીને બેઠી તે મેં જોયું નથી. કાશીની છોકરી પડી ગઇ તે તે કહેતી હતી. મને માલુમ નથી. સકીને વાગેલું તે જોયું નથી. પણ તે સવારે કહેતી હતી કે મારથી છાતી દુખે છે. સજડ થઇ ગઇ હતી. ત્રીજે દહાડે પો. ના. સુબા સાહેબ આવેલા મને બોલાવીને પુછેલું તો મેં કહ્યું "ફોજદારે મારી ઇજ્જત લીધી છે." તો કહે "ઠીક." બીજું બોલ્યા નથી. બીજાને જોયું કે પુછયું તે મને ખબર નથી. સાહેબ, પારવતી કે કાશીને બોલાવ્યાની મને ખબર નથી. વડોદરે રાજકુમાર પાસે જવાબ થયો છે–તે વાંચી બતાવો છો તે બરાબર છે.

## ઝબુની ઉલટ તપાસ.

પછી રા૦ પાવરીની ઉલટ તપાસમાં ઝબુએ જણાવ્યું કે



શ્રી. વકીલ પ્રાણલાલ મુનશી.



ઇન્ચાર્જ સર પ્રોફેસર મી. શંકરરાવ.



મી. માણેકલાલ દલાલ.



વરતણીયા શંકર અમરા.



વરતણીયા ડોયાભા.



વરતણીયા ગોવીંદજી.

હુ ચાર વર્ષથી પરણી છું. એક છોડીને એક છોકરો છે. છેલ્લું છોકરૂં દોઢ વર્ષનું છે. સતાપુરમાં મારો ધણી ભારા વેચી ખાય છે. ઘરની ખેતી નથી. અમે ઉભડીયાં લોક છીએ. સતાપરામાં ગામધણીની જમીન છે તે સાંતીએ ખેડ કરીએ. મજુરીએ આજ વખતે ટોળામાં નીકળેલાં ચાલીને આવ્યાં એટલે વીરમગામની ખબર નથી. મોતી જેસંગ સાથે નીકળેલાં. સાથે કેટલાં હોય તે ખરાં. મારે મા કે બાપ કોઇ નથી. સાથે પઇસા હતા તે ખાતાં. કેટલાં તે શી ખબર? ધણી રાખે. અહીં આવ્યાં ત્યારથી પરજાની ઓશ્રીસ આપે છે તે ખાઇએ છીએ. અહીંથી પુરૂં થયા પછી મલકમાં જવાનાં છીએ. પ્રજા મંડળે કે કોઇએ કીધું નથી કે મલકમાં પહોંચાડી દેશું. અમે તો કયાંય ભીખ માગીએ નહી. આસોજ આવી તે દી પહેરેલાં તે આ કપડાં છે. સતાપુરથી પણ આ છે તેજ કપડાં પહેરીને નીકળેલી. બીજો સાડલો છે. તે દોઢીયું છે. આ ધોઇયે ને સુકાય ત્યારે એ પહેરીયે. ઘડીયાળ જોતાં અમને ન આવડે. ભદરમાં ૧૧ વાગે લખાવ્યું—પણ કેટલા વાગે તે અમને શી ખબર? તળાવ ઉપર મને મારેલું નહીં. રસ્તામાં ચોરે આવતાં ભડાકો સાંભળેલો. કોણે કર્યો તે જોયું નથી. કારણ અમે મોરે મોરે હાલતાં હતાં. ધણી સાથેજ ને, બીજા કોની સાથે હાલે? ચોરે આવ્યા એટલે ફોજદારે કહ્યું આદમીયું આમ બેસો ને બઇરાં આમ બેસો. લીંબડા પાસે અમને બેસાડયાં ચોકમાં કેટલાં માણસ બેસે તે અમે કંઇ ભણેલાં નથી કે કહી શકાય. પહેલાં તો

સૌ સૌ પોતાનાં માણસ સાથે લબાચા મુકી બેઠેલાં. પછી કહે નોખાં નોખાં બેસો નોખાં બૈઠાં.ત્યારે લબાચા બઇરાં પાસે રહ્યા.

અત્રે અઢી વાગતાં ના૦ કોર્ટ વિશ્રાંતી માટે ઉઠી હતી.

## "મારી નાખવાનો" નો પોકાર.

બપોર પછી રા. પાવરીની ઉલટ તપાસ ચાલુ થતાં સાક્ષીએ જણાવ્યું કે સકીને અંદર લઇ ગયા ત્યારે દીવો હતો. બારણામાંથી અજવાળું આવતાં અમે જોયું નહતું.

(અત્રે રા નાનુભાઇએ જરા ઓછી કડકાઇથી સાક્ષીને પુછવા કહેતાં રા. પાવરીએ કહ્યું કે કહો તો ઠંડુ ગુલાબ જળ લાવું? જે ઉપરથી રા. નાનુભાઇએ જરા ધીમેથી પુછવા સુચના કરી હતી.)

પછી સાક્ષીએ જણાવ્યું કે સકી આવી ઉતારે બેસી ગઇ. તે પછી બધા આદમીયોને બોલાવ્યા. નાનાં છોકરાં તો માવતર પાસે રહ્યાં. માલીકોરથી 'મારી નાખ્યા મારી નાખ્યા' એવી રાડો સાંભળાતી હતી. કોના અવાજ તે કેમ ખબર પડે? આદમી અંદર હતા ત્યારે અંદર એક અવાજ થયેલો. અમે બઇરાં તે કેમ કરીને અંદર જઇએ? બારણું ઉઘાડું હતું. વેરસીને અંદર શું પુછ્યું હતું તે મેં બહારથી સાંભળ્યું નથી. મોતીયાએ પુછ્યું "વેરસીની બહેન કોણ? હું

ન બોલી. પણ પછી માર મોઢે કહ્યું કે "હું." બઇરાં કહે, "જાને, માવેતર આગળ જતાં તને કોણ મારી નાખે છે? તારો ભાઇ અંદર છે ને?" હું અંદર ગઇ ત્યારે બધા આદમી નવસ્ત્રા હતા. અંદર ગઇ ને પગથીએ ચઢી ત્યારે જણાયું કે આદમી તો બધા નવસ્ત્રા છે મોતીઓ ધકેલી ને મને મોર કરીને બાવડું ઝાલીને ઘસડી ગયો. હું પહેલી મારા ભાઇ આગળ નજીક ઉભી રહી. તે વખતે ફોજદારે મને વાંસામાં બંદુકના કુંદા બેક માર્યાં ને હાથથી એક ઠોંસો મેલ્યો. છોડીને સાથે લઇને જ ગયેલી. માર્યું ત્યારે છોડી મારા હાથમાં જ હતી.

## મોતી સીપાઇની હલકી માગણી.

મોતીએ કહ્યું કે "ભાઇ—બેનનો સંજોગ કરાવવો છે." ભાટીયાએ વાંસામાં એક ગડદો મેલેલો. તે વખતે કપડાં પહેરેલાં હતાં. છોકરૂં મારા હાથમાં કેડમાં હતું ને ફોજદાર સાહેબ મારા ભાઇની ઇંદ્રિ પકડાવતા હતા. ફોજદારે મારો હાથ ઝાલીને પરાણે પકડાવી. પછી મારા મામા ને કાકા લાઇનમાં હતા તે ફોજદાર મારૂં બાવડું ઝાલીને પકડાવતા હતા. સગાઇ પુછતા નહોતા. બધા આદમીયું અંદર હતા પછી બઇરાં અને મરદ સાથે હતાં ત્યારે મોંઘી પાસે તેના સગાની પકડાવેલી, પણ તે મેં જોયું નથી. કાશી પાસે વીરૂડાની ઇંદ્રિ પકડાવેલી તે મેં જોઇ હતી. સગાઇઓ પુછેલી તે મને કેવી રીતે ખબર? બઇરાંને બોલાવી માર્યાં ને નવસ્ત્રાં કર્યાં ત્યારે અમે આમ તેમ

દોડા દોડી કરતાં હતાં. મારી પાસે મારા ભાઇ વગેરેની છંદિ પકડાવી ત્યારે બારીનું બારણું ઉઘાડું હતું, અંદર દીવો હતો. લટકતો હતો કે ભોંય ઉપર તે ખબર નથી. દીવાને પોટો (ચીમની) હતો. બઇરાં આવ્યાં તેને ફાળીયા સાટુ મારવા માંડયાં. એક ફાળીયું ભાળેલું. મને પહેલી વાર બોલાવેલી ત્યારે પણ એ ફાળીયું હતું. બૈરાં સાથે હતી ત્યારે પણ ફોજદારે બંદુકનો કુંદો વાંસામાં માર્યો અને ફોજદાર તથા ભાટીયાએ ગડદા પાટુ આખા દીલમાં મારી. પણ પડી ગયેલી નહીં બીજાં બધાને મારેલાં શું તે કહી શકું નહિં. તે વખતે બારણું વાસેલું હતું. આદમીયુંને અમારી વાંસેજ બોલાવેલાં. એ વખતે પણ મારૂં છોકરૂં મારી સાથે હતું. બીજાને પણ નાનાં છોકરાં હતાં તે સાથે હતાં ધાવણાં છોકરાંને કયાં નાખીએ ? કેડ ઉપર છોકરૂં રાખીને એક હાથે કાન ઝાલી ઉઠબેસું કરાવી–થાકી ગયાં ત્યાં સુધી. મેં તો બન્યું તે બધુંય ભદરમાં લખાવ્યું છે, સાહેબ! લખ્યું ન લખ્યું તે મને શું માલમ ? મારા દેખતાં વેરસીને બંદુકના કુંદા ને આંકડ વાસામાં મારતા હતા. આંકડ અમારામાંની હતી કોની તે ખબર નથી. બહાર આવ્યા પછી ધણી સાથે વાત સવારે કરી. અમને બધાને બહાર કાઢી મેલ્યા પછી બે રોટલા ખવાય તેટલી વાર અમે બેઠાં હતાં. પછી સકીને અંદર બોલાવી. અંદર કેટલા હોય તે અમે બહાર તે શી ખબર ? તે વખતે બારણું જેવું તેવું ઉઘાડું હતું. સકીને મામલીપા શું પુછ્યું તે સાંભળ્યું નહીં પણ સકીએ બહાર આવીને કહેલું કે "તમારા નામ જવાનમાં દીધાં છે." તેથી જાણ્યું.

## મારની ધમકીથી લુંગડા ઉતરાવ્યા.

મને લઇ જઇને વચલા હોલમાં ઉભી રાખી. આથમણું બહારનું બારણું વાસેલું હતું. તે વખતે હોલમાં ફોજદાર એકલા જ હતા. બારણું જેવું તેવું ઉઘાડું રાખીને ભાટીઓ આડે ઉભેલો હતો એ બારણું બંધ થયેલું મેં જોયું નથી. ચોરાના હોલમાં ને અંદર ઓરડીમાંયે અંધારૂં હતું. ફાનસ કયાં રાખ્યું હોય તે મને શી ખબર? ફોજદારે મને છાતીમાં હાથના ઠોંસા માર્યા–કેટલા તે ખબર નથી. તે વખતે બંદુક કે આંકડ તેના હાથમાં ન હોતી. "લુગડાં કાઢી નાખ" કહી ઠોંસા મારતા હતા. મારી ત્યારે મેં બુમ પાડેલી નહીં. છોકરૂં તે વખતે કાખમાં હતું. છોકરૂં રડતું હતું ત્યારે ફોજદાર કહેતા હતા કે 'બંધ રાખ નહીં તો મારી નાખીશ' ફોજદારે બીક બતાવી તેથી મેં લુગડાં ઉતારી નાખ્યાં. તે વખતે મેં રાડ પાડી નહોતી. હું તો મારામાં પડી હતી. ફોજદાર કહે "લુગડાં ઉતારી નાખ" એમ કહેતો હતો. એકજ વખત એણે કહ્યું એટલે મારની બીકથી મેં ઉતાર્યાં. તે ચોરાના હોલમાં ઉતાર્યાં. છોકરૂં હોલમાં મેલ્યું.

## મોંમાં ડુચો મારી ચડી બેઠો.

કુતરાની પેઠે બાઝયો એટલે રસોડાની ઓરડીમાં મને બારણા પાસે પાડી. અંધારામાં શી ખબર? તેણે જોરથી પાડી. છાતી ભેર ઝાલીને આમ પાડી દીધી. હું રાડુ પાડવા જતી

હતી તે મોંઢામાં ડુંચો માર્યો. મને પાડી ત્યારે તેણે કપડાં પહેરેલાં હતાં. છાતી ઉપર ચઢી બેઠેલો તે કેમ કરીને ઉભી થાઉં ? એના પોતાના લુગડાંનો ડુંચો દીધેલો. કેવા લુગડાનો તે અંધારામાં શું ખબર પડે ? મને પાડી એટલે મેં રાડ પાડી કે 'ઓ મા, મરી ગઇ.' એટલે તુરત ડુંચો દીધો. ઘડીક ડુંચો દીધો ને પછી હાથ કાઢી લીધો. કામ ચાલતું હતું ત્યારે ડુંચો હતો ? મારી છાતી ભરાઇ ગઇ હતી તેથી રાડ કેવી રીતે પાડું ? મારા પગ તેની સાથળ ઉપર હતા. હડસેલા કેમ કરીને મારૂં ? ઉંચા નીચી થતી હતી. પણ મારા બે હાથ દાબી રાખ્યા હતા તે શું થાય ?

## પગ ચીરી નાખ્યા.

મારા પગ ચીરી નાખ્યા હતા. મને પાડી નાખી ત્યારે પાથરેલું હતું. એ ઉઠયો ત્યારે મેં રાડ પાડી નહોતી. ભોંય લીપેલી કે કેમ તે કેમ ખબર ? પણ કઠણ લાગતી હતી. પત્થરના કે કેમ તે કેમ ખબર ? ઠંડુ કયાંથી લાગે ? પાથરેલું હતું. મારા ઉપર જુલમ ગુજાર્યો તેમાં એક બે રોટલા ખવાય તેટલીવાર લાગી હતી. મારે એકજ બલઇયું છે. બીજા હાથમાં નથી. બલઇયાથી મારવાનો પ્રયત્ન કેમ કરીને કરી શકું ? મને છાતી ભર પછાડીને ચઢી બેઠો હતો. ફોજદારની સાથેના ત્રણ જણ ચોરામાં હતા. ભદરમાં લખાવ્યું છે. લુગડું પાથરેલું તે પણ ભદરમાં કહેલું. લખાયું ન હોય તો કેમ ખબર ? પથરાવાળી

જમીન ઉપર ઇજ્જત લીધી એમ નથી લખાવ્યું. આગલા હોલમાં પથર છે. રસોડામાં પથર નથી. પછાડી તેથી વાંસામાં છોલાયું હતું. રૂઝાતાં ૧૦–૧૫ દહાડા લાગ્યા હતા. અંધારાંમાં પછાડી મને તો મારી લાગી હતી, તે જમીન ખાડાખડચાવાળી હતી, કે લીસી તે શી ખબર પડે? પરજા મંડળમાં મારો જવાબ ઓફીસે થયેલો. ત્યાં બધું કહેલું. ફોજદારે કપડાં ઉતરાવતી વખતે માર્યાનુંયે લખાવ્યું હતું. હઇયું ભરાઇ ગયું હતું, તેથી સવારે વાત કહીશ કહી ઉતારે આવી બેઠી રહી.

## એકલો ઘાઘરો પહેરી નાસી આવી.

પરવારી રહ્યા પછી એમને એમ ચોરામાંથી એકલો ઘાઘરો પહેરીને દોડીને બહાર નીકળી ગઇ ને બીજાં લુગડાં બહાર આવીને પહેર્યાં. મેં તો આ બધું લખાવ્યું હતું. તરત તો હું મારા રોવામાં પડી હતી. તે કોઇને કહ્યું નથી. હું બહાર દોડી આવી ત્યારે ચોરામાં માલીપા કોઇ ન હોતું. ભાટીયો કમાડની અંદર વચ્ચે ઉભો હતો. બારણું જેવું તેવું ઉઘાડું હતું. પારવતીને મોતીયો બોલાવી ગયો. એટલે અંદર લઇ જાય છે એમ જાણ્યું. હું કેમ કહી શકું? તે વખતે મારૂં તો હઇયું ભરાઇ ગયું હતું. પારવતીએ આવીને ફજેતો કર્યો ત્યારે મેં પણ ફજેતો કર્યો. મારો ઢાંકી દેવાનો વીચાર નહોતો. ધણીને તો સવાર સુધી વાત કહેલી નથી. મારાં સસરા–સાસુ–સગાં બેઠાં હોય ત્યાં શી રીતે વાત કરૂં? પારવતી પણ આવી ને

બધી બાયડીયુંમાં આવીને બેઠી–મારાથી કેટલે છેટે તે અંધા-રામાં શી ખબર? પારવતીએ ફજેતો કર્યો એટલે આદમી ને બઇરાં બધાંએ સાંભળ્યું.

## પારવતીએ કાશીને જતી અટકાવી.

મોતીયો કાશીને બાવડું ઝાલીને ઘસડી જતો હતો ત્યારે પારવતી બારણામાંથી બહાર ધસી આવતી હતી. તે કહે રાંડ કયાં જાય છે? અંદર તો ઇજતું લે છે.' તે મેં સાંભળેલું. પારવતી અંદર હતી. ત્યારે સીપાઇ કયાં હતો તે મને શી ખબર? ચોરા ને લીંબડાની અધવચે કાશી ને પારવતી મળ્યાં હતાં. કાશી ન ગઇ. પછી બધું ખલાસ થઇ ગયું. અમે પછી સુતેલાં નથી. સવારો સવાર બીકમાં ને બીકમાં ગોદડાં ઓઢીને જાગતાં બેસી રહેલાં. ધર્મશાળાના મહાદેવ છે ત્યાં પોલીસ સાહેબ દાતણ કરતા હતા ત્યારે કહેલું. હું એકલીજ ગયેલી. ધણીને પણ લઇ ગયેલી નહીં. મેં કહ્યું કે ફોજદારે ઉજ્જત લીધી છે એમણે પુછ્યું "દીકરી તને શું કર્યું?" એટલે મેં કહ્યું. એમણે કહ્યું 'સારૂં.' એણે મારનું પુછ્યું નથી. તેથી મેં માર કે નીશાન બતાવ્યાં નહોતાં. આદમીયું દવાખાને ગયેલા. પણ હું ચાલી શકી તેમ નહોતું, તેથી નહોતી ગઇ. આસોજથી ચાલીને વડોદરે આવેલાં. ગાજરાવાડી ચાલીને ગયેલાં. ત્યાંથી નવાપુરામાં પણ ચાલીને ગયેલાં. દવાખાને ગઇ તે મારાથી ચલાતું નહોતું તેથી ન ગઇ.

દવા લગાડી નથી. મારો ધણી દવાખાને ગયો હશે. મને ખબર નથી મને દવાખાને આવવા તેણે કહ્યું નથી.

## "અમને વીતી છે."

રા. પાવરી–ખાવાનાં વાંધા પડે છે તેથી બધી હકીકત પહેલેથી છેલ્લે સુધી જુદીજ કહો છો એ ખરૂં?

સાક્ષી–ના. અમને બધી વીતી છે તેથી કહીએ છીએ. ખોટું કહેતાં નથી.

રા. પાવરી–મોતીઓ રાતે ઝડતી લેતો હતો ને આદમીયો ધસી ગયા એ ખરૂં?

સાક્ષી-રાતે ઝડતી લીધી નથી. સવારેજ લીધી હતી. તે રાતે ઓખા પટેલને અમે ભાળ્યોજ નથી. અહીં છે તે પટેલનું લખાવ્યું છે. તે ઓખો નથી, જાડો છે. નામ ન જાણું તે શું કહું કે કોણ?

અત્રે ઊલટ તપાસ પુરી થતાં વખત થઇ જવાથી કામ બીજા દીવસ ઉપર મુલતવી રહ્યું હતું.

## દશ વર્ષની છોકરીને છાતી ખેંચી.

શુક્રવાર તા. ૨૮–૨–૩૦ના રોજ તપાસ આગળ ચાલતાં વરતાણીયા કોયા અદ્દાએ જુબાની આપતાં જણાવ્યું કે તે રાતે

ચાર વરતણીયાને સુવાનો વારો હતો, પરાગ ભવાને અમને બારેક વાગ્યા હશે ત્યારે કહ્યું કે "શંખપાલ ફોજદાર સાહેબ મુખી ને વરતણીયાને તળાવમાં બોલાવે છે." મુખી નહોતા તેથી દરૂભાઇને બોલાવીને અમે ગયા ફોજદાર-ભાટીયો ને આ સીપાઇ હતા ને પટેલ દમણીયામાં હતા. તે મારવાડીઓને લઇને આવતા, તે વાવ પાસે મળ્યા. ફોજદાર પાસે બંદુક હતી. ચોરાને બારણે આવ્યા પછી તેણે ભડાકો કર્યો. તે પહેલાં અમે ભડાકો સાંભળ્યો નથી. વાવથી ચોરો બે ખેતરવા દુર છે. "બંદુક ભરેલી છે તે ઉડાવી ( ખાલી કરી ) દઉં છું" એમ તે બોલ્યા હતા. મોતીયા પાસે મારવાડી લોકોનાં ગુડીયાં (દંડા) હતાં. ભાટીયા પાસે કશું નહોતું મારવાડી લોકોને જાજરૂ છે ત્યાં બે લીંબડીઓ છે તેની વચ્ચે બેસાડયાં. માઇ જાય તેટલી જગા છે. અમે બારણા આગળ ધુણી છે ત્યાં તાપતા હતા. પહેલાં દસેક વર્ષની છોડી (સકી) ને ભાટીયો લઇ ગયો પછી ચોરામાં આ પટકો ( ફેંટો ) છે તે બતાવી ફોજદાર પુછતા હતા. ને લવાણો મારતો હતો. છોડી કહે હું જાણતી નથી, મને શું કામ મારો છો ?" ભાટીયો બેસીને છોડીને ઢીંચણ ઉપર સુવડાવી બે હાથે છાતી ઝાલીને આમળતો હતો. ન માન્યું એટલે છોકરીને કાઢી મુકી. ફોજદાર ચોરામાં ખુરશી ઉપર બેઠા હતા. મોતીયો માથ હતો. પટેલ અમારી પાસે ધુણી આગળ હતો. ફરી છોકરીને તરત બોલાવી. તે પણ ભાટીયો લઇ ગયો તે છોડીને આંગળીઓ કરતો હતો તે છોડી

કહે "તેમ ના કરશો. પટકો અમારો નથી." પછી છોડીને છોડી દીધી. તે વખતે પણ ફોજદાર ત્યાંજ ખુરશી ઉપર હતા. પછી છોડી એમના લોકો બેઠા હતા ત્યાં આવીને પડી. તે છોડીને લોહી દદડતું હતું. તેથી બઇરાંઓએ તેને ત્રણ ઘાઘરાના કાછડા વળાવ્યા.

## "મોઢે ડુચા મારી આબરૂ લે છે"

પછી ચાર પાંચ બઇરાંને બોલાવ્યાં. બઇરાં બહાર આવ્યા પછી કહેતાં હતાં કે "માંય મોંઢે ડુંચા મારે છે. આબરૂ લે છે." બે ત્રણ મહીનાનું છોકરૂં પડી ગયું. બાઇને ભાટીયો ખેંચા ખેંચી કરતો હતો. બાઇ કહે "નહીં આવું." તે તાણાં તાણીમાં ઉંબરાના પગથીયા ઉપર છોડી પડી ગઇ હતી. અમે પાસે ધુણી આગળ હતા. મોતીયો બહાર હતો ને બઇરાં બેઠાં હતાં. તેને માર માર કરતો હતો. બાકીના બઇરાંને મોતીયો ખેંચી ગયો હતો. ફરી બઇરાં છોકરાં આદમી બધાને માય લઇ ગયા. અંદર ઘાલીને માર માર્યો બારણું ખુલ્લું હતું. તેથી બહાર સંભળાતું હતું. ફોજદાર બંદુકના કુંદા મારતા હતા. લવાણો ઢોંકા-પાટાં મારતો હતો. ને મોતીયો જુડીયાંથી મારતો હતો. ચાર વાગતાં સુધી મારવા જુડવાનું ચાલ્યું પટકાને માટે મારતા હતા. કહે "માનો કોનો છે?" પટેલ અંદર ગયા જ નથી. અમારી પાસે ધુણી આગળ જ હતા.

# મારીને નાગા કર્યા

એ લોકોને મારીને નાગાં કર્યાં. એક લેનમાં આદમી ને એક લેનમાં બઇરાં. પછી એક એકની ઇંદ્રિ ઝલાવી બારણું સહેજ બોગડું (અધખોલું) હતું, તેમાંથી હું જોતો હતો. બઇરાં પાસે આદમીની ઇંદ્રિ ઝલાવતા હતા. બઇરાં ઝાલતાં નહોતાં એટલે ભડાકા કર્યા. ચોરામાં ચારને એક બારણે મળી પાંચ ભડાકા કર્યા હતા. ફોજદારે કર્યા. પતરામાં ચાર કાણાં પડયાં છે. રાજકુમારે મારો જવાબ આસોજમાં લીધો છે. ત્રણે વરતણીયાંનો ભેગો જવાબ લીધો છે. દરૂભાઇએ તરત જ કહેલું કે "સાહેબ, આ જુલમ શા સારૂ કરો છો?" કહી તે ચાલી ગયેલા, તે ફરી આવ્યા નથી. અમારો જવાબ ત્રણજણનો ભેગો લેવાયો–તે અધુરો છે. અહીં કહ્યું તે પુરૂં છે.

( અત્રે રા૦ પાવરીએ આ ખુલાસો પુછવા માટે વાંધો ઉઠાવી તેની નોંધ લેવા વીનંતી કરતાં ના૦ કોર્ટે તે ખુલાસો પુછવા દીધો છે તેથી નોંધ લેવાની જરૂર નથી એવો હુકમ કર્યો હતો. )

પછી સાક્ષીએ જણાવ્યું કે સાવંત સાહેબ આવેલા, તેમણે કાંઇ પુછ્યું નહોતું. અંગુઠાનાં નીશાન લીધાં હતાં.

દરૂભાઇ આજે વડોદરા આવ્યા છે તે હું જાણતો નથી. આજ હું જોરાભાઇ સાથે આવ્યો. બીજા ત્રણ વરતણીયા દરૂભાઇ સાથે આજે આવ્યા. દરૂભાઇ ગઇ કાલ રાતે આવ્યા છે. અમે આજ સવારની ગાડીએ આવ્યા.

## ઉલટ તપાસ.

રા૦ પાવરીની ઉલટ તપાસમાં જણાવ્યું કે હું જોરાભાઇ સાથે આવ્યો છું. કુબેર લંગડો સાથે નથી. સ્ટેશનથી જોરાભાઇથી છુટો પડેલો. કચેરીમાં આવતી વખતે થોડી વખત મારો-જોરાભાઇનો ને છુટાભાઇ સુતરીયાનો સંગાથ થયો. હતો. દશ વાગે સુતરીયાની ઓફીસમાં જોરાભાઇની રૂબરૂ અહીં કહ્યું તે પ્રમાણે કહેવા મને સમજાવ્યું નથી. હું તો ઠેસનેથી જ નોખો પડયો હતો. સાવંત સાહેબે જવાબ લીધો નથી. અંગુઠા ચાંપ્યા એટલું જાણીયે છીએ ભદ્રસીંગરાવ આગળ જવાબ થયો તે પહેલાં બીજા આગળ કોઇને મેં વાત કરી નથી. આસોજ ગામે પરજામંડળના લોકો આવેલા તે ખબર નથી. મેં જોયા નથી. હું આ સાહેબ ( સુતરીયા વકીલ ) ને ઓળખતોજ નથી. અહીં જોઉં છું. ઘડીયાળ જોતાં આવડતું નથી. અત્યારે આશરે દોઢ પોણાબે થયા હશે ( અત્રે દોઢમાં પાંચ મીનીટ હતી ) કચેરી ૧૧ વાગે શરૂ થાય છે તે ખબર છે ટેસને જોરાભાઇ કહે "તું જા, ન્યાય મંદીરમાં મળજે." હું બે કલાક તળાવ આગળ બેસી રહેલો. આવતાં ટાવર આગળ આ ભાઇ ( સુતરીયા ) નો ભેટો થયેલો

રા. પાવરી-ફરીથી પુછું છું કે તું ૯ થી ૧૧॥ સુધી સુતરીયાની ઓફીસમાંજ હતો તે વાત ખરી ?

જવાબ—ના, હું જાણુતો નથી. આસોજમાં પરાગ ૧૨ વાગે આવ્યો તે આસરેથી કહ્યું. શંકર અમારા ને પરાગ દરૂભાઇને ઉઠાડવા ગયેલા પછી ચોરેથી અમે સાથે નીકળેલા. ફાનસ શંકર અમરાના હાથમાં હતું. લોકો બધા આગળ ચાલતા હતા. અમે પાછળ ચાલતા હતા. ફોજદાર દમણીયામાં નહોતા. મુખી ને એક હાંકનાર દમણીયામાં હતા મોતીયો ને ભાટીયો બીજાને મારી મારીને આગળ લેતા હતા તે વખતે ફોજદારે કોઇને માર્યું હતું કે કેમ તે કહી શકું નહીં. ભડાકો કરીને ફોજદારે મોતીયાને ઝડતી લેવા વરદી આપી નથી. ઝડતીનો હુકમ આપીને ફોજદાર ને દરૂભાઇ ધર્મશાળાને મેડે ગયા તેમ થયું નથી. પટકો ચોરામાં જોયેલો તે પહેલાં નહીં. મારવાડી લોકોને જાજરૂથી ચોરાના બારણા સુધીમાં બેસાડયા. તેમનાં ઢોર જાજરૂ પાસે બાંધ્યાં.

## સકીની છાતી ખેંચી

આવ્યા કે તરત પહેલી—સકી કે કોણ તે નામબામ જાણુતો નથી. એક છોડીને લઇ ગયા. બઇરાં આદમી ભેળસેળ બેઠાં હતાં. ભાટીયો છોડીની છાતી પકડીને ખેંચતો હતો, તે વખતે બારણું ઉઘાડું હતું. બહારથી દેખાય તેમ હતું. બીજા કોઇ અંદર ગયા હોય તે જોયું નથી. મને સરત જ નથી. છોકરી બહાર આવી સુઇ ને રાડો પાડતી હતી.

રા. પાવરી–છોડીને પાછી અરધીક કલાકે બોલાવી હશે કે ?

સાક્ષી—આમ શું કામ પુછો છો? ગભરાવો શું કામ?

રા૦ પાવરી—પુછવાનો મારો ધંધો છે. અને પુછીશ. સીધો જવાબ દે.

સાક્ષી—તુરતજ પાછી છોડીને અંદર બોલાવી હતી. કાઠીયાવાડી લોકો ઉપર જુલમ કરવામાં અમે ન હોતા. ધીરજ અમારે શા માટે આપવી પડે? ભાટીયો આંગળાં કરતો હતો ત્યારે હું માંય ગયો હતો. ફોજદાર સા૦ કહે "ફાનસ અંદર લાવ" તેથી ફાનસ લઇને ગયો હતો. એક ફાનસ હતું તે દરૂભાઇ લઇ ગયા હતા. ફાનસ મુકીને હું ત્યાં અંદર ઉભો રહ્યો છોડીને બહાર કાઢી ત્યાં સુધી ઉભો રહ્યો.

## માર આગળ કોણ આવે?

બારણું ઉઘાડું જ હતું. છોડી રાડો પાડતી હતી. છતાં મજુર લોકોમાંથી કોઇ અંદર આવ્યો નહીં. મારના મોઢે કોણ આવી શકે? ભાટીયાએ કેટલો વખત આંગળીયો ઘાલી તે હું જોવા ગયો નથી. અંદર લોહી પડેલું કે કેમ તે મારા જોવામાં આવ્યું નથી. કાછડો વળાવેલો તે બહારની વાત. બારણાથી એક રાશવાદુર આવીને સુઇ ગઇ. બઇરાં કહેતાં હતાં કે છોડીને લોહી નીકળતું હતું, તે કયાં બઇરાં તે ઓળખતો નથી. કહ્યું તે સાંભળ્યું. બીજાં બઇરાં છોડીને કાછડા વાળતાં હતાં. ફાનસ ગોરામાં વચમાં મુકેલું. બીજા બઇરાંને બોલાવ્યાં. ત્યારે પણ

આથમણું બારણું ઉઘાડું હતું. અમે બેઠા હતા તેટલો બધો વખત ઉઘાડું હતું. ફુંચો દીધા ને આગરૂ લીધી તે બે ત્રણ બઇરાં બોલ્યાં. કોણ તે નામ શું જાણું. આ લોકોને મારતા હતા તે બહારથી અમે જોતા હતા. કોણે કોને માર્યું તે કહી શકું નહીં. આદમીને ને બઇરાંની સામી સામી લાઇન કરાવી બધાં બઇરાં પાસે ઇંદ્રિ ઝલાવતા હતા. કાશી તાણાતાણમાં પડી ગઇ હતી. લોકોનો હોહા થયાં તેમાં પડી ગઇ નથી. તેમ ભદરમાં લખાયું હોય તો પાંચ સાત જણ સાથે લખાવે તેથી ભુલ થઇ હશે. મારતા હતા તે સાંભળતા હતા જોયું નથી, એવું ભદરમાં લખાયું હશે તો યાદ નથી. મજુર લોકો માંહે પેઠેલા તે કપડાં પહેરીને અને બહાર આવ્યા ત્યારે પણ કપડાં પહેરીને ફોજદારનું પુછેલુ નહીં તેથી ન લખાવ્યું. "ના લખાવી" એમ કોઇએ કહ્યું નથી. અમારે તો પુછે તેનો ઉતર જવાબ વાંચી સંભળાવ્યો હતો તે કબુલ રાખ્યો હતો. જવાબ વખતે જોરાભાઇ હાજર હતા. મજુર લેકો ઉસ્કેરાઇને હુમલો કર્યો તેથી મોતીયાએ ચાર અવાજ કર્યા એમ મેં લખાવ્યું નથી. શીવરાત્રીને આગલે દીવસે મામાની પોળમાં વકીલને ત્યાં જાની તથા કુબેર ખુશાલ સાથે નથી આવ્યો. ટપાલનું કામ તેથી વડોદરે તો હજારવાર આવું-દર અઠવાડીયે આવવું પડે છે.

ફેર તપાસમાં સાક્ષીએ કહ્યું સ્ટેશનથી આંવતાં સુતરીયા ટાવર આગળ ભેગા થયેલા. ને સાથે આવેલા. પછી નોખા પાડી તળાવ ઉપર આવ્યો. તેને ઘેર ગયો જ નથી.



“નવગુજરાત”ના તંત્રી,
શ્રી. ચીમનલાલ ડૉક્ટર.



શ્રી. ચંદુલાલ ડૉક્ટર.



વડોદરા પ્રજા મંડળીના આત્મા
શ્રી. છોટાલાલ સુતરીઆ વકીલ.

# જોરાભાઈ દેસાઈભાઇની જુબાની.

બપોર પછી કોર્ટનું કામ ચાલુ થતાં રા૦ નાનુભાઇની સર તપાસમાં આસોજના પોલીસ પટેલ જોરાભાઇ દેસાઇભાઇએ જણાવ્યું કે મારી પહેલાં દરૂભાઇ મુખી હતા. તા૦ ૩જી જાનેવારીએ ગુનાહની તારીખે વડોદરે હતો. તા૦ ૪ થીએ ૧૧ની ગાડીમાં પાછો આસોજ આવ્યો હતો. ગાડીયેથી ઉતર્યો તેવો ચોરે ગયેલો. કંપાઉંડમાં કાઠીયાવાડી ભોકો પડેલા હતા. ફોજદાર શંખપાલ હતા તે સુઇ રહ્યા હતા. ભાટીયો બારણે ખાટલામાં પડી રહ્યો હતો. સીપાઇ ઓટલા ઉપર બેઠો હતો. મેં "આ બધું ટોળું શું છે" એમ પુછ્યું તો ભાટીયાએ કહ્યું કે ફોજદાર અંદર સુઇ રહ્યા છે, ઉઠાડશો નહીં." પછી હું ઘેરથી જમીને પાછો આવ્યો. ત્યારે ફોજદાર સા૦ કંપાઉંડમાં ખુરશી નાખી બેઠા હતા. મોતીયો કાઠીયાવાડી લોકોનાં પોટલાં જોતો હતો. ફોજદાર અંદર નહાવા સારૂ ગયા. પછી કહે "દમણીયું આપો, સોખડે જવું છે." દમણીયું આણી દીધું, એટલે તેમાં બેઠા ને કહે "તપાસ બાકી છે તેથી આ લોકોને સોખડે મોકલી આપજો." ફોજદારની સાથે ભાટીયો ને મોતી ગયા. ફોજદારની પાસે બેનાળી બંદુક ને કારતુસનો હારડો હતાં તે બંને ભાટીયાને આપ્યા. મોતીયા પાસે ધારીયું હતું. દમણીયામાં ફોજદાર એકલાજ બેઠા. બે અઢી વાગે ફોજદાર ગયા હશે. પછી પાંચ સાત મીનીટે મેં આ લોકોને વરતણીયા સાથે મોકલ્યા.

## કોળી લોકોના કાલાવાલા.

કેટલાક વડ સુધી ગયા ને પાછા આવ્યા. કકળવા લાગ્યા કે "સોખડે મોકલશો નહીં. ભુખ્યા છીએ તે ખાવા દો." કહ્યું "ખાઓ પછી જોવાશે." ખાધા પછી ન ગયા ને કહે 'રાતે બહુ જુલમ કર્યો છે-દહેશત લાગે છે તેથી સોખડે મોકલશો નહીં." આગેવાને શું શું જુલ્લમ ગુજાર્યો હતો તે મને કહેલું. માર માર્યો છે-બાઇરાંની ઇજ્જત લીધી છે, વગેરે કહેલું. ખાધા પહેલાંજ વાત કરેલી. મે કહ્યું "અત્યારે તો ખાઓ—પછી બોલાવવા આવશે તો જોઇશ."

## ઉપરી અમલદારને ખબર.

બીજે દહાડે હું વહેલો નાહી ધોઇ આ હકીકત મારા અમલદારને કહેવા વડોદરે આવ્યો. પહેલો વહીવટદાર ખંડુભાઇને ત્યાં ગયા. તે બહાર નીકળી ગયા હતા. પછી લીલે બંગલે પો. ના૦ સુબા પાસે ગયો. ત્યાં ખબર મળી કે ડીસ્ટ્રીકટમાં ગયા છે. ફરી વહીવટદારને ત્યાં ગયા. રવીવાર તેથી ઘેરજ મળ્યા. મેં કહ્યું કે "ચોરામાં બંદુક ફોડી પતરાં તોડી નાખ્યાં છે તે જોવા ચાલો." કહે 'લેખી રીપોર્ટ આપો પછી આવીશ." રીપોર્ટ તો બારનીશીમાં નોંધ્યુ ત્યારે મોકલું ને ? ગાડીનો વખત ગયો તેથી છાણી સુધી મોટરમાં ને પછી ત્રણગાવ આસોજ ઘેર ચાલીને ગયો. પાંચેક વાગે ઘેર પહોંચ્યો. જરા આરામ લઇ છ એક વાગે ચોરામાં ગયો. પછી રાતે ૧૧ વાગે પો૦ ના૦ સુબા સાહેબ

આવ્યા. ટુંડાવ તરફથી ગાડીમાં આવ્યા. આવ્યા બરાબર મળ્યો ને મેડા ઉપર મુકામ હતો. ત્યાંજ બધી હકીકત કહી. પછી રાત થઇ ગઇ હતી તેથી તેઓ અને હું સુઇ રહ્યા. સોમવારે સવારે સાતેક વાગે અમે બેઉ ચોરામાં આવ્યા ને સાહેબે હકીકત પુછી હતી. ઉભા ઉભા પુછી. તે વખત કંઇ લખી લીધું નથી. આગેવાન આવ્યા તેમને પુછ્યું. તેમણે થયેલી તે બધી હકીકત કહી. માર્યા, બઇરીઓની ઇજ્જત લીધી વગેરે કહ્યું. સાંજ-ળીને ચોરામાં જોવા ગયા. કાણ્ણાં પડેલાં જોયાં હતાં. સોખડા નાયબ ફોજદાર પણ સાથે હતો. જોઇને પાછા મેડા ઉપર ગયા. કારકુન નહોતો તેથી તેઓ નાહવા ધોવામાં રહ્યા ને હુંયે ઘેર ગયો.

## તપાસનો રીપોર્ટ.

કારકુન આવ્યા પછી ૧૧ વાગે બધાને બોલાવ્યા ને જવાબ એક પછી એક લેવા માંડયા. હું ગયો નહોતો. હું ચોરામાં હતો તેથી મને ખબર નથી. સવારમાં જોવા ગયા ત્યારે પો૦ ના૦ સુબા સાહેબે મારનાં નીશાન વગેરે જોયાં હતાં. બે ચાર પાંચ સાત દશ જણ આવીને મારનાં નિશાન બતાવતાં હતાં. ૧૦-૧૨ વર્ષની છોકરી (સકી) સુતી હતી ત્યાં જઇને તેનો માર જોતા હતા. છાતી ઉપર સોજો આવેલો દેખાતો હતો. બીજાં નીશાન જણાતાં નહોતાં. છોકરીના બાપને પુછ્યું હતું. તેણે કહ્યું હતું. તે વખતે પંચકયાસ વગેરે થયું નથી. બપોરે પંચકયાસ થયા ત્યારે હું ચોરામાં હતો.

સોમવારે આખો દહાડો પો. ના. સુબા ત્યાં હતા. સવારે આઠ વાગે જુદો પડેલો તે પછી ૧ વાગે ફરી જોયેલા સાંજે ચાર પાંચ વાગે જોયલા પછી હું ગયોજ નથી. તે દહાડે તપાસ કરી હોય તો ખબર નથી. રીપોર્ટ જોઇને કહું છુ કે તા. ૬ઠ્ઠી છે પણ તે મંગળવારે સવારે મળસ્કે મેં લખ્યો હતો. પછી પો. સુબા સાહેબ મુકામ ઉઠાવી સોખડા તરફ ગયા. પંચકયાસ તા. ૭મીનો બતાવ્યો તેના ઉપર મારી સહી છે. પણ મને ખબર નથી. વાચ્યા પછી યાદ આવે છે કે કર્યો હતો. પછી પો. સુબા સા૦ ગયા હતા. પછી આવ્યા નથી. પછી ના. સુબા સાહેબ ભદ્રશીલરાવ તપાસ માટે આવેલા હતા.

રા૦ પાવરી—આ સાક્ષીની જુબાની બધીજ ગેરકાયદેસર અને અસંગત છે.

ના૦ કોર્ટ—તમારો વાંધો ઉપર ચોટીયો છે. નિયમ બહાર શું છે? બધું જ?

રા. નાનુભાઇ—ભદ્રસીંહરાવ આગળ કરેલા સ્ટેટમેંટમાં 'વરતણીયાએ કહ્યું' તે હકીકત છે તે શીવાય બીજું બધું જાત માહીતીથી કહેલું છે તેથી આખુંજ આહ્ય છે.

## ઉલટ તપાસ.

બપોર પછી રા. પાવરીએ ઉલટ તપાસ શરૂ કરતાં મુખી જોરાભાઇએ જણાવ્યું કે ગાડીએથી ઉતરી સીધોજ ચોરે ગયો.

સ્ટેશને ખબર પડેલી કે ચોરામાં તોફાન થયું છે કંપાઉંડમાં ભાટીયા સાથે વાતચીત કરી ઘેર ગયેલો. અંદર ફોજદાર સુતેલા તે મેં જોયેલા.

સવાલ–કંઇ બન્યું ન હોય તેમ સુતેલા ?

જવાબ–તે મને કેમ ખબર ? માથે લુગડું ઓઢીને સુતેલા. કાઠીયાવાડીઓ કંપાઉંડમાં પડેલા. કોઇ સુતેલા–કોઇ જાગતા. હું પાછો આવ્યો ત્યારે ફોજદારે 'બીમાર છું.' એમ કહ્યું નથી. 'પગે ઢીંચણે દુખે છે તેથી દમણીયું આપો' એમ કહેલું. ઉંચુ તેથી ખુરશી મુકી આપી તેના ઉપર ચઢી દમણીયામાં બેઠા. દમણીયું મારૂં હતું. ચાર માણસ બેસી શકે તેવું હતું. અંદર એકલા ફોજદાર બેઠેલા. ગાદલું નાખી આપ્યું હતું. પણ પગ કેમ રાખીને બેઠા હતા તે યાદ નથી. ફોજદાર ૧૧–૧૨ વાગે નહીં, પણ એના સુમારમાં ગયા હતા. ફોજદાર સુતેલા જોયા ત્યારે આ લોકો ઉપર પહેરા બહેરા જેવું જોયું નથી. મેં મોકલવા કહ્યું તે વખતે જ આ લોકોએ વાત કરી. બધા લોકો વડ સુધી ગયેલા નહીં. કેટલા ચોરામાં રહેલાં તે કંઇ હીસાબ ધણી રાખ્યો નથી. વડ આગળથી એમની મેળેજ પાછાં આવ્યાં. બધા નહોતા ગયા તેથી વડ સુધી વરતણીયો ગયો નહોતો. ગામના લોકોએ ખાવાનું આપ્યું કે વેચાતું લાવ્યા તે ખબર નથી. બપોરે ખાધું નથી. મેં ખાવાનું અપાવ્યું નથી. કહ્યું હોય તો યાદ નથી. સાંજે ચાર વાગે

એ લોકોએ ખાધું ખરૂં. ગાંમમાં જેટલું જોઇએ તેટલું વેચાતું સીધું મળી શકે. ચાર દુકાનો છે. જાહેરાત કરવા માટેજ હું બીજા દહાડે વડોદરે રૂબરૂ આવેલો.

## લોકોના કકળાટથી આભો.

લોકોનો કકળાટ હતો તેથી હું તો આભો થઇ ગયો હતો. ફોજદારનો જ ગુનોહ તેથી થાણા મારફત મોકલવાનું મને યોગ્ય નહી લાગ્યું. પો૦ ના૦ સુબાને ફરીયાદ લખી આપી છે તે મારા હાથેજ લખી છે. કહ્યું કે જાહેરાત આપો તે ઉપરથી લખીને આપી હતી. ચોરાને નુકશાન થયું છે તે કસુરદારથી વસુલ થવું જોઇએ એવો વહીવટદારને રીપોર્ટ તા. ૬ ઠીએ કર્યો છે. તે વહીવટદારને ત્યાં હશે. ભુખ્યા હતા. ને માગ્યું તેથી ગામમાંથી અનાજ અપાવ્યું. ના૦ સુબાને તા૦ ૬ડીએ પાછા જતાં મેં જોયા નથી. દીવસે સીપાઇ બોલાવતા હતા ને આ મજુર લોકો અવરનવર ધરમશાળાને મેડે જતા આવતા હતા. ઉપર જાય છે કે કંપાઉંડમાં તે મેં જોયા નથી. કારકુન આવ્યો તે દફતર લેતો આવ્યો કે હતુંજ તે ખબર નથી આ મજુર લોકો ખાવા કરવાનું લેવા ગામમાં ફરે. ચાર દહાડા રહ્યા તે દરમ્યાન માગી ખાધું કે પઇસાથી ખરીદીને લીધું તે મને ખબર નથી ભુખ્યા હતા. તેથી ખાવાની સવડ આપો એમ કહેતા હતા મંજુસરથી મેં તેમના માટે ખાવાનું મંગાવ્યું નથી. હું જાણતો નથી.

જેણે માર બતાવ્યો તે જોયો. કોણે કોણે બતાવ્યો તે મેં કંઇ લખી રાખ્યું છે?

તા. ૭ મીએ ખાઇપીને સાંજના પોરના ત્રણ ચાર વાગે આ લોકો નીકળ્યા હશે. ૨॥ એટલા દીવસ ધરમશાળાના ઓટલા ઉપર રાંધતા હતાં. તેમનાં લબાચા-ઢોર ચોરામાં રહેતાં. ફોજ દાર સવારે જડતી લેતા હતા, તેવું ભદ્રસીંહરાવ પાસે પુછ્યું નથી એટલે મેં કહ્યું નથી. જડતીનો પંચકયાસ થયો હોય તો તે કરનાર જાણે. હું કંઇ જોતો નહોતો. દમણીયું એક વાગે-એક કલાકે પાછું આવ્યું હશે. અમારા કાયમના વકીલ કોઇ નથી. મારા દીવાની કામમાં નંદલાલ-નીકતે સુતરીયાને વકીલ કરેલા. મુનશીને કોઇ દીવસ નહીં. આજ સવારે ગાડીમાં આવ્યો. ઉતરીને સુતરીયાની ઓફીસમાં ગયો જ નથી. મોટરમાં બેસી સીધો ન્યાયમંદીરે ઉતર્યો. માંડવી સુધી ગયેલો. ગાડી અરધો કલાક મોડી-સાડાદશે તો આવી. પછી કેટલો વખત મળે? ઘેરથી જમીનેજ આવ્યો હતો. વર્ષ દોઢ વર્ષ ઉપર લુંટ ચોરીની ફરીયાદ મગન પુલા ઉપર કરેલી. તેમાં કુબેર ખુશાલ મારો સાક્ષી નહોતો. કુબેર લગરીક લંગડો છે. એ આવ્યો હોય. ગામનું પચાસ માણસ આવ્યું છે.

## ફોજદારના ઘરનો કાયદો છે.

એ ફરીયાદ આ ફોજદારે કમીમાં કાઢેલી. ફોજદારના ઘરનો કાયદો છે? કાયદેસર કાઢી નાંખી હશે. ફોજદાર સાથે મારે તો

કશી અદાવત નથી. મગન પુલાને એ ઇંટો આપવાનો હુકમ થયાની ખબર નથી. હું વાપરી ખાઇ ગયો નથી. પણ કાચી હતી તે વરસાદમાં પાણીથી ઢગલો થઇ ગઇ. આ કામમાં ચીમનલાલ ડાકટર ગામમાં પુછવા આવ્યા હતા. મને કંઇ પુછ્યું નથી. તેની સાથે કેટલા માણસ આવેલા તે મને ખબર નથી. ગામમાં ફરતા જોયેલા. કોને ત્યાં ઉતરેલા તે ખબર નથી. તેની સાથે આ મહારાજ (પાગલ પ્રવાસી) ને જોયા નથી. તેને ઓળખતોજ નથી. ઇંટોની પાવતી ફોજદારે લીધી છે કે નહીં તે યાદ નથી. તા. ૬ ઠીએ અને ૭ મીએ હું આસોજમાંજ હતો.

અત્રે વખત થઇ જતાં વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રાખી હતી.

શનીવાર તા. ૧-૩-૩૦ ના રોજ મુકદ્દમાની તપાસ આગળ ચાલતાં મુખી પટેલ જોરાભાઇએ રા. પાવરીની ઉલટ તપાસમાં જણાવ્યું કે તા. ૫ મીએ સવારે આસોજથી મોટરમાં આવેલો. કાઠીયાવાડી લોકોને લઇને વડોદરે આવેલો નહીં. તા. ૪ થીએ એ લોકોને ન. સુ. ની ઓફીસમાં ચીઠી આપીને મોકલ્યા નથી.

અત્રે રા. ઝાટકીયાએ રાહદારી પત્રક સાક્ષીને બતાવી તેના આસન બે અને છમાં રાયસંગ જાતે 'બારીયા ઝાલાવાડી' ને મોતી જેસંગ 'બારીયા મારવાડી' લખ્યું છે અને રહેવાનું ઠેકાણું

ઝાલાવાડ લખ્યું છે. એમ પુછતાં સાક્ષીએ જણાવ્યું કે છોકરાએ લખેલું છે એ લોકોએ જે લખાવ્યું તે લખ્યું હશે.

રા. ઝાટકીયાએ ના. કોર્ટનું ધ્યાન ખેંચ્યું કે ઝાલાવાડ એ ગામ નથી, પ્રાંત છે. અને ઠેકાણામાં ગામ લખવું જોઇએ. વળી આ લોકો જુદા નામ જાત અને રહેવાંના ગામ હકીકત જુદી જુદી લખાવે છે.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે સોખડે ગયા એ શબ્દ મેં સાંજે ચાર વાગે લખેલા છે. શાહીમાં ફેર નથી, ઝાંખા છે. હું વડોદરે જવાનો હતો તેથી લખેલું. વડ આગળથી પાછા આવ્યા તે મેં જોયું. પણ પાછા આવ્યા તેમ સુધારીને ન લખ્યું. કારણ ધાંધલ ઘણી હતી તેથી રહી ગયું.

બારીયા જેવી જાત કાઠીયાવાડમાં નથી થતી તે મને શું ખબર ? એમ સાક્ષીએ કહેતાં રા. ઝાટકીયાએ કહ્યું, "ઠીક છે તે માટે કાઠી-યાવાડી એકસપર્ટ લાવશું,"

પછી રા૦ પાવરીની આગળ ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે ચોરો દુરસ્ત કરવાનું કામ ગામ તરફથી મેં રાખ્યું હતું. પણ મગન ફુલાવાળી ઇંટ તેમાં મેં વાપરીજ નથી.

## સ્ટેશન માસ્તરની જુબાની.

પછી પીલોલના સ્ટેશન માસ્તર ગોકળદાસ કાળીદાસ ( ઉ. ૪૦–જાતે ભાનુશાલી-મુળ રે૦ જામનગર ) એમણે રા૦ નાનુ

બાઇની સર તપાસમાં જણાવ્યું, કે તા૦ ૪ થી જાનેવારીએ રાતે ૯ાા વાગે આસોજથી કાળી લોકો પૈકી બે માણસો તાર કરાવવા આવેલા. મારી ડયુટી રાતના હતી. આ લોકો આવ્યા ત્યારે મારા ડેપ્યુટી મારી પાસે બેઠા હતા-અમસ્તા વાત માટેજ. તે લોકોએ કહ્યું કે "આસોજમાં અમને પોલીસે માર્યા છે, અમારા બે માણસો મરવાની તઇયારીમાં છે, અમારી સ્ત્રીઓની આબરૂ લીધી છે, અમને નગ્ન કર્યા છે, એ બાબતનો તાર મહારાજા સા૦ ને કરવો છે." મેં કહ્યું "મહારાજા સા૦ હમણા નથી." ત્યારે કહે "દીવાન સા૦ ને તાર કરો." તે ઉપરથી તેમના કહેવા પ્રમાણે મેં અંગ્રેજીમાં તાર લખ્યો. હું છઠું ધોરણ અંગ્રેજી પાસ થયો છું. તેને ૧૯ વર્ષ થયાં. 'બઇરાંની આબરૂ લે છે તેનું અંગ્રેજી 'females are attacked' એમ મેં કર્યું 'Rape' શબ્દ મારા જાણવામાં નહોતો. મેં ડેપ્યુટી બેઠા હતા. તેનેપુછ્યું. કે આ શબ્દ બંધ બેસતો છે ? તેણે કહ્યું "બરોબર છે" 'attack' નો સાધારણ અર્થ 'હુમલો' થાય એ ખબર છે. પણ આગળ 'beaten' શબ્દ માર માટે વાપર્યા છે એટલે આ શબ્દથી અર્થ સમજાશે એમ ધાર્યું 'બીટન' શબ્દ બધા માટે અને એટેક શબ્દ બઇરાં માટે જ વાપર્યો છે, રાતે નવ પછી 'એક્ષપ્રેસ' તારજ થઇ શકે. પાવતીમાં મારી સહી છે. એ લોકોએ રૂ. પાંચ આપેલા તેમાંથી અરધો પાછો આપ્યો હતો. દીવાન સાહેબને ભાડું આપવા લખવા માટે એ લોકોએ ખાસ દબાણ કર્યું ને કહે કે તેથી અમે અમારો કેસ બરાબર રજુ કરી શકશું" તેથી

"attend by motor for enquiry, will pay expenses" એમ લખ્યું. ભણેલા નહોતા એટલે અંગુઠાની છાપ લીધેલી, અંગુઠો હોય તેનું નામ લખવું જોઇએ તે પ્રમાણે લખેલું. એ લોકોએ મુખીઓના નામથી તાર મુકાવ્યો. નામ યાદ નથી. જવાબ માટે કહેલું–પણ દોઢ રૂપીયો વધારે માગ્યો એટલે કહે "નથી, આઠ આના છે તેથી ચલાવો." મેં કહ્યું "તેમ ન થઇ શકે." ત્યારે એ લોકોએ કહ્યું કે "તપાસ કરવા આવશે તેથી જરૂર નથી." દશ-સવાદશે તાર રવાના કરેલો. તાર વાંચીને

Pilol B· B. Date 4-1-30

Baroda, 4-1-30

B. B. C. I. Ry.

Words 41.

Dewan Sahib,

Baroda. B. B.

Seriously beaten two men about to die. Females are attacked by police in Asoj. Attend by motor for inquiry will pay expenses. We are hundred males, females, children.

Amtha Raising, Moti Jesang.

(Asoj).

સાક્ષીએ જણાવ્યું કે હા તે મારૂંજ composition છે. Two 'men' about to die, લખ્યું છે તે બે માણસ કહ્યું એટલે "men શબ્દ વાપર્યો. સ્ત્રી-પુરૂષ છોકરો છોકરી એમ કહ્યું નહોતું. સવારે તે લોકો આવ્યા ત્યારે ડેપ્યુટી ડયુટી ઉપર હતા. પણ પેસેંજર ટ્રેન તેથી હું પણ હાજર રહું છું. એ લોકોએ પુછયું કે "જવાબ આવ્યો છે?" કહ્યું "ના." પછી એ લોકો મુસાફરખાના તરફ ચાલ્યાં ગયાં. કયાં ગયાં કયાં નહીં તે ખબર નથી

## ઉલટ તપાસ

રા. પાવરીની ઉલટ તપાસમાં સ્ટેશન માસ્તરે જણાવ્યું કે આવી રીતે બીજા લોકો પણ તાર કરાવવા આવે. ગુજરાતી જાણતા હોય તો ગુજરાતીમાં લખાવી લઇએ. તાર કરવા આવે તેણે લખીનેજ લાવવો જોઇએ તેવો નીયમ નથી. આ લોકોએ કહ્યું તે મેં ગુજરાતીમાં લખી લીધું નહોતું. તે બોલતા ગયા એટલે હું લખતો ગયો. એ બધી વાતચીતમાં અરધી કલાક લાગી. અંગ્રેજીમાં ટુંકામાં ગોઠવવું પડે, તેથી એટલીવાર લાગે. પીલોલથી વડોદરા તરફ સવારે ત્રણ ગાડી જાય છે. ૯-૧૫; ૧૧-૧૫; ને સાંજના ૬-૫૦.

ના૦ કોર્ટ—એમાં પુછવાનું શું છે? એક આનાના ટાઇમ ટેબલથી ખબર પડશે.

પછી સાક્ષીએ આગળ તપાસમાં જણાવ્યું કે આ લોકો આવ્યા ને કર્યું ત્યાં સુધી હું કંઇ જાણતો નહોતો. દરરોજ ટ્રેન ઉપર હાજર રહેતો. તા. ૪ થી એ પણ આ બાબત એક પણ શબ્દ સાંભળેલો નહીં. આસોજ-સોખડાના લોકો રોજ જાય ને આવે. અમને બીજી સોબત નહીં તેથી ડયુટી ન હોય તો પણ રોજ રાતે ૧૦-૧૦ાા સુધી બેસીએ. ૧૮ વર્ષથી રેલ્વેમાં છું. કોચીંગ ટ્રૅફીક રૂલ્સ અંગ્રેજીમાં હોય છે. Accidents Rules & Traffic Manual હોય છે તેમાં માર્ક કરેલો ભાગ અમારે વાંચવાનો હોય છે. એ નિયમોનો સારી રીતે અભ્યાસ કરેલો છે.

## તારના શબ્દોની ચર્ચા.

આ લોકોએ બાઇરાંઓ ઉપર બળાત્કાર કર્યાની ફર્યાદ કરેલી તે 'rape' શબ્દ અત્યારે અહીં પ્રોસીક્યુટર સાહેબે કહ્યો તેથી હવે કહું છું. એ લોકોએ બળાત્કાર નહીં પણ આબરૂ લીધી' એવો શબ્દ વાપરેલો રેલ્વે નોકરો ઉપર 'રેપ' કેસ ('રેપ' શબ્દ અત્યારે કહો છો તે ઉપરથી જ કહું છું.) થયેલા હશે પણ મારા જાણવામાં નથી આવ્યા. એ લોકોએ કહ્યું કે આગેવાનના નામે તાર કરો. બે માણસ મરવા પડયા છે તે કોણ એ નામ પુછવાની જરૂરત નહીં. બે બાઇરાંની આબરૂ લીધી તે કોણ તે નામ પણ પુછ્યું નહીં જરૂરત ન લાગી. Women's honour' એ શબ્દમાં 'ઓનર' એટલે 'માન' જાણું. ઓનર

એટલે ' આબરૂ ' જાણુતો નથી. ભણુતાતા તે વખતે વાંચ્યું. કામને અંગે તાર રોજ કરવાંના હોય-જેવું સ્ટેશન. અમલદારો તપાસણીએ આવે તો રેલ્વેના કામ બાબત અંગ્રેજીમાં વાત કરવી પડ છે. પત્ર વહેવાર સરવીસના અંગે અંગ્રેજીમાં કરવો પડે. attack ના જેવો as:ault શબ્દ પણુ છે. તે જાણું છું.

રા૦ પાવરી-વારૂ ' નિર્લજ ' હુમલો એટલે શું ?

સાક્ષી-Assault 'without shame'

રા. નાનુભાઇ-અંગ્રેજીનો બરાબર નમુનો આપ્યો !

રા. પાવરી-indecent assault એટલે ?

જવાબ-ગંદો હુમલો.

સવાલ-બઇરાં ઉપર હુમલો કરે ત્યારે indecent attack વપરાય કે ?

જવાબ-તે મને ખબર નથી.

સવાલ-Seriously beaten એ શબ્દો મોઘમ કેમ વાપર્યાં ?

જવાબ-અમને બધાને ખુબ માર પડયો છે ને પડે છે એમ કહ્યાથી એવા શબ્દો લખ્યા. સ્ત્રી પુરૂષો બધાના સંબંધમાં છે. બે માણસો આવ્યા તેનો માર જોયો નથી. તેણે બતાવ્યો નથી. અમે પુછ્યું પણુ નથી. જાતે આવ્યા વગર તાર મોકલનારનું નામ લખી શકીયે. તારનાં ફાર્મ ૧૦મી તારીખ પછી દરેક શનીવારે મોકલી

આપીએ છીએ. શનીવાર ચુકી જઇએ તો કારણુ બતાવી તરત જ મોકલી આપવું પડે. મહીનામાં બે વાર મોકલીયે. અજમેર મોકલવાના હોય છે. તારનું ફાર્મ અજમેર મોકલી આપ્યા પહેલાં. પ્રજામંડળવાળા ઓફીસમાં આવ્યા નથી.

## જુબાની આપવાની ના.

પછી આવેલા. બે ત્રણુ જણુ હશે. હું ડયુટી ઉપર હતો કે કેમ તે યાદ નથી. તે વખતે એકલો હતો કે કેમ તે યાદ નથી. તેમાં એક લંગડા ગૃહસ્થ હતા તે મેં જોયું નથી. એક માણસે કહ્યું કે "હું પ્રજામંડળનો મંત્રી છું. ને તમે આસોજમાં કેસ બન્યો છે. તે સંબંધમાં જુબાની આપશો ?" મેં ના પાડી.

રા૦ પાવરી-એ લોકો તા૦ ૧૦ મીએ આવ્યા હતા ?

સાક્ષી—ના, હું ચોકસ કહું છું કે એ લોકો ૧૦ મી પછી જ આવ્યા હતા.

રા૦ પાવરી-આવું ચોકકસ યાદ રહેવાનું કારણુ ?

સાક્ષી—કારણુ કે તે પછી બે ત્રણુ દહાડે સર ફોજદાર અમારી જુબાની લેવા આવેલા હતા. પ્રજા મંડળવાળાને એટલું જ કહ્યું કે 'તમે ખાનગી ગૃહસ્થો છો તેથી કંઇ ન કહી શકુ.' સર ફોજદાર કયારે આવેલા તે યાદ નથી. પહેલાં એકવાર અમસ્તા આવેલા. તે પછી પ્રજા મંડળવાળા આવ્યા પછી બે ત્રણુ દીવસે આવેલા તે જવાબ લેવા. મારો જવાબ તા૦ ૨૭મીએ

ચયો કે કેમ તે યાદ નથીં. મારા ડેપ્યુટી ત્યાંજ હતા. મને તાર બતાવ્યો તે આધારે મોતીં જેસંગ અને અમથા તાર મુકવા આવેલા તે નામ જવાબમાં કહેલાં. અંગુઠા ચાપનાર ને તાર મુકાવનાર જુદા શખ્સો છે તે મને તે વખતે ખ્યાલ નહોતો. એ ખ્યાલ જવાબ થતો હતો ત્યારે મોજુદ તો હતોજ. સર ફોજદારે જવાબ વાંચી બતાવેલો, પણ આ બાબત તેણે પુછી નહીં ને મને જરૂર લાગી નહીં તેથી ન સુધરાવ્યું. પ્રજા મંડળવાળાએ " અમે કહીયે તેમ આ તારનો અર્થ કરજો" એમ મને કહ્યું નથી. મેટ્રીકની પરીક્ષામાં હું બેઠો હતો. ૧૯૧૧ માં એકજ વાર. તે વખતે અંગ્રેજી કમ્પોઝીશન માટે કઇ ચોપડી ચાલતી હતી તે અત્યારે શું યાદ ?

રા૦ પાવરી–તારમાં Women's abiu (આબરૂ) looted એવી સાદી ભાષા વાપરવાની જરૂર તમને કેમ ન લાગી

જવાબ–સાધાધણ અંગ્રેજી જાણનાર આવી ગામડીયા ભાષા જાણી જોઇને શું કામ લખે? 'attack' એટલે બૈરાંની આબરૂ લીધી એવું મેં વાંચેલું નહીં પણ તે વખતે સાધારણ બુદ્ધીથી લાગ્યું તે લખ્યું.

રા૦ પાવરી–જવાબના પઇસા ભર્યાં ન હોતા છતાં એ બોઠા સવારે જવાબ માટે કેમ આવ્યા ?

જવાબ–તેની મને કેમ ખબર ?

સવાલ-નાગા કર્યાનું અંગ્રેજી ?

જવાબ–made nacked.

સવાલ—એ વાત તારમાં કેમ ન લખી ?







જુરીનાં ગૃહસ્થો.

મી. ચીમનલાલ ભાવસાર. મી. ફુલચંદ ઇશ્વર. મી. નગીનદાસ રામનારાયણ.



સરકારી વકીલ શ્રી. નાનુભાઈ મઝમુદાર



સરકારી વકીલ શ્રી. ગીરધરલાલ ડોસાભાઈ.

જવાબ પૈસાની તંગીને લીધે અને દીવાન સા. તપાસ માટે આવશે ત્યારે બધું જણાશે ધારી ગરીબ માણસને ખાડામાં નહીં ઉતર્યા." જેમ બને તેમ ટુંકાણમાં ને ઓછા ખર્ચે થાય તેમ કરજો" એમ એ લોકોએ કહેલું.

રા. પાવરી—અમે સો માણસ બઈરાં છોકરાં છીએ એ વાત તમે તારમાંથી ગાળી ન શકત?

જવાબ—તે માટે તેમણે ખાસ આગ્રહ કર્યો હતો તેથી લખ્યું, ને વધુ ન લખતાં આઠ આના પાછા આપ્યા,

અત્રે ઉજા સુરાને હાજર કરી બતાવતાં તે માણસ તાર મુકવા આવેલો કહી સાક્ષીએ તેને ઓળખાવ્યો હતો અને રા. પાવરીના વધુ સવાલનો જવાબ દીધો કે તે પછી તેને આજે જ જોઉં છું. તેણે આ કારતુસનું ખોખું મને બતાવ્યું હતું.

## બાઈ પારવતીની જુબાની.

પછી બાઇ પારવતી ( ઉ. વર્ષ ૨૦ ) ને સાક્ષી માટે રજુ કરતાં તેણે રા. નાનુભાઇની સર તપાસમાં. ત્રણે આરોપીઓ ને ઓળખાવી ભાટીયો અહીં નથી એમ કહી, આસોજ આવ્યા ચોરે લઇ ગયા ત્યાં માર્યાં—નગ્ન કર્યા—ભડાકા કર્યા-ઇંદ્રિઓ પકડાવી—ઉઠ બેસો કરાવી ને મારી કુટીને બહાર કાઢયાં. વગેરે હકીકત બીજા સાક્ષીઓના જેવી કહી જણાવ્યું કે ફરીથી સકીને અંદર બોલાવી. પછી ઝબુને લઇ ગયા. તે વખતે અમે બહાર

બેઠાં હતાં તે અંદર દેખાય નહીં. પણ રોટલો બે રોટલા ખવાય એટલીવાર લાગી. પછી મને મોતીયો ચોરામાં ઘસડી ગયો ને ઓરડી પાસે ઉભી રાખી. દીવો કે બતી કંઇ નહોતું.

## કુતરાની પેઠ ચોંટયો.

ભાટીયો મને ઓરડીની અંદર લઇ ગયો. ને કહે "ઉતાર તારાં લુગડાં" માર મોઢે લુગડાં ઉતરાવ્યાં ને કુતરાની પેઠે જબર જસ્તીથી ચોંટયો. ને બાથોબાથ કરીને મને નીચે પાડી દીધી. કંઇક પાથરેલા જેવું હતું-કઠણ હતું. હું રાડો દેવા માંડી એટલે મોઢા આગળ હાથથી ડુંચા દીધા. મેં એક બે બુમો પાડેલી. પછી ઇજ્જત લીધી. મારા બે હાથ ઝાલી રાખ્યા. ઘણી ખેંચતાણ કીધી પણ સાત વાઘ ધરાય તેવો માથે હતો તે શું કરૂં?

## આબરૂ લઇને છોડી.

મારી આબરૂ લીધી ને પછી છોડી. મને બહાર કાઢી ત્યારે મોતીયો કાશીને ખેંચતો હતો. મેં કહ્યું "રાંડ અંદર તો ઇજ્જતું લે છે. કયાં જાય છે?" પછી કાશીએ ખેંચતાણ કરી ને મોતીયાએ આંચકો મારતાં છોડી પડી ગઇ. અમે લીંબડી પાસે બઇરાં ભેગાં બેઠાં હતાં. બઇરામાં મેં કહ્યું કે અંદર ઇજ્જતુ લીધી. મેં કહ્યું પછી ઝબુ બોલી કે "મારીયે ફોજદારે ઇજ્જત લીધી."

અત્રે વખત થઇ જતાં નાο કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

બપોર પછી કામ ચાલુ થતાં રાο નાનુભાઇએ ભદ્રમાં સાક્ષીનો થયેલો જવાબ વાંચી બતાવતાં સાક્ષીએ કહ્યું કે તે બરાબર છે.

## જોગમાયાનું ફાનસ.

પછી રા પાવરીએ ઉલટ તપાસ લેતાં સાક્ષીએ જણાવ્યું કે અમારી સાથે ફાનસ નથી. હતું તે ફુટી ગયું છે. હોય તો દીવો બાળીયે. ઘી તેલ જે જડે તે બાળીયે--માતાના થાનક તરીકે શું કામ ? અજવાળા સારૂ બાળીયે. જોગમાયા માતાને માનીયે તો દીવો કરીયે. તે આખા મલકની માતા છે–અમારી એકલાની નથી. બળીયા નીકળ્યા હોય તો દીવો કરીયે. માતાનું થાનક સતાપરમાં છે. જોગમાયાનું ફાનસ જ્યાં જઇએ ત્યાં હોય. માતાને બકરાં–દોરાંની માનતા હોય ત્યારે ચઢાવીયે, આડે દીવસ નહીં. દર પચાસ રૂપીયા કમાયે ત્યારે એક એક બકરો ચઢાવતાં નથી. અમે તો મજુરી કરીએ છીએ–ચોરી બોરી કરતાં નથી. દેશમાં પાછા જઇએ ત્યારે બકરાં ચઢાવતા નથી. રામસંગ જીવણે અમદાવાદ સેંο જેલમાં સજા ભોગવી છે તે મને ખબર નથી. કડી તાલુકાના મણીપુરામાં પટેલ નાનજી ઉકાને ત્યાં અમે કોઇએ ચોરી કરી નથી. અમદાવાદમાં લાકડીયો પુલ જોયો નથી. ત્યાં અમે 'ઓડ' લોક છીએ એમ

પોલીસને કહ્યું નથી. અમે જુદા જુદા ગામે ચારણ–કુંભાર એમ જુદી જુદી જાત તરીકે ઓળખાવ્યા નથી. વીરમગામના અઢાર ગામે હરીશંકર પ્રભાશંકર કે કોઇને ત્યાં અમે ચોરી કરીજ નથી.

ઇડરની ચોરીમાં અમથા ને રામસંગનાં નામ આવ્યાંની મને ખબર નથી અત્યાર સુધી સોએ સો માણુસ અહીં રહ્યા છીએ. કેસ પુરો થશે એટલે મજુરી કરવા જશું. ભાટીયો નામ પુછી સકીને અંદર લઇ ગયો ત્યારે આ ચારે જણુ અંદર હતા તે હું કયાં જોવા ગઇતી? બારણું આડું હોય કે ઉઘાડું તે મને શી ખબર? સકી બહાર આવ્યા પછી આદમીયુંને બોલાવ્યા. અંદર બંદુકનો અવાજ થયો ત્યારે અમે ધસી ગયાં નથી. અંદર મારો ધણી ને બીજા ગયા હતા. ધણીને માર્યો પણ મુઢ માર તેથી નીશાન બીજે દી પણ કયાંથી દેખાય? ભદરમાં બધીયે હકીકત કહી છે. ન લખ્યું હોય તો કેમ ખબર? મને ફોજદારે બેત્રણ બંદુકના કુંદા માર્યા. વાંસામાં ને જ્યાં આવે ત્યાં તે વખતે છોકરૂં મારા હાથમાં હતું. મોતીયાએ ધારીયાના ધોકાના બેત્રણ ઠોંસા વાંસામાં માર્યા હતા. બધાને ઝુડતા હતા. કોને શું માર્યું તે કયાં જોવા બેસું! તે વખતે અજવાળું હતું. ફાનસ કયાં હોય ન હોય તે શી ખબર?

## ઝબુને ખુબ વેળા અંદર રાખી.

સફીને પાછી મોતીયો લઇ ગયો હતો. નામ પુછ્યું કે સુજે ઇ કયુ" હોય–પણ તે થોડીવારે પાછી આવી મોતીયો કહે "ઝબુ કેનું નામ" ઝબુએ કહ્યું મારૂ નામ. એટલે તેને લઇ ગયો. ઝબુ બહાર આવી. તેને રોટલો-દોઢ રોટલો ખવાય તેટલી વેળા થઇ હશે. ઝબુને બારણામાં પાછી બહાર નીકળતાં યે મેં જોઇ નથી. આવીને બેઠી તે ભાળી. પછી મોતીયાએ પુછ્યું કે 'પારવતી કેનું નામ?' મેં કહ્યું 'મારૂ નામ.' અમારામાં ચાર પારવતી નથી. હું એક છું બધાંનાં નામ જાણુતી નથી. ઝબુ એ હશે. મેં જતી વેળા છોડીને મારા ધણીને બોલાવીને આપી. મોતીયે કહ્યું કે 'તારી છોડીને અહીં છોડી દે" એટલે આપી. હું જવા લાગી ત્યારે ઝબુ બોલી નહીં. રડતી હતી તે સવારે માણસું કહેતાં હતાં. મોતીયો મને જબરીથી લઇ ગયો બારણા સુધી હું ગઇ ને આગળ ઉભી રહી ત્યાંથી ભાટીયે આવી પગથીયાની માલીકોર ઠોંસા માર્યા. કેટલા માર્યા તે પારજ નથી. 'શીદને મારો છો' એમકહી રાડુ દીધી. પણ જબરીથી લઇ ગયો. આદમીયું છોડવવા માર મોઢે કોણ આવે? તે ચોરામાં ઓરડી છે તેની અંદર લઇ ગયો. આથમણું બારણું બંધ થયું કે નહીં તે અંધારામાં મને શી ખબર? હું ચોરામાં મોટા ઓરડામાં હતી, ત્યારે આ ત્રણ જણ કયાં હતા તે અંધારામાં મને શી ખબર? ફાનસ નહોતું.

## ખરાબ કામનો વહેમ પડયો.

ઓરડીમાં ઘસડી ગયો એટલે વહેમ તો પડેજ ને કે ખરાબ કામ વાસ્તે ઘસડી જાય છે? કપડાં ઉતારતાં પહેલાં મેં બુમ પાડી નથી ઓરડીમાં લઇ જઇ કેટલાય ઠોંસા માર્યા. આઠ–નવ–દશ માર્યા. ને પરાણે લુગડાં ઉતરાવ્યાં. માર મોઢે લુગડાં મેં કાઢયાં કાઢતાં કાઢતાં મેં બુમ પાડી નહીં, બાઝયો ત્યારે પાડી.

## કુતરાની પેઠે બાઝીને ઉપર ચડી બેઠો.

મને રસોડાના વચલા ભાગમાં રાખી કુતરાની પેઠે બાઝીને જોરથી પાડી દીધી. હામુકાં લુગડાં ઉતરાવી નાખ્યાં હતાં. લુગડું કે કંઇક પાથરણું હતું. 'મારી નાખશે બાપલીયા'–એવી એક બુમ તાણીને પાડી એટલે તેણે મારા મોઢા ઉપર હાથથી ડુચો દીધો. હું ઘણી તડોમાર કરતી હતી તો પણ એ મારા ઉપર ચઢી બેઠો. પછી એણે મારાં બાવડાં ઝાલી રાખ્યાં હતાં. ઇજ્જત લે છે. એવી બુમ મારની બીકે ન મારી. હું પગથી જોર કરતી હતી પણ સાત સાવજ ધરાય એવો રાખસ કયાં ખસવા દે એવો હતો? મારા પગ તેના પગ ઉપર–સાંથળ ઉપર રાખ્યા હતા ને એ છાતીના ઉપર ચઢી બેઠો હતો. પરાણે ચઢી બેઠો એટલે પગ જોડી નાખેલા નહીં. મારૂં શરીર બધું ઘસાઇ ગયું હતું. પગ ચીરાઇ ગયા હતા. વાંસો ૨૦ ૨૫ દહાડે મટી ગયો. પગ ૧૫ દીસોરા મટી ગયા. આસોજથી ચાલીને અહીં આવેમાં.

મોટે દવાખાને હું નથી ગઇ. પડી રહેલી. દવા કરાવ્યા વગર આ છોલ-બોલ બધું મટી ગયું. ભાટીયાએ પહેરણ ને ધોતીયું પહેર્યું હતુ. તેણે એ લુંગડાં ઉતારી નાખ્યાં નહોતાં. તેનાં કપડાં બગડેલાં હતા તે મને શી ખબર? મારા સાથળે રેલા ચાલતા હતા તે ઘાઘરેથી લુછી નાખ્યા. તે ઘાઘરો કોઇને બતાવ્યો નહીં. ઘાઘરો પહેરી-સાડલો માથે ગોટો ઓઢીને એમને એમ બહાર નીકળી ગઇ. ઓસરીમાંથી બહાર નીકળવા ગઇ ત્યારે બારણું ઉઘાડું ભાળ્યું.

ના૦ કોર્ટના સવાલમાં જણાવ્યું કે ભાટીયો પહેલો બહાર નીકળ્યો હતો.

## બીજા બૈરાંને ચેતવી દીધા.

સાક્ષીએ આગળ જણાવ્યું કે, ચોરાનું બારણું ઉતરતાં કાશી મને મળી તે વખતે મેં કહ્યું કે 'રાંડ! એણી મેર કયાં જાય છે, માંય તો ઇજ્જત પાડે છે.' મેં તાણી ને કહ્યું. બધાંય બૈરાં બેઠાં હતાં ત્યાં જઇને મેં વાત કરી. ત્યાં પણ તાણી બોલી કે "માંય ઇજતું લીધી." કાશી પાસે તેનું છોકરૂ કેમ રાખ્યું તે મને શું ખબર? રાતે ધણી પાસે બેઠો હતો. છોકરો મને દેવા આવ્યો હતો. તે વખતે મેં તેને વાત ન કરી--સવારે કરી હતી. ઝબુ પણ બોલી કે "ઇજ્જત લીધી." કોઇએ શીખવાડયું નથી. મેં ફજેતો કર્યો એટલે તેણે પણ કર્યો. થયું હોય તે કહેવું કે નહીં?

ઓરડાની જગા ખાડા ખડબાવાળી હતી કે કેમ તે ખબર નથી. પણ કઠણ હતી. પછી તો અમે છોકરાં તેડીને બેઠાં હતાં ઉંઘ તે શેની આવે ?

રા. પાવરી–જુવો, હું પુછું છું કે ભુખમ ને લીધે, ને આ ખવડાવનારા મળ્યા તેથી તમે જુઠું બોલો છો. એ ખરૂં ?

સાક્ષી–ના, ના. ખોટું બોલતાં નથી. બન્યું તે બધું સાચુંજ કહીએ છીએ. મારો ધણી દવાખાને ગયો કે કેમ તે મને ખબર નથી. હું દવાખાને ગઇ નથી ત્યાં તો ચાર ચાર રૂપીયા માગતા હતા. જાતાં તે કહેતાં કે ટીકસ માગે છે તે અમે કયાંથી આપીયે ?

ભદરમાં બધું કહેલુંજ છે. ઘડીયાળ જોતાં મને નથી આવડતું. અરધી રાત હતી. અત્યારે કેટલા વાગ્યા તે શી ખબર ?

અત્રે જુબાની પુરી થતાં કામ સોમવાર ઉપર મુલતવી રહ્યું હતું.

## ભગવાન જીવાડે તો ખરૂં.

સોમવાર તા. ૩–૩–૩૦ના રોજ સુનાવણી આગળ ચાલતાં સરકારી વકીલની મુખ્ય તપાસમાં સાક્ષી બાઇ પાલુએ (ઉ. વ. ૨૫) જણાવ્યું કે મારા ડાબા હાથને વાગ્યું હતું. હમણાંજ થોડા દીવસ ઉપર પાટો છુટયો છે. ભાટીયાએ ચોરાની અંદર

મને ધોંકો મારેલો, ને વખતે આદમી ને બઇરાં સંધાય હતાં. આરોપીઓને ઓળખવાનું પુછતાં બાઇએ જણાવ્યું કે તમે ન કહો તોય હું ત્રણને જોઇ શકું છું કે અહીંજ છે. ભાટીયો અહી નથી. પછી તળાવે મુકામ કર્યો ત્યારથી ચાર જણા, આવ્યા, ભડાકો કરી મારતા મારતા ચોરે લઇ ગયા, ભાટીઓ સકીને ઝાલીને લઇ ગયો. તે અંદર રાડુ દેતી હતી, પછી બહાર કાઢી આદમીયું ને લીધા, મારઝુડ કરી વગેરે હકીકત બીજા સાક્ષીઓના જેવી કહી જણાવ્યું કે અમે બહાર હતાં અને અમને તો થયું કે હવે ભગવાન અમારા ધણીયું ને ભાઇયુંને જીવતા મોકલે ત્યારે ખરૂં.

## "રાંડું માનો."

પછી અમને બઇરાંને લઇ ગયા. કોકનું ફાળીયું હતું. તે કહે રાંડું માનો, તમારા ભાઇડાનું છે." ન માન્યાં એટલે મારઝુડ કરીને ભડાકા કરી નાગાં કર્યાં. ચારે જણા અંદર હતા. આ મુખી શીખવાડતો હતો ને ત્રણ જણ મારતા હતા મુખીએ મનેછાતીમાં ધમ દઇને મુકકો માર્યો, મોતીયો ધારીયાના ધોકાથી મારતો હતો ને ગમે ત્યાં છાંતીએ હાથ નાખી દુધની સેરૂ કઢાવતો હતો. ભાટીયો ધોંકા મેલતો હતો. નવસ્ત્રાં કર્યાં ત્યારે એક હાથમાં છોડી હતી.

## ઢાંકતા હાથ ઉપર ઘોકો.

ડાબો હાથ ઢાંકવા સારૂ આડો કર્યો હતો એટલે ભાટીયે ઘોકો માર્યો તેથી મારો હાથ ભાંગી ગયો. કપડાં ઉતરાવ્યાં તે અમારા ભાયડાઓાં આવ્યા પછી. નાગાં કરીને ઉઠબેસું કરાવી. અમારી ભેગાં ત્રણ છોકરાં હતાં, તેના કાન ઝાલી ઝાલીને ઠોઠ-બુઠ માર્યાં ને ગાલો સુજવી દીધા ને છોકરાંને કહે "માનો, આ તમારા બાપનું ફાળીયું છે." ઝબુને તેના સગામાં કાકો હતો. બીજું કોઇ સગું નહોતું. મોંઘી ફાળીયું ન માની, એટલે ફોજદારે ગળચી પકડી મારી પાડી નાખી.

પછી સાક્ષીએ વધુ તપાસમાં જણાવ્યું કે સફીને પાછી લઇ ગયા. ને તેની પાસે નામ પુછીને ઝબુ તથા પારવતીને એક પછી એક નામથી બોલાવી મોતીયો અંદર લઇ ગયો. ઝબુની એક બે રાડુ સાંભળી હતી. ફોજદાર ને ભાટીયો માંય હતા. મોતીયો ધારીયું લઇ બારણા આડો ઉભો હતો ને આ પટેલ બારણા આગળ છાપરી છે ત્યાં બેઠા બેઠા શીખવતા હતા કે આમ કર તેમ કર. ઝબુ આવી એટલે મોતીયો પારવતીને કાંડુ ઝાલીને લઇ ગયો તે માલીપા ગઇ પછી તરતને તરત મોતીયો કાશીને પકડી ગયો. પારવતી પાછી આવતાં કાશીને સામી મળી ને કહે રાડુ, કયાં જાઓ છો ઇંયાં તો ઇજતું લે છે." મોતીએ આંચકો માર્યો તેથી છોડી પડી ગઇ. તેથી કાશી પાછી આવી. તેની છોડી ચાર દી ધાવી નહીં ને મરી

ગઇ. સકીની છાતી મારથી રાતી ચોળ થઇ સુજી ગઇ હતી તે મેં જોઇ હતી. છોડી કહેતી હતી કે મને પછાડી હતી. તેને મા નથી. અમે સગાં સાથે તે જોઇએ. માર જામી ગયો તેથી છોડી મરી ગઇ. તેની પીશાબ કરવાની જગ્યા અમે તપાસી નથી. ભાટીયો 'આવ મારી દીકરી, આવ બેટા !' કહી લઇ જતો ને બચીઓ ભરતો ને મનાવતો કે "માન તારા બાપનું ફાળીયું છે." એમ સકીએ કહ્યું હતું

## સ્ત્રીઓની છાતી ઝાલે તે છોડેજ નહિં.

મોતીયો ને ભાટીયો બધાં બાઇયુંની છાતીઓ દાબતા ને ખેંચતા તેથી દુધની સેરો ઉડતી હતી. ભાટીયો ને મોતીયો છાતીયું ઝાલે તે છોડેજ નહીં

## ઉલટ તપાસ.

રા. પાવરીની ઉલટ તપાસમાં જણાવ્યું કે મારા ધણીનું નામ શંકર હરી પરણી ઇ ખબર પણ કેટલાં વરસ તે ખબર નથી. ઉંમર વીસ વરસ થયાં હશે. એક છોડી ને એક છોકરો છે. મારો જવાબ અત્યાર સુધી કેથે થયો નથી. મેં કોરટનું બારણું ભાળ્યું નથી.

અત્રે સાક્ષી 'ગભરાઇ જાઉં છું' કહી રડી પડી અને કહ્યું કે મારે બે છોકરાં છે, બાકી તો હુંજ છોકરાં જેવી છું.) મારા ધણીએ કહેલું કે તેને વાગેલું છે. નીશાન મેં જોયાં નથા. મારી

છો઼ી ઼ાખમાં હતી. પણ તેને વાગ્યું નથી. તળાવેથી ચોરે આવતાં અમે સૌથી પાછળ હતાં. મોતીયો ને ભાટીયો અમારી વાંસે ને વાંસે બાયડીઉંના ઘેરામાં ને ઘેરામાં ચાલતા હતા. ને છાતીયું ઝાલતા હતા. મારી છાતી ઝાલી હતી. મારો ધણી મારી સાથે હ઼ો. ઝબુ–પારવતી વગેરે મોઢા આગળ હતાં. બધાની છાતીયું ઝાલી હતી. આદમીયું અમારી હારે હતા. તે કંઇ કહેતા નહોતા. ફોજદાર ને પટેલ સઉથી મોરે ચાલતા હતા. દમણીયું સવાર સુધી ભાળ્યું જ નથી.

સવાલ–તમે બધાં ચોરામાં આવીને બેઠાં પછી ફોજદારે મોતીયાને હુકમ આપ્યો કે આ લોકોની જડતી લે?

જવાબ–હા. દી ચઢ્યો ત્યારે ઝડતી લીધી, હતી. ફોજદાર મેડે ગયા કે સુઇ રહ્યા તે હું સમજું નહીં. પછી આદમીયુની જડતી લીધી, તે વખતે આથમણું બારણું ઉઘાડું હતું. જડતીમાં કશું ન નીકળયું. હાથે કેદી કેદીને જોયું, કંઇ ન નીકળયું.

ના૦ કોર્ટ'–ક્યારની વાત કહે છે?

સાક્ષી–દી ચઢ્યો ત્યાર પછીની.

રા૦ પાવરી–રાતે જડતી લીધી એમ કહ્યું ને?

સાક્ષી–ના ના, રાતે જડતી લીધી જ નથી. રાતે તો પાઘડા માટે માર્યા, કહે "માનો સાલાઓ!" બારણું ઉઘાડું

હતું. પણ મોતીયો આડે ઉભો રહેતો તે કોનાથી જવાય? અવાજ કર્યો ત્યારે પણ અમે ગયાં નહોતાં. ભાઇડાને કાઢયા ને તરત ને તરત બાયડીયુ ને અંદર લીધી. કયા આદમીને શું માર પડયો તે મને ખબર નથી. અમને અમારી ખબર.

સવાલ–ભાટીયાએ સકીને બહાર બચીઓ કરી ને કહ્યું ને કે 'ચાલ, મારા બેટા! અંદર ચાલ.'

જવાબ–હા. કહ્યું. સકીને અંદર એક બે કલાક રાખી હશે–ઘડીક અરધીક કલાક સુધી રાખી હશે કલાક અરધી કલાકમાં હું શું સમજું? અમે તો અભણ છીએ.

સવાલ–ભાટીયો સકીને પાછી બહાર મુકી ગયો તે વખતે બચી નહોતી લીધી?

જવાબ–ના.

સવાલ–કહે બેસ.

જવાબ–હા, કહે બેસ.

## નાગો ભાગ ઢાંકે ત્યારે મારે.

પછી સાક્ષીએ જણાવ્યું કે બૈરાં એકલાં અંદર હતાં તે વખતે મને મારી નથી. કપડાં નહોતાં તેથી નાગો ભાગ ઢાંકવા હાથ રાખેલો ત્યારે મારી. ત્યારે ભાટીઓ ડાબે પડખે હતો.

તેણે મારા ડાબા હાથ ઉપર ધોકો માર્યો. કયે હાથે માર્યો તે કહી શકું નહીં. સૌથી પહેલો માર આ ધોકાનો પડયો તે વખતે પણ છોડી કેડેજ હતી. ફોજદારે તરત વાંસે ને વાંસે છાતીમાં બંદુકનો કુંદો મેલ્યો. તે વખતે હું પડી ગઇ હતી. છોકરૂં પણ પડી ગયું હતું. હાથે લઇને બેઠી થઇ ગઇ. છોકરૂં થડમાં જ પડી ગયું. તેનું માથું નથી ફુટયું. ચોરામાં પત્થર નહીં પણ આ રૂમમાં છે તેવી સીમેટની જમીન છે. છોકરાને એક હાથે એઠું કરીને તેડી લીધું. બીજો હાથ ભાંગી ગયો હતો ને દુ:ખતો હતો ને કળતરે બહુ થાતી હતી. ઉભી થઇ એટલે પટેલે ઢેકો મેલ્યો. એટલે હું પડી ગઇ છોકરૂએ પડી ગયું. પાછું ઉંચકીને તેડી લીધું. ડાબા હાથે ઢાંકી રાખી જમણા હાથે કાખમાં છોકરૂં તેડી ભુંઠ ઝાલી ઉઠબેસુ કરી. સંધાય પાસે કરાવી બીજા છોકરાંના ગાલ સુજાડી દીધા હતા. મારાં છોકરાંને માયુઁ નથી. કયાં વાગ્યું કેમ વાગ્યું વગેરે મારા ધણીએ રાતે પુછયું નહીં. સવારે કીધેલું.

## "જવાન કોણ છે ?"

સફીને અંદર પુછતા હતા કે "જવાન જવાન કોણ છે ?" તે મેં સાંભળેલું. હવે તો આબરૂ લેવાની વાતો થાય છે એમ અમે સમજયાં ને આદમીયું સમજી ગયા કે ઇજ્જત લેવાશે. ઝબુને મોતીયો લઇ ગયો તે તેનો ધણી જાણે કે પુછવા લઇ જાય છે. ઝબુ એ છે. જબાની આપવા આવી તે નીચી છે ને

બીજી ઝબુ ઉંચી છે ને દેખાવડી છે. ઝબુ અંદર ગયા પછી તરત રાડ પાડેલી નહીં. એક બે રાડ સાંભળી હતી બહાર આવી ત્યારે તેણે કંઇ કહ્યું નથી કે કોઇ બીજું વાત કરવા ગયુ નથી. ઝબુ બહાર આવીને બેઠી ને પારવતીને મોતીયો લઇ ગયો. પારવતી તેની છોડીને અંદર લઇ ગઇ હતી. પારવતી બહાર નીકળી ત્યારે કાશીને લઇ જતા હતા તે ચોરામાં મળી ને કહે 'જશો મા રાંડુ, ઇજ્જતું લે છે.' પછી કાશી ન ગઇ ને તે તથા પારવતી બંને લબાચા પાસે આવીને બેઠાં. પછી ઉંઘ તે કોને આવે? બધાં બેઠાં રહ્યાં.

તીડ પડયાં ત્યારે મજુરીએ પહેલાં નીકળ્યાં છીએ. ભારા વેચીને ખાઇએ. શેર લાવીએને શેર ખાઇએ. સવારે સંધાયે સોખડે જવા વડ સુધી ગયાં હતાં. સકી પણ માથે પોટકું ઉપાડી ચાલતી હતી. પછી પટેલ બોલાવી લાવ્યા. તે પહેલાં પટેલ ત્યાં આવેલા જ નહીં. આસોજમાં એક સુબા સાહેબ આવ્યા ત્યારે મારો હાથ બતાવ્યો હતો. મીઠું ને હળદર ભરી હતી. સવારે ધણી લાવ્યો ને ખાંડી ઉની કરીને ભરી. અહીં દવાખાને જતી. આસોજથી આવ્યા ત્યારે હું ખાલી હાથે આવી હતી. મારાં છોકરાંને મારા ધણીએ ને છોકરીએ તેડી લીધાં હતાં. અમે ચોરામાં હતાં ત્યારે પટેલ ને ફોજદાર ત્યાં ન હતા એ વાત ખોટી છે.

અત્રે વખત થઇ જતાં ના. કોર્ટ વીશ્રાંતી લેવા માટે ઉઠી હતી.

## હરગોવન ઈશ્વરની જુબાની

બપોર પછી કામ શરૂ થતાં આસોજના રહીશ ઘાંચી હરગોવન ઇશ્વરે રા. નાનુભાઇની સર તપાસમાં જણાવ્યું કે ચોરાથી સોએક ફુટ મારૂં ઘર ને દુકાન છે. એ સંબંધમાં કેટલીક રકઝક પછી સાક્ષીએ જણાવ્યું કે દોઢ બે મહીનાને આશરે રાતે ચોરામાં બંદુકના બે ત્રણ ધડાકા થયેલા. રાતના એક બેના સુમારે અવાજ સંભળાયા એટલે ઘરમાંથી બહાર ન નીકળ્યો. દશ દશ પંદર પંદર મીનીટે બે ત્રણ અવાજ થયેલા. એ લોકો બુમો પાડતા હતા કે 'ઓ બાપરે, માર્યા, માર્યા.' બુમો સાંભળી હતી. પછી થોડી વારે હું ઉંઘી ગયો. સવારે ચોરા આગળ સોએક માણસો કાઠીયાવાડના ગરીબ લોકો પડેલા તે જોયેલા. બે ચાર દીવસ પછી ભદ્રસિંહરાવ આવેલા જવાબ લીધેલો. જાણતા હતા તે હકીકત કહી. તે વાંચી બતાવતાં બરાબર છે.

રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે, ભદ્રસીંહરાવ પહેલાં કોઇને વાત કરી નથી. કારણ અવાજ થયા તે સૌ જાણે. જવાબ થયો ત્યારે જોરાભાઇ પટેલ હાજર હતા. પ્રજામંડળના ગ્રહસ્થો હાજર હોય તો મેં નથી જોયા. 'માર્યા-માર્યા' 'ઓ બાપરે' એવી બુમો પડયા કરતી. હતી. ચોરામાં અવાજ થયા તે ચારેક સાંભળેલા. ( બે નળી બંદુક સાક્ષીને બતાવી ) બે અવાજ એકી સાથે થયા હતા કે કેમ એમ પુછતાં તેણે

કહ્યું કે થોડી થોડી વારે અવાજ થયેલા. બે-ત્રણ-પાંચ કે દશ મીનીટે હોય. ગઇ સાલ મારે ત્યાં ફુટકળ કપાસના કામે ફોજદારે કે કોઇએ જડતી લીધી નથી. ચોરાની અને મારા ઘરની વચ્ચે લાઇનમાં બીજાં બે ઘર છે.

રા. નાનુભાઇની ફેર તપાસમાં સાક્ષીએ કહ્યું કે પહેલાં બે ઘર અને પછી મારૂં ઘર.

## સાક્ષી માણેકલાલ શાલીગ્રામ.

પછી કલાલ માણેકલાલ શાલીગ્રામે સર. તપાસમાં જણાવ્યું કે આસોજમાં મારી દારૂની દુકાન અને ઘર છે. ચોરાથી મારૂં ઘર ૩૫-૪૦ કદમ દુર છે. એક મહીના ઉપર ચોરામાં રાતના ૧૧-૧૨ વાગે બંદુકના ત્રણ ચાર ભડાકા સાંભળેલા. જાગતો હતો. જોવા કરવા ન નીકળ્યો. થોડી થોડી વારે ભડાકા થયા. એ લોકો રોકકળ કરતાં હતાં તે મેં સાંભળ્યું હતું. ' સાહેબ શું કરવા મારી નાખો છો? શું કરવા મારી નાંખો છો? " એમ કહેતા હતા. એ કોણ લોકો હતા, તે રાતે ખબર નહીં પડેલી. સવારે ચોરામાં ૮૦-૯૦ માણસો જોયાં. કાઠીયાવાડી હતાં તેમના સાથે વાતચીત થઇ નથી. ચોરાની બહાર સવારે દસેક વાગે ફોજદાર સા. ને જોયેલા પટેલ જેઠાભાઇ તો રાતેજ મારે ત્યાં આવેલા. એક સાહેબ મારો જવાબ લઇ ગયા છે. તેના નામની ખબર નથી. જવાજ વાંચી બતાવતાં તે બરાબર

છે. પટેલ જેઠાભાઇ રાતે દારૂ લેવા આવેલા. પણ મેં ન આપ્યો.

ના. કોર્ટના સવાલના જવાબમાં જણાવ્યું કે રાતે નવ વાગ્યા પછી ન આપી શકાય તેથી. તે વખતે ૧૧ વાગ્યા હશે.

રા. પાવરીની ઉલટ તપાસમાં જણાવ્યું કે જેઠાભાઇ રાતે દારૂ લેવા આવેલા તે મેં ભદ્રસીંહરાવને જવાબમાં લખાવ્યું નથી. બેત્રણ અવાજ થયાનું લખાવ્યું છે. ચોક્કસ કયાં ગણી રાખીયે? બંદુકના અવાજ પહેલાં માણસોની બુમો, રોકકળ સાંભળેલી.

પ્રજા મંડળના લોકો આસોજ આવેલા તે મને ખબર નથી. મતલબ સીવાય રાતે ચોરામાં જોવામાં શું કામ જઇએ? ચોરાથી હરગોવન જેટલુંજ અથવા તેનાથી થોડું છેટું મારૂં ઘર હશે. રાતે નવ વાગે દુકાને સીલ કરવાનો વહીવટ નથી. ફોજદારને સવારે જોયા હતા. તે ભદ્રસીંહરાવને લખાવ્યું નથી, કારણ પુછ્યું નથી.

## પરાગ ભવાનની જુબાની.

પછી તમાકુના માંડવાવાળા પરાગ ભવાનની સર તપાસ લેવાતાં તેણે જણાવ્યું કે તમાકુના માંડવામાં અમે રાતે વાસો કરતા હતા. કાઠી૦ મજુરો તળાવમાં આવીને રહેલા. તેને બેક માસ થયા હશે. પોલીસવાળાએ રાતે બારેક વાગે અમને જગા-

ડેલા હીરા બાપુ મારી જોડેજ હતો, રસ્તા ઉપર ચીલા ઉપર દમણીયું હતું ત્યાં અમને તેડી ગયા. તેમાં ફોજદાર સા૦ ને બીજા બે માણસો બેઠા હતા–જેને મેં ઓળખેલા નહીં, ફોજદાર કહે "કાઠીયાવાડી લોકો પડેલા છે તે દેખાડો." દમણીયાથી આ જગા એક ખેતરવા છેટે હશે. રાત અંધારી હતી. છેટેથી મેં બતાવ્યા. પછી મને ગામમાંથી મુખી ને વરતણીયાને બોલાવી લાવવા કહ્યું તેથી હું બોલાવવા ગયો. ત્રણ વરતણીયાને ઉઠાડયા. મુખી નહોતા તેમ મેં કહ્યું ત્યારે કહે "દરૂભાઇને બોલાવી લાવો." પછી અમે માંડવા ભણી ગયા ત્યારે કાઠીયાવાડીઓને લઇને ફોજદાર સા૦ વગેરે ગામ તરફ આવતા હતા તે જોયા હતા. ફોજદાર સા૦ સાથે ત્રણ ચાર જણ હતા, તેને હું ઓળખતો નથી. આ સંઘની આગળ દમણીયું ગામ તરફ જતું હતું. તેમાં હાંકેડુ બેઠો હતો. હું મુકામે ગયો.

ના૦ કોર્ટને જવાબ આપતાં જણાવ્યું કે બોલાવવા આવેલો તે મોતીયાને પછીથી ઓળખું છું.

## "ચાલો ફોજદાર બોલાવે છે."

રા૦ પાવરીની ઉલટ તપાસમાં જણાવ્યું કે તમાકુના ઢગલા દોઢ બે માસથી કાપી મુકેલા હતા. માંડવે રોજ સમી સાંજે જઇએ. હીરા બાપુ ઘણોખરો સાથેજ આવતો. વાવથી પશ્ચિમમાં અમારૂં ખેતર છે. અમે અરધા જાગતા હતા. દમણીયું મહુડી આગળ ઉભું હતું. બેક રાસવા હશે. પહેલાં અમને ઉઠાડયા. જરાક કડકાઇથી કહેલું કે "ચાલ ફોજદાર બોલાવે છે." તે પછી

હું ને હીરો બંને ગયા. ફોજદાર રાયણથી એક ખેતરવા છેટે હતા. રાતે એ લોકોને દેખાડવા હું ગયો નથી. હીરા બાપુ ગયો હોય તો હું જાણતો નથી. સોખડા–મંજુસરનો રસ્તો ભેગો થાય છે ત્યાં સુધી મેં હીરાને જોયેલો.

આસોજનું તળાવ ચોરાની નજીકમાંજ છે અને તેની સામે પાળે રાયણો છે. મુખી બહાર ગયા છે તે તે વખતેજ ખબર પડી. જોરાભાઇ મારા પીત્રાઇ થાય છે.

રા૦ પાવરીએ બંનેની વંશાવળીનાં નામો પુછતાં ના૦ કોર્ટે એ પ્રશ્ન બીન જરૂરી હોવાનું જણાવી વખતનો વ્યય નહીં કરવા બચાવના વકીલોને જણાવતાં રા. પાવરી, રા. ઝાટકીયા તથા રા સુધાલકરે તે પ્રશ્ન પુછવાની અગત્યતા અને પુછવાના હક વીશે તકરાર કરી હતી જે સાંભળી આવી વંશવાળી સાથે હાલના કેસના મુદ્દાને સંબંધ નથી કહી ના. જડજે તપાસમાં આગળ ચાલવા ફરમાવ્યું હતું.

પછી સાક્ષીએ કહ્યું કે પ્રજા મંડળવાળા આવ્યા તેણે મારો જવાબ લીધો છે. તે વખતે ચીમનલાલ ડાકટર હતા તે હું જાણતો નથી. જોરાભાઇ હતા મારો એકલાનો જવાબ લીધો. પછી સહી કરી. હું ઘેર ચાલ્યો ગયો. હીરા બાપુની મને ખબર નથી. બનાવની રાત અંધારી હતી, છેટેથી દેખાય પણ કોણ છે તે ઓળખાય નહીં, મેં બંદુકના અવાજ ગામમાં જતો હતો ત્યારે સાંભળ્યા–જોયેલા નહીં. દરબારને વરતણીયા મારી

પાછળ આવતા હશે—જોયેલા નથી. ચીમનલાલ ડાકટર આગળ અમે સાથે ગયા એમ લખાવ્યું હોય તો મને ખબર નથી લખાયું હોય તો તે ખરૂં. બે માસ થઇ ગયા એટલે સરત-નથી. શંખપાળે ભડાકો કર્યો ને તે પછી મને મુખીને બોલાવવા મોકલ્યો એવું પ્રજા મંડળમાં મેં લખાવ્યું નથી. દરૂભાઇ વગેરે સાથે જતા રસ્તામાં ફોજદાર સા. મળતાં સૌની સાથે હું પાછો ચોરે આવ્યો તે હકીકત ખોટી. તેવું લખાવ્યું હોય તો તે લખનારની સમજફેર થઇ હશે. મારો જવાબ લીધેલો તે મને વાંચી બતાવ્યો નહીં. સહી કરવાની કહી એટલે કરી ફોજદારે ચોરામાં હું હતો ને બાર કર્યો તેવું નથી બન્યું. પાછો હું ચોરામાં આવ્યો નથી. મારી પાસે માંડવે બે પોલીસવાળા આવેલા. તેમાં એક સીપાઇને એક ચશ્માવાળો હતો. દમણીયા પાસે હું ગયો ત્યારે પાંચ જણુ હતા. હાકેડુ સાથે છે નામની ખબર દહાડે લોકો વાત કરતા હતા ત્યારે ખબર પડી. ફુલા નામનો એક પાંચમો માણસ હતો એમ સવારે લોકો કહેતા હતા તેથી જાણ્યું. તેના બાપના નામની તે વખતે ખબર હતી. આજે ભુલી ગયો. મારો જવાબ થયો તે વખતે આસો:જના ઘણા માણસો હતા દમણીયું ઉભું હતું ત્યાંથી ચોરો ત્રણ ચાર ખેતરવા છેટે હતો. માંડવે જઇને સુર રહ્યા પછી શું થયું તે જાણતો નથી.

અત્રે સાડા પાંચ થઇ જતાં કામ બીજા દિવસ ઉપર મુલતવી રાખ્યું હતું.

## તમાકુના માંઢવાવાળાની જુબાની.

મંગળવાર તા૦ ૪–૩–૩૦ ના રોજ કામ આગળ ચાલતાં શરૂઆતમાં રા. નાનુભાઇએ ના. કોર્ટને જણાવ્યું એ વરતણીયા સાક્ષી બાકી છે. પણ તેઓ સાચું નહી બોલે એમ મને લાગે છે તેથી તેમને હું બોલાવવા માગતો નથી ના. કોર્ટને જરૂર લાગતી હોય તો તપાસે.

પછી તમાકુના માંડવાવાળા હીરા બાપુ ને હાજર કરતાં રા. નાનુભાઇની સર તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે દોઢ મહીના ઉપર રાતે ૧૨–૧ ના સુમારમાં પોલીસવાળા અમને જગાડવા આવેલા. હું ને પરાગભાઇ દમણીયા પાસે ગયા. "પેલા ગરીબ લોકો કયાં છે, તે બતાવો." એમ ફોજદારે પુછ્યું. ફોજદારને તે વખતે હું ઓળખતો નહોતો. દમણીયામાં તે બેઠા હતા. પુછ્યું એટલે રાયણ નીચે હતા તે બતાવ્યું. આ પટેલને તે વખતે નહોતો ઓળખતો. જોઇને કહું છું કે આણીપા બેઠા છે તે ફોજદાર દમણીયામાં બેઠા હતા. પોલીસે કહ્યું કે તે ફોજ-દાર છે તેથી જાણ્યું.

રા. પાવરીની ઉલટ તપાસમા સાક્ષીએ કહ્યું કે અમને ઉઠાડવા આવેલા તેણે કહ્યું કે ફોજદાર દમણીયામાં બેઠા છે તેણે સાફો પહેર્યો હતો કે કેમ, તે અંધારામાં ન કહી શકું. બતાવીને ચાલ્યો ગયો એટલે પછી શું થયું તે ખબર નથી. ફોજદાર સાથે ભેટો થયો તે સર ફોજદાર પહેલાં કોઇને કહ્યું

નથી. પ્રજામંડળવાળાએ પુછેલું, તે મેં કંઇ નથી લખાવ્યુ. પરાગ ભવાને લખાવેલું. તેણે શું કહેલું તે હું જાણતો નથી. મને તો પ્રજામંડળવાળાએ કહ્યું કે "આના ઉપર સહી કર" એટલે મેં કરી. જવાબ બતાવતાં સાક્ષીએ કહ્યું કે સહી મારી છે. શું લખાવ્યું કે લખ્યું તેની મને ખબર નથી. સર ફોજદાર જવાબ લેવા આવ્યા પહેલાં ન. ગુ ની જાહેરાત અમે વાંચી હતી. અધીપતીને ન ઓળખીએ, પણ પ્રજામંડળના માણસ આવ્યા છે એમ કહેતા હતા. તેમની સાથે જોરાભાઇ ફરતા હતા, ને સારવાર ( આગતા સ્વાગતા ) પણ તેજ કરતા હતા.

## પીતાંબર મનસુખની જુબાની.

પછી આસોજના રહીશ બ્રાહ્મણ પીતાંબર મનસુખની જુબાની લેવાઇ હતી. તેણે રા૦ નાનુભાઇની સર તપાસમાં જણાવ્યું કે એક મહીના ઉપર રાતે ૧૨-૧૨ાા વાગે ચોરામાં આ લોકોને આણેલા. હું ચોરાની નજીક ગામમાં આશારામની ઓટલીએ બેઠો હતો. ત્યાંથી મેં જોયું. એ લોકોને અંદર લઇ ગયા પછી બુમરાણ થયું ત્યારે હું ત્યાંથી ધર્મશાળાની ઓટલીએ ગયો. પંદરેક મીનીટ ત્યાં બેઠો હતો. તે ઓટલી ચોરાથી નજીકજ છે. ૫૦-૧૦૦ ફુટ હશે. કાઠીયાવાડી લોકોને-થોડા ને મહીં પુર્યા. પછી ધાંધલ થવા માંડયું. એટલે હું ઘેર ચાલ્યો ગયો. પુરનાર ફોજદાર હતા. જેઠા પટેલ બાર ઉભા હતા. 'માર્યા, ઓ બાપરે, મારી નાખ્યા' એવી બુમરાણ કાઠી૦ લોકો કરતા હતા. ઘેર

ગયા પછી મેં ચારેક બંદુકના અવાજ સાંભળેલા. બીજે દહાડે સવારે ૭–૭ા વાગે ચોરા તરફ ગયેલો.

ચોરામાં બામણીયા પાણી રહે ને ભંગી પાસેથી દાતણ લઇ ત્યાંજ રોજ જઇ દાતણ કરીએ.

રા. ઝાટકીયા—ખરી વાત. બામણ છે તેથી દાતણ ભંગીયાનુંજ જોઇએ.

સાક્ષીએ જણાવ્યું કે દાતણ કરતો હતો ત્યારે એ લોકોએ કહેલું કે અમને માર્યા, નગ્ન કર્યા, આબરૂ લીધી વગેરે. સ્ત્રીઓ પણ કહેતી હતી. એક ૧૦–૧૧ વરસની છોકરીનો છાતી ઉપરનો ભાગ સુજી ગયો હતો. કાળાં ચાઠાં પડી ગયેલાં હતાં. એક બાઇ ને બે હાથે કાંડાં ઉપર વાગેલ તે બતાડેલું. બીજાને માર મેં જોયો નથી. મેં પુછ્યું નથી.

રા૦ પાવરીની ઉલટ તપાસમાં જણાવ્યું કે આ લોકોને લાવ્યા તે પહેલાં પાંચેક મીનીટે હું ઓટલી ઉપર બેઠો હતો. શું પુછો છો? અંધારી રાતમાં તે વળી ચાંદની હોય? લોકો કપાસ વેચી નાખે તેથી નીકળ્યો હતો. મોસમ થયા પછી દરરોજ નીકળતા હતા.

રા૦ પાવરી—આ લોકો ઉભા છે તેમાં તમારૂં કોઇ વખાણનારૂં નથી. આમ કોર્ટ સામુ જોઇને બોલો.

પછી સાક્ષીએ કહ્યું કે મારે ૧૦૦ વીઘાંની ખેતી છે. ભાગે ને દાણે કેટલાં વીઘાં ને કેટલાં ખેતર તે મેં કાંઇ ગણ્યું નથી કે કહુ. ૧૦–૨૦–૨૫ વીઘાં આપી હશે. ના૦ કોર્ટે બરાબર કહેવા ફરમાવતાં સાક્ષીએ કહ્યું કે ૨૫ વીઘાં ભાગે ને ૭૫ વીઘાં દાણે આપી છે ઘેર જઇને સુઇ ગયો. સવારે મેં દાતણ ચોરામાંજ કર્યું. ચોરાની ઓટલી ઉપર બેસીને પાણી બ્રાહ્મણીયા અંદરથી લીધેલું. દાતણ પણ અંદર રાખી મુકે ત્યાંથી લીધું. બીજા લોકો પણ દાતણ કરવા આવેલા. રોજના આવનાર હતા, પણ કોણ કોણ તે યાદ નથી. અમે દાતણ કરતા હતા, ને આ લોકો કહેતા હતા. તે વખતે મોતીયો બહાર હતો તે જાગતો સુઇ રહ્યો હતો ફોજદાર ને ભાટીયો અંદર હતા. હોલમાં પાણી લેવા ગયેલો ત્યારે જોયેલા. ફોજદાર ખાટલા ઉપર ને ભાટીયો નીચે સુતો હતો. જાગતા હતા કે ઉંઘમાં હતા તે ખબર નથી. ફોજદારે માથા ઉપર ઓઢેલું. વાગેલું તે છોડી બેડેલી હતી. તેની જોડે બઇરીઓ હતી તે મારી પાસે લાવી. મોતીયો વચ્ચે પડયો નહીં. આ વાત ગામમાં મેં કોઇને કરી નહોતી. પણ હજારો લોકો જાણતા હતા ને વાતો કરતા હતા. ધરમશાળાની ઓટલીએ ગયાની વાત સર ફોજદારે પુછી નથી, તેથી મેં કહી નથી. પોલીસ આગળ જવાબ થયો તે પહેલાં પ્રજા મંડળનાં માણસો ગામમાં આવ્યા હતાં. પાંચ–સાત દશ દીવસ અગાઉ આવ્યા હશે. મને મળ્યા નથી. એકવાર જોયેલા.

રા. પાવરી-કેમ મળ્યા નથી? જુવો, ફરીથી પુછું છું કે

કે સુતરીયા અને ચીમનલાલ ડાકટર તમારે ત્યાંજ ઉતર્યા હતા?

જવાબ–બીજી વખત આવ્યા ત્યારે ઉતર્યા હતા. પણ તેમની આગળ મેં આ વાત કરી નથી. તેઓ મારે ત્યાં ખાલી આવ્યા હતા. ખાવા પીવાને કે ચહા પીવા રહ્યા નથી. સુતરીયા અમારા વકીલ છે તેથી આવે તો ઉતરે. કલાક લગભગ રહ્યા હશે.

રા. પાવરી–કલાક સુધી શું કર્યું?

જવાબ–બેસી રહ્યા. બીજું તે શું કરે? વાતચીત કંઇ કરી નથી. ગામડાંમાં બીજું શું કરીયે? સોપારી આપીયે. શીવરાત્રીને બીજે દહાડે બે વરતણીયાને લઇને મુનશી વકીલને ત્યાં લઇ ગયો નથી. મુનશી વકીલને સુતરીયા આવ્યા ત્યારે મેં જોયા નથી. આ લોકો આવેલા ત્યારે જોરાભાઇ મારે ત્યાં આવ્યા નથી. હું આ લોકો જોડે ચોરે ગયો હતો. એમણે એમની મેળે જોયું. માપ લીધાં, ફોટો લીધા–તે પછી ચાલ્યા ગયા. જોરાભાઇ કયાં હતા તે યાદ નથી.

રા૦ પાવરી—જુઓ, પ્રજામંડળના લોકોએ–વકીલોએ અમારી આબરૂ તમારા હાથમાં છે માટે પુરાવો આપી બચાવો એમ કહ્યું હતું?

સાક્ષી–ના નથી કહ્યું.

રા૦ નાનુભાઇની ફેર તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મોઢે ઓઢીને સુતેલા તે ફોજદાર હતા. ચોરામાં આવતાં રાતે જોયેલા

ને વરતણીયા કહેતા હતા કે ફોજદાર સાહેબ સુતા છે, હોહા ન કરશો તેથી જાણ્યું.

## કુબેર ખુશાલની જુબાની.

૨૦ નાનુભાઇની સર તપાસમાં સાક્ષી કુબેર ખુશાલ (ઉ૦ વર્ષ ૬૦) એમણે જણાવ્યું કે મારૂં ખેતર તળાવની નજીક જ છે. સાચવવા ખેતરે જઇને સુઇએ. રાતે સુઇ રહેલો ત્યાં તળાવમાં બંદુકનો ધડાકો થયો. ધાડ આવી કે શું, એમ લાગ્યું. એટલે હું ડાંગ લઇને હડી મેલીને જોવા ગયો. ફોજદાર, આ પાઘડીવાળો પટેલ વગેરે ત્રણ ચાર જણ હતા. મારકુટ ને રડારોળ થતી હતી. ટોપીવાળો અહીં નથી. તેને લોકો ભાટીયો કહેતા હતા. મારતા મારતા ચોરે લાવ્યા. હું વાંસે વાંસે છેક ચોરા સુધી આવ્યો. પછી એમને બધાંને ચોરામાં ઘાલ્યાં ને લીંબડી આગળ બેસાડયાં. ફોજદાર વગેરે ચાર જણ ચોરામાં ગયા. પછી હું ખેતરે પાછો ચાલ્યો ગયો. તે વળતી સવારે પાછો ગયો હતો હું રાતે આવ્યો ત્યારે મારા ગામનો પીતાંબર મનસુખ ધર્મશાળાની ઓટલીએ મળ્યો હતો. રાતે ગયા પછી મેં ચારેક અવાજ સાંભળેલા. દહાડો ઉગતાં પહેલાં દેવતા લેવા હું ચોરે ગયો હતો. ત્રણ વરતણીયા ધુણી આગળ હતા.

## રતન સુજીને ગોટા થઇ ગયા હતા.

મેં પુછ્યું એટલે તેઓએ બધું કહ્યું કે આમ થયું છે. કોયા અદાએ કહેલું મેં છોડીને જોઇ હતી. તેના રતન સુજીને

ગોટા થઇ ગયા હતાં. કાઠી૦ લોકો બેઠેલા તેની સાથે વાતચીત કરી નથી.

રા૦ પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મને તે શું કરવા ઓછું સુજે? હું ભણેલો નથી. સહી કરી જાણું નહીં. રાતે પણ બહુ સુઝે છે. હા હા. દહાડાના કરતાં રાતે વધારે સુઝે છે. (હસાહસ) સમી સાંજે વાસો જઇએ- જ્યારે પરવારીએ ત્યારે જઇયે, મહીના આગળથી જતો હતો.

રા૦ પાવરી–છોકરાં કેટલાં છે?

સાક્ષી- કશુંઇ નહીં.

રા૦ પાવરી-ત્યારે તો અંદરવા ને અંદરવા.

સાક્ષી—હા. એમજ.

રા૦ પાવરી- વારૂ, બાયડી છે?

સાક્ષી–પરણ્યોજ નથી.

રા૦ પાવરી સ્થિતિ સારી નહીં તેથી નહી પરણેલા?

સાક્ષી- ના, ના. સ્થિતિ તો ખરેખરી છે.

રા૦ પાવરી–ત્યારે કેમ નહીં પરણેલા?

સાક્ષી—પૈસા જોઇએ ને?

રા૦ પાવરી—હં. હં. હું બી એજ કહું છું.

પછી સાક્ષીએ જણાવ્યું કે અવાજ થયો ત્યારે ધાડ પાડુ હશે તેમ મને લાગેલું. છેક સુધી ડાંગ લઇને ગયો, રક્ષણ માટે લાકડી રાખીને જોવા ગયેલો. રાયણના ઝાડથી હું દશ કદમ ઉભેલો. હું ગયો ત્યારે દમણીયું વાવ આગળ ભાળ્યું હતું. તેમાં એકલો હાંકેડુ હતો, તેને શું કરવા પુછવું પડે? હું તો પહેલોજ ધાડપાડુ પાસે ગયેલો. માથે ફાળીયું બાંધીને ગયેલો.

## બધું નજરે જોયેલું.

તે વખતે નજીકથી મોઢું કેમ ન સુઝે! ફોજદાર સીપાઇ પટેલ ને ભાટીયો હતા. રાત નીતરેલી એટલે બધું સુજે. બત્તી તે વખત નહોતી ધુણીનું અજવાળું કરતા હતા. તેથી મોઢાં જોયા. પહેલેથી ધુણી કરી હતી. કોઇને બંદુકના કુંદા, કોઇને ડફણા મારતા હતા. કોને માર્યા તે શી રીતે ઓળખું? ફોજદાર પાસે બંદુક, મોતીયા પાસે ધારીયું પટેલ પાસે સોટી હતી. આ બધું મેં જોયેલું. માર્યા માર્યા કરતા હતા. બીજી શી વાતચીત સાંભળીયે? ફોજદારે એકનું ગળચું ઝાલી ધુણીમાં ખોસી ઘાલ્યું. જોયા વિના તે કહું? હું શું કામ ખેંચવા જાઉ? તેમાંના કોઇએ ખેંચી લીધો. ધુણી પાસે એક માણસ નાગો લુગડું ઓઢીને બેઠો હતો, મેરૂ કરીને છે. પાછળથી ઓળખ્યો, શા માટે મારતા મારતા લઇ જાય છે તે ખબર પડી નહી.

રા૦ પાવરી—ત્યારે પાછળ પાછળ શું કરવા ગયા?

જવાબ—જોવા ખાતર, કે શું કરે છે ?

પછી સાક્ષીએ જણાવ્યુ કે દમણીયું અમારી વાંસે વાંસે આવ્યું, હું છેટે છેટે પાછળ ચાલતો હતો. મારાથી બે એક રાશવા પાછળ દમણીયું ચાલતું હતું. ફોજદાર વગેરે ત્રણ જણા સૌથી આગળ, સીપાઇ પાછળ-ટોળું વચમાં ચાલતું હતું.

રા. પાવરી—અને છેલ્લા સ્વારી તમારી.

જવાબ—હા મારી.

સાક્ષીએ કહ્યું કે રસ્તે આવતાં કોઇને મારતાં મેં જોયું નથી. વાડના મોઢા સુધી ગયો, પછી દમણીયું આવ્યું. ચોરાના મોઢા આગળ લીંબડી તળીએ છુટયું. આ લોકોને ચોરામાં ઘાલ્યા. એક બેને માંય બોલાવતા જોયા. પછી હું વરતી ચાલ્યો ગયો, હું અરધીક કલાક પછી ગયેલો. પાછા ફરતી વખત પીતાંબરને જોયો-જતી વખત નહીં. હું તેની પાસે ગયો નહી ને અમે વાત ચીત કરી નહી. સવારે દીવસ ઉગતા પહેલાં દેવતા લેવા ચોરામાં આવ્યો. અકાયા ઉપર દેવતા મુકી પાછો ચાલી ગયો. ચોરાથી મારૂં ઘર કેટલું તે કંઇ માપવા બેઠો છું ?

## છોડીને જોઈ હતી.

ના૦ કોર્ટે ચોકકસ જવાબ દેવા કહેતાં કહ્યું કે બે ત્રણ ખેતરવા દુર થાય. ચોરામાં બેઠો, વાત પુછી, ને દેવતા લીધો એટલીવાર રહ્યો. મોતીયો ચોરાના બારણામાં ઉભો હતો. રાવણીયા

ધુણી આગળ તાપતા હતા. ધુણી ચોરાના બારણાથી બે હાથ નહી પણ સાત–આઠ ફીટ દુર હતી. રાવણીયા સાથે અમે ધીમેથી છાનામાના–વાત કરતા હતા. છોડીને પાસે હતી તેથી જોઇ. કોઇએ કહ્યુ કે જુવો, આને આમ મારી છે.” તે જોયું. તે સીવાય બીજાનો માર જોયેલો. મેરવાને સાથળમાં સોળા પડયા હતા, બીજા પણ કહે મને આમ માર્યાં, મને આમ માર્યાં–પણ કોણ તે ઓળખી શકું નહીં.

અત્રે ના૦ કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

## કહયું તે પોલીસે લખ્યું જ નથી.

બપોર પછી કામ ચાલુ થતાં રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મારો જવાબ પોલીસમાં કઇ તારીખે થયો તે અભણ શું જાણીયે? સકીની છાતી સુજેલી તે વાત નથી કહી. વરતણીયા સાથે વાતચીત થવાનું પણ લખાવ્યું નથી પોલીસમાં જે કહ્યું તે તેણે લખ્યું જ નથી. મેં કહ્યું છતાં લખ્યું નથી.

## બધી જુબાની જ ખોટી છે.

મને જવાબ થયો તે વાંચી સંભળાવ્યો નથી. મને શું ખબર કે શું લખ્યું છે? કહું તે લખી લેતા હતા કે કેમ તે શી ખબર પડે?

રા. પાવરી–તમે થોડા વરસ ઉપર એક બાયડીને ઉભે ભાયડે ઘાલી હતી.

જવાબ–તે કોણ ના પાડે છે ?

સવાલ–ટોસીના બારમાને દીવસે એ બાયડીને વેરંટથી ઝાલી હતી ?

જવાબ-હા, ઝાલી હતી.

સવાલ—તેનો કબજો ધણીને સોંપી દીધો હતો ?

જવાવ–હા. દીધો હશે તો કંઇ ના પડાય ?

અત્રે ૨૪ મા સાક્ષીની તપાસ પુરી થઇ હતી.

## ડાકટરની જુબાની.

પછી સરકારી મોટા દવાખાનાના રેસીડેટ સરજ્યન ડા૦ ચંદ્રકાંત દીવાનજીની જુબાની લેવામાં આવી હતી. રા. નાનુભાઇની સર તપાસમાં તેમણે જણાવ્યું કે બાઇ સકી ને બાલુની લાસ એમને એમ કાઠી૦ મજુર લોકો લાવેલા. પછી ટેલીફોનથી રાવ-પુરા ફોજદારને ખબર કરી કે આ લાસ આવી છે. લાસ તા૦ ૭ મી એ સાંજે ળા વાગે આવી. તા. ૮ મીએ સવારે રાવપુરા ફોજદારની યાદી આવેલી. તેના આધારે પોસ્ટમોરટમ-મરણોત્તર તપાસ કરી. પોરટમોરટમની નોંધ જોઇને કહ્યું કે પહેલી પોસ્ટ મોરટમ ( સવારે ૧૦॥ થી ૧૧॥ સુધી ) સકીની કરી.

સાક્ષીએ આગળ તપાસમાં જણાવ્યું કે કોર્ટમાં જે નોટીસ આપી છે તેજ પહેલી લખી છે. સકીની પોસ્ટ મોરટમ બતાવો

છે તેજ છે. તેમાં મારી સહી છે. પેરેગ્રાફ ૨૩માં પાઉંડ લખેલા છે તે આઉંસ જોઇએ. ભૂલથી તેમ લખાયું છે. ૨૪મા પેરામાં ૧૫ પાઉંડ છે. ત્યાં પણ આંઉસ જોઇએ. સામાન્ય હકીકતમાં લાસ મોકલવાનું સ્થળ છે તેમાં આસોજ લખ્યું છે તે એ લોકોએ કહ્યું કે આસોજથી આવ્યા છીએ તેથી એમાં લખ્યું છે. પેરા ૪ સામે લખ્યું છે કે death due to natural cause (કુદરતી કારણથી મરણ) તે પંચક્યાસ ઉપરથી લખ્યું છે તે જોઇને કહું છું. કાઠીયાવાડી લોકો સાથે છોકરીના સંબંધમાં કંઇ વાતચીત કરી નથી. જરૂર પડે તો આદમી લઇને આવ્યો હોય તેને પુછી જોઇએ. બાકી પંચક્યાસ ઉપર આધાર રાખીએ. પોલીસ પોસ્ટ મોરટેમ ખબર આપે ત્યારે આવું ફારમ અને પંચક્યાસ સાથે મોકલી આપે. છોકરી સકીને માટે જે ફાર્મ મોકલ્યું છે તેમાં કંઇ હકીકત ભરી નથી. ફકત પંચક્યાસનો હવાલો આપ્યો છે. આવ્યા તે દીવસે મેં કાઠીયાવાડીઓને કંઇ પુછ્યું નથી. ફારમમાં તે વીશે લખ્યું નથી. પંચક્યાસનો આધાર લીધેલો. ૮ મીએ પોસ્ટમોરટમ કર્યું. પોલીસ તરફથી માહીતી મળી નથી. પોસ્ટમોરટમ પુરી કરતાં પહેલાં મને આસોજથી આવેલા એક આદમી તરફથી માહીતી મળી કે તેને મારવાથી મરી ગઇ. રડતા હતા ને પુછ્યું એટલે કહ્યું. એ માણસનું નામ ખબર નથી. એ વાતચીતની કંઇ નોંધ નથી.

અત્રે આવી તપાસ ઉલટ તપાસના પ્રકારની હોવા વીશે રા૦ પાવરી અને રા૦ સુધાલકરે વાંધો ઉઠાવ્યો હતો.

પછી સાક્ષીએ આગળ તપાસમાં કહ્યું કે મેં પુછયું તો કહે બંને છોકરીઓ માર મારવાથી મરી ગઇ પંચકયાસમાં મેડીકલ ઓફીસરને તપાસ માટે જોઇએ તેવી ખબર આપી નથી. ધ્યાન ખેંચવામાં આવ્યું હોય કે નહીં પણ આખા શરીરની પુરેપુરી તપાસ કરવામાં આવે છે ને તે બાબત નોંધ પણ કરવામાં આવે છે. પોસ્ટમોરટમ નોંધમાં માગી છે તે બધી વિગતો જરૂર પુરતી ભરીએ,

રા. સુધાલકર—આ ઉલટ તપાસ નથી?

રા. નાનુભાઇ—નોંધ બહુ અધુરી છે. તેથી મારે ખુલાસો જોઇએ છે.

રા. સુધાલકર-જો પ્રમાણિક પ્રયત્ન થતો હોય તો ખુલ્લી ઉલટ તપાસ કરવા દો. પણ આમ નહીં થવું જોઇએ.

પછી રા. નાનુભાઇની વધુ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે ૨૮ મા પેરામાં સકીના મરણનું કારણ તેના જમણા ફેફસાને ન્યુમોનીયાનું જણાવ્યું છે. મોતના ત્રણ ધોરણ ઠરેલાં છે તે ઉપરાંત ચોથો પ્રકાર આંચકો છે. તે કારણ હોય તો બહારનાં ચીન્હો ન જણાય. ૨૦ મા પેરાગ્રાફમાં ફેફસાંની વિગત આપી છે.

સાક્ષીએ વધુ જણાવ્યું કે માણસને માર પડયો હોય, ને ફેફસાં ઉપર અંદરથી ઇજા થઇ હોય તો કોઇક વખતે ન્યુમોનીયા થાય છે. મારથી પણ હોઇ શકે, ગમે તે કારણથી ન્યુમોનીયા થયુ હોય

તેમાં આ ફ્રામ'માં લખ્યા છે તે ચીન્હો થઇ શકે. આ બધી સ્થિતિ તપાસમાં અંદરથી નીકળે અને બહારથી કંઇ મારનાં ચીન્હ ન હોય તેવું પણ બને. ન્યુમોનીયા બહારનાં ચીન્હો સીવાય પણ હોઇ શકે. ૨૦ મા પેરેગ્રાફમાં લખેલું છે તેમાં એવું કંઇ નથી કે જેમાં મારની હકીકત ૧૬ માં પેરેગ્રાફમાં એવી હકીકત છે-કે જેથી મારથી થયું છે તેમ કહી શકાય નહીં. ૧૬ ૧૭ પેરામાં લખ્યું છે કે ઇજા થયાનાં બહારનાં ચીન્હ નથી. તેથી મારથી ન્યુમોનીયા થયેલો હોવો નહીં જોઇએ. બહારથી ઇજા ન હોય તો પણ અંદરથી ન્યુમોનીયા થઇ શકે.

અત્રે ૧૬ મા અને ૧૭ મા પેરેગ્રાફ સબંધમાં સરકારી વકીલ અને બચાવના વકીલો વચ્ચે ટપાટપી થતાં રા. પાવરી અને સુધાલકરે તે સંબંધમાં તકરાર કરતાં ના૦ કોર્ટે મી. સુધા-લકરને સાથે નહીં પણ પછીથી બોલવા ફરમાવતાં–તેણે બચાવના વકીલ તરીકે પોતાને બોલવાનો હક છે કહ્યું હતું. જેથી ના. કોર્ટે જે કહેવું હોય તે એક પછી એક બોલવા ફરમાવ્યું હતું.

પછી ડાકટર સાહેબે જણાવ્યું કે બહારના મારનાં ચીન્હો સિવાય આ ન્યુમોનીઆ થાય તેમ હું માનતો નથી. પ્રથમ ફેફસાં જોયા વીના પાંસળી તપાસી શકાય નહીં.

રા૦ નાનુભાઇ-બહારથી ઇજા કરવામાં આવી હોય ને પાંસળીને ઇજા ન થાય ને ફેફસાંને ઇજા પહોચે તેવા કેસો થાય છે કે ?

જવાબ—ભાગ્યેજ.

રા. નાનુભાઇ—સાક્ષીને નથી કહેવું તે કહેવડાવવું બહુ મુશ્કેલ છે.

પછી રા. નાનુભાઇની વધુ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે બાલુના મરણ બાબતમાં કારણ બતાવ્યું નથી. કારણ ચોકકસ જણાતું નહોતું. એ લોકોને પુછેલું તેથી મારથી મરી ગઇ તે જાણ્યું. પણ કેવી રીતે માર વાગ્યો વગેરે પુછ્યું નથી. પંચ ક્યાસમાં મને વિશેષ મદદ થાય તેવું અજવાળું પડે તેવી હકીકત નથી. બાલુ તેની માના હાથમાંથી પડી ગઇ તે હકીકત સમજાવતાં ડાકટર સાહેબે કહ્યું કે જે ભાગ જમીન ઉપર પડે તેવી ઇજા થાય. પીઠ પર પડે તો પીઠ ઉપર તેમજ માથા ઉપર ઇજા થાય. પણ તે માટે સખત જમીન હોવી જોઇએ. આવું ધાવણું બાળક પડે, બેશુદ્ધ થાય તો ધાવી શકે નહીં. જેમ બેશુધ્ધ થતું જાય તેમ ધાવવાનું ઓછું થતું જાય. શરૂઆતમાં થોડું ભાન હોય ત્યારે ધાવણ લીધું હોય. પછી ધાવણ બંધ થાય તો પણ ૨૪ કલાકમાં પસાર થવું જોઇએ. પોસ્ટ મોરટમમાં થોડુ દહીં થઇ ગયેલું દુધ લખ્યું છે તે ૧૬ કલાક પહેલાં ધાવેલું હોવું જોઇએ.

રા૦ સુધાલકર—આવી સર તપાસ તો મેં કદી જોઇ નથી.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે બેશુધ્ધ થયા પછી બે દીવસે પાચન શકિત બંધ થઇ જાય છે. પછી પેટમાં જે વસ્તુ હોય

તે પચે નહિં ૧૮ મા પેરેગ્રાફમાં હકીકત આપી નથી કારણ બધી વિગતો સામાન્ય પ્રકારની હતી. આંચકાથી મોત થયુ હોય તો brain મગજમાં લોહી જામી જવું જોઇએ.

સવાલ-હરેક કેસમાં ?

જવાબ-સામાન્ય રીતે. જો કે અપવાદ હોય પણ મારા જાણુવામાં નથી.

પછી સાક્ષીએ આગળ તપાસમાં જણાવ્યું કે છોકરી પડી ગઇ તેની વિગતો તરફ ધ્યાન ખેંચ્યુ હત તો પણ બીજી વિગત જડી નથી તેથી એટલુંજ લખ્યુ. વધુ હકીકત જડી હત તો તે પ્રમાણે લખત. આંચકા પછી મરણ તરત અથવા પાંચ ૭ દિવસમાં થાય. પાંચ ૭ અઠવાડીયાં ન થાય. પછાડ થયા પછી ધાવણુ બંધ થયા પછી દીવસ જાય તેમ શકિત ઓછી થતી જાય એવી સ્થિતિમાં થંડી લાગે તો તેની અસર વહેલી થાય. અસર એટલે ન્યુમોનીયા–પ્લુરસી વગેરે થાય ને મરણુ થાય.

અત્રે વખત થઇ જતાં સર તપાસ અધુરી રાખી અને બીજા દિવસ ઉપર મુલત્તવી રહી હતી.

## દમણીયું હાંકનારની જુબાની.

બુધવાર તા. ૫ મી માર્ચ ૧૯૩૦ ના રોજ કેસ આગળ ચાલતાં શરૂઆતમાં સોખડાના બજાણીયા શીવા ધનાને હાજર કરતાં રા૦ નાનુભાઇની સર તપાસમાં જણાવ્યું કે સોખડેથી

આસોજ જવા માટે દમણીયામાં ફોજદાર સા૦, ને મુખી જેઠાભાઇ ને બીજા બે માણસ બેઠા. તે હું હાંકીને લઇ ગયો. દમણીયું તમાકુની ખળી આગળ ઉભું રહ્યું. ત્યાં બે માણસ ઉતરી પડયા. પછી દમણીયું આસોજ ધર્મશાળા આગળ આવ્યું ત્યાં ફોજદાર ને સોખડાના મુખી ઉતરી પડયા. બીજા બે હતા તે કાઠીયાવાડી લોકોને લાવ્યા. ધુણી પણ ત્યાં હતી ને ફોજદાર સાહેબ પણ ત્યાં જ હતા. પછી આસોજના જુના મુખી, પટેલ જેઠાભાઇને ફોજદાર સા૦ ધર્મશાળા તરફ ગયા. હું દમણીયામાં ઉંઘી ગયો. સોખડાના પટેલે ચારેક વાગે જગાડયો.

પછી રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે ફોજદાર પગે લંગડાતા હતા. રસ્તામાં પડી બડી ગયા નથી સોખડેથી આવ્યા ત્યારેજ લંગડાતા હતા. ના કોર્ટના સવાલના જવાબમાં સાક્ષીએ જણાવ્યું કે ધર્મશાળા ચોરાની આથમણી બાજુએ છે. વચમા રસ્તો છે. ધર્મશાળાને ખુણેજ દમણીયું ઉભું રાખ્યું ને ફોજદાર ત્યાંજ ઉતરી પડેલા. ગામ ભણી વાળીને ચોતરામાં ઉભું રાખેલું.

રા. પાવરીના વધુ સવાલમાં જણાવ્યું કે જેઠાભાઇ સોખડાના માજી મુખી છે. હાલના મુખી શંકર ત્રીભોવન છે.

## હરજીભાઈ મુળજીભાઈની જુબાની.

પછી હરજીભાઇ મુળજીભાઇએ આસોજમાં થયેલ: પોલીસ પંચક્યાસ સંબંધમાં જુબાની આપતાં જણાવ્યું કે અમને

ચોરામાં બોલાવેલા. સકી ને બાલુનો પંચકયાસ કર્યો. બીજા બધાને પણ જોયલા ને તેનો પંચકયાસ કરેલો, પુરૂષોને તપાસેલા. તેમાં મેરૂ નથુની સરત છે, બીજાનાં નામની ખબર નથી બઇરાંને તપાસવા માટે પંચમાં કોઇ સ્ત્રી નહોતી પંચકયાસ કર્યો ત્યારે બઇરાંઓએ કપડાં પહેરેલાં ઘાઘરાની નીચેના ભાગમાં વાગેલુ કે કેમ તે એ બઇરાં લોકોએ જે બતાડયું તે જોયેલું. વાગેલાનાં કંઇ નીશાન જણતાં નહોતાં ખોટા ખોટા ઘાઘરા ઉંચા કરીને બતાડતાં હતાં. કાંડાં વગેરે ઉપરનાં ભાગમાં પણ મારના નીશાન જણાયાં નહીં. પુરૂષોએ કહેલું ત્યાં હાથ ફેરવી જોયો પણ મારનાં કંઇ નીશાન દેખાયાં નહોતાં પંચકયાસ વાંચી બતાવતાં કહું છું કે નામ વાંચી બતાવ્યા તે બધા પુરૂષોને અમે તપાસ્યા હતા રામસીંગ જીવણને ચોકસ તપાસ્યો હતો.

## ફરી ગયેલો સાક્ષી.

અત્રે રા. નાનુભાઇએ કહ્યું આ સાક્ષી દરૂભાઇનો સગો છે અને આ ખોટો પંચકયાસ છે. તે પછી બે દીવસે રામસીંગની દગાખાનામાં તપાસ કરી તેમાં મારનાં નીશાન છે. એટલે તે પહેલાં આ પંચકયાસ થયો છે, તે ખોટો છે એમ હું કહેવા માગું છું. અને પંચ જુદી જુબાની આપે છે. તેને ફરી ગયેલો વિરૂદ્ધ સાક્ષી તરીકે જાહેર કરૂં છું. અને તેની ઉલટ તપાસ લેવા પરવાનગી માગુ છું.

ના૦ કોર્ટે ઉલટ તપાસ કરવા પરવાનગી આપી હતી.

રા. પાવરી–ફરી ગયેલો સાક્ષી છે એવું સાબીત કર્યા વીના ઉલટ તપાસ કરી શકાય નહીં, તે મારો વાંધો નોંધવા ના૦ કોર્ટને અરજ છે.

રા. નાનુભાઇની આગળ ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે દરેક બઇરાંને અમે તપાસ્યાં. જે જે બતાવતાં તે જોયું. આખું શરીર અમે પોતે થઇને તપાસ્યું નથી. સકીને ખુલ્લી હાથમાં લઇને તપાસી હતી. અમને મારના નીશાન જણાયાં નથી. તેનો બાપ હાજર હતો કે નહી તે મને ખબર નથી. બધા કહેતા કે વાગેલું. આખા શરીર ઉપર દેખાડતા હતા. અમે નજરે જોયેલું; પણ કશું જોયું નથી. કનેજ ઉભા હતા. એક વેંતને છેટે છોકરીને શરીરે હાથ ફેરવીને જોયેલું. અમે પુછ્યું કે કયાં દુખે છે તે કશું બોલી નહીં.

રા. નાનુભાઇ–નાની છોકરીને તપાસી હતી કે?

જવાબ–હા, તે સુકલા જેવી હતી.

સવાલ–તે મેં પુછ્યું છે? તપાસી હતી કે કેમ તે કહો.

જવાબ–હા. તપાસી હતી એ છોડીને તેનો બાપ લાવ્યો હશે. કોણ લાવ્યું હશે તે ખબર નથી. લાવનારે કે કોઇએ, એ છોકરીને કેમ વાગ્યું કયાં વાગ્યું, તે કંઇ કહ્યું નથી. પો૦ ના૦ સુબા ખુરશી નાખીને પાસે જ બેઠા હતા. તેણે કોઇને કંઇ પુછ્યું ન પુછ્યું તે મને ખબર નથી. અમે લખાવીયે તેમ સાહેબ લખતા હતા.

ના૦ કોર્ટ–સાહેબ તમારા કારકુન થયા હતા!

પછી રા૦ નાનુભાઇએ સાક્ષીને પંચક્યાસ વાંચી બતાવી તેમાં જમીન ઉપર છોડી અફળાયાનું કેમ લખાવ્યું તે પુછતાં સાક્ષીએ જણાવ્યું કે પંચક્યાસમાં તેવું કોઇએ લખવાનું કહ્યું હોય તેની મને ખબર નથી. પોલીસ નાયબ સુબાએ છોડીને તાવ આવ્યાનું પુછયાનું મને અત્યારે યાદ નથી. દરૂભાઇનો હું સગો નથી.

રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે પંચક્યાસ અમે જોઇ જોઇને હકીકત કહેતા હતા તેમ લખાતો હતો. લખનાર કારકુને વાંચી બતાવ્યો તેમાં અમે સહી કરી છે. બે છોકરીઓને મેરૂ લઇ આવેલો તે હવે યાદ આવે છે. છોકરીનું શરીર હાથ અડકતાં અમને ગરમ લાગેલું તેથી તાવની વાત લખી છે. નાની છોડીને મારનું કંઇ નીશાન કે માથામાં ઢીમણા સરખું કંઇ નીશાન નહીં હતું. છોડી તદન સુકી ને નબળી હતી. પો. ના. સુબાએ જેમને જેમને વાગ્યું હોય તે આવીને બતાવો એમ બધાંને કહેલું. બઇરાં આવેલાં તેના ઉપર નીશાન નહોતાં તેથી તેના નામ નથી લખ્યાં. મારે ને દરૂભાઇને લેણદેણ કે કોઇ જાતનો સંબંધ નથી. મેં જે હકીકત સાચી હતી તેજ લખાવી છે.

## સોખડાની ચોરીના પંચ.

પછી સોખડાના વેપારી મોતીભાઇ ત્રીકમભાઇએ રા. નાનુભાઇની સર તપાસમાં જણાવ્યું કે પા. નરસીભાઇ ત્રીભોવનને ઘેર ચોરી થયેલી ત્યાં પંચકયાસમાં હું ગયેલો. બીજે દીવસ સવારે

ગયેલો. હરામખોરોની પડી રહેલી ત્રણ ચીજો-ફેંટો, છરી ને લાકડી મુદ્દામાલમાં મળી હતી. ફેંટો આ છે તે હતો.

રા. પાવરીની ઉલટ તપાસમાં જણાવ્યું કે ચોરીની તપાસમાં શંખપાલ, અને મી૦ દેવ વગેરે આવેલા તે ખબર નથી. ફોજદાર લગડાતા હતા. અને ટીંચર આયોડીન લગાડયું તે ખબર નથી. હું તેને દવાખાને લઇ ગયોજ નથી. દવાની સુચના મેં કરી નથી. મેં તેને જોયાજ નથી. નાયબ ફોજદારે જ પંચકયાસ કર્યો છે. ફોજદારને સર ફોજદાર તપાસ માટે આવેલા તે વાત સાંજે જાણેલી. પછી હું ત્યાં ગયો નથી.

## ચોરીનો મુદ્દામાલ-શક.

પછી સોખડાના નરસીંહભાઇ ત્રીભોવને રા. નાનુભાઇની સર તપાસમાં જણાવ્યું કે સોખડામાં મારા ઘરમાં જાનેવારીની તા૦ ૨ જીએ ખાતર પડેલું. રાતે જ ખબર પડેલી ટ્રંક ગયેલી. તેમાં ઘરેણાનો દાબડો હતો, તે રાતેજ તપાસ કરતાં ખાલી દાબડો મળ્યો. ગરડરને ફેંટો નાંખી તે ઉપર ચઢયા હશે. પછી ફેંટો ઉપર ખેંચી લીધેલો. ગરડર ૧૩ ફીટ ઉંચે હશે. ફેંટા ઉપરાંત છરી ને લાકડી મળ્યાં હતાં. મારા ભાઇ પોલીસ પટેલ છે. પોલીસ થાણામાં મેં જાહેરાત આપી. બપોરે ત્રણ જણ આવ્યા-સાવંત સા૦, દેવ સા૦, ને ફોજદાર સવારે ના૦ ફોજદાર આવીને પંચકયાસ કરી ગયેલા. બપોરે ત્રણે જણ મારે ઘેર આવેલા-જોઇ પુછીને ચોરે ચાલ્યા

ગયા. પછી મળ્યા નથી. શંખપાલે જવાબ લીધો છે તે યાદ છે. લાકડી ઉપર નામ હતું, તે વાઘરીનું હતું. તેથી તેના ઉપર શક બતાવેલો. કાડીયાવાડી મજુરો ઉપર શક બતાવેલો નહીં.

રા૦ પાવરીની ઉલટ તપાસમાં જણાવ્યું કે કાડીયાવાડી લોકો કર્યાં આવેલા કયાં નહી તેની મને કંઇ ખબર નહોતી. લાકડી મેં ચોરામાં રજુ કરી છે.

પછી સાક્ષી રણછોડભાઇ ગરબડભાઇ હાજર થતાં તેને પંચકયાસ બતાવી પુછતાં કહ્યું કે આ પંચકયાસ ફેંટાનો છે તેમાં મારી સહી છે.

## બે વરતણીયા સાક્ષી ફુટી ગયા.

રા૦ નાનુભાઇએ વરતણીયા સાક્ષીના સંબંધમાં જણાવ્યું કે દરૂભાઇ આ બે વરતણીયાને રાતે ઉઠાવી ગયા. તેના બે ભાઇ સુતરીયા પાસે જતાં તેઓ મને મળ્યા ને એફીડેવીટ કરાવવા અહીં લાવ્યા. ત્યાં બે વરતણીયા તેમને મળી ગયા એટલે પેલા બે ભાઇ કહે કે હવે અમારે જરૂર નથી કહી ચાલ્યા ગયા. પછી મને ખબર પડે છે કે ૫૦–૫૦ રૂપીયા મળેલા ને ફુટી ગયા. આ વાતની ખબર પડતાં તેણે રૂપીયા પાછા આપી દીધા છે. તેથી આ બે વરતણીયાને મારા તરફથી સાક્ષી લેવા માગતો નથી. ના૦ કોર્ટ તપાસે તો મને વાંધો નથી.

ના૦ કોર્ટે તે ઉપરથી એ બે વરતણીયાને તપાસ માટે બોલાવતાં તેઓ હાજર નથી એમ સર ફોજદાર મી૦ શંકરરાવે જાહેર કર્યું હતું.

## ખાનગી ડાકટરની જુબાની સામે બચાવ પક્ષનો વાંધો.

પછી ખાનગી ડાકટરને જુબાની માટે બોલાવવા રા૦ નાનુભાઇએ માગણી કરતાં રા. પાગરીએ વાંધો લીધો કે આ ડાકટર પ્રજામંડળના હાથ નીચે છે. એમને બોલાવી શકાય નહીં.

ના૦ કોર્ટે ખાનગી ડાકટરને ન બોલાવી શકાય એવું નથી એવો નિર્ણય આપ્યો હતો પછી ના૦ કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

## ડાક્ટરની ચાલુ જુબાની.

બપોર પછી સરકારી મોટા દવાખાનાના રેસીડેંટ સરજ્યન ડા. દીવાનજીની ગઇ કાલ બાકી રહેલી સર તપાસ રા. નાનુભાઇએ શરૂ કરતા ડાકટરે કેટલીક તબીબી હકીકત રજુ કરીને જણાવ્યું કે પોસ્ટ મોરટેમની નોંધની આ બુક છે. પહેલાં રફ કાગળ ઉપર પોઇંટ લખી લઇયે. પછી ત્રણ કોપી થાય. એક ઓફીસમાં, એક અમારી પાસે રહે ને એક પોલીસમાં જાય. અમારી નોંધ સહી માટે જાય છે પોલીસમાં જાય તેના ઉપર સહી થતી નથી, કારણ તે સીધી તેજ દીવસે પોલીસને મોકલી આપવામાં આવે છે. ભુલ કે ખામી રહી હોય તો તે ચી૦ મે૦ ઓફીસર

સુધરાવે. અમારી પાસે કોપી છે તેમાં ડે. ચી. મે. ઓની સહી છે. સકીની પોસ્ટમોરટેમ ઉપર ૨૭–૧–૩૦ ના રોજ અને બાલુના ઉપર ૫ ૨–૩૦ ના રોજ સહી થઇ છે.

પછી સકી બાબતમાં પુછવામાં આવતાં ડાકટરે જણાવ્યું કે મુંઢ મારની નીશાનીઓ થઇ હોય તો તે થોડા વખતમાં પણ જતી રહે. તેનો આધાર મારના પ્રમાણ ઉપર છે. બાલુ પડી જવાથી માથામાં ઢીંમણું થયું હોય તો તે માટે પણ માર કેવો હતો તેના ઉપર નીશાન હોવાનો આધાર રહે છે. તા. ૭ મીએ મેં ૧૧૮ થી ૧૨૮ સુધીના કેસ તપાસ્યા હતા. ૧૨૯–૩૦ કેસ તા. ૮ મીએ તપાસ્યા. ખબર મળે તે પ્રમાણે કામ કરવાનું હોય છે. તા. ૭ મીએ ૧૨૦ નો કેસ એકજ સ્ત્રીનો હતો. બીજા બધા નવ પુરૂષોના છે. નવમાંથી ૭ માટે ' ઇજાની ફરિઆદ પણ બહારના નિશાન નથી." એવો રીમાર્ક કરેલો છે. બહારની નીશાની દેખાતી બંધ થાય ને અંદરનો દુખાવો રહી જાય એવું પણ બને. પણ અંદર દુખાવો છે એમ કહે તો તે ખરૂં કે ખોટું તે ન ખબર પડે ભાંગ ફચર થઇ હોય તો ખબર પડે–તે સીવાય નહીં. બહારની નીશાની નહોતી–તેથી તેઓ દુખાવાની ખોટી બુમ પાડે છે એમ મારાથી ન કહી શકાય.

## ઈજાઓની નોંધ.

જોઉને કહું છું કે, મોતી નથુને ડાબા ઘુંટણ ઉપર સોજો હતો. રામસંગ જેરામ (જીવણ) ને વાંસા ઉપર જમણી બાજુએ

નીચેના ભાગમાં બે સોળ હતા (દોઢ ઇંચ માપ), મોઘી જેસંગને જમણા સાથળ ઉપર આડાં બે સોળ હતા. (માપ ૩ા ઇંચ). વેરસી તળસીને જમણા પગની નળી ઉપર ઉપલા ભાગમાં અને જમણા હાથના વચલા ભાગમાં બે છોલાયલા જખમો હતા. (માપ ૧ા) તેની ડાબી સાથળ ઉપર એક સોળ હતો. (માપ ૧ા અને ૦ા હતું) રાયસીંગ અને પાલુને તા. ૮ મીએ તપાસ્યા હતા. રાયસીંગને જમણા હાથ ઉપર પહોંચાથી બે ઇંચ ઉપર એક છોલાયલો જખમ હતો (માપ ૧ા) આ જખમની અગાડી પછાડી લીંબુના કદનો સોજો હતો. બાઇ પાલુને ડાબા હાથની હથેલીના પાછલા ભાગમાં સોજો હતો. અને તેની નીચેનું હાડકું ભાંગેલું હતું. એ બાઇ ૬-૨-૩૦ ના રોજ સાજી થઇ. જ્યારે જ્યારે હું તેને બોલાવતો ત્યારે આવીને બતાવી જતી. આ બધી ઇજા બોથડ પદાર્થોથી થયેલી હતી. બંદુકના કુંદાને અને ડફણાને બોથડ પદાર્થમાં ગણવામાં આવે. એ લોકોની સારવાર કરી છે તેના કેસો છે. તેમાં વીસ દહાડા ઉપરનો કેસ વેરસીનો છે. તેને તા. ૨-૨-૩૦ ના રોજ છુટો કર્યો. તેનો જખમ નળા ઉપર હતો તે પાકી ગયેલો.

ના. કોર્ટના જવાબમાં જણાવ્યું કે તે દરરોજ આવતો હતો.

રા. નાનુભાઇ-તે મજુરી કરી શકે તેવો હતો?

જવાબ-હા. કરી શકે તેવો હતો.

રા. પાવરી--મફતનું ખાવાનું મળતું હતું. શા વાસ્તે કરે?

પછી ડાકટરે જણાવ્યું કે કેમ વાગ્યું તે પુછવાની સામાન્ય પ્રથા નથી. મેં એ બાબત પુછપરછ કરી નથી. જખમ કેટલા જુના છે તે પુછવાનું કે લખવાનું ઠરેલું નથી. દરેક જખમ કેટલો જુનો હતો તેનો સામાન્ય ખ્યાલ છે. ચાર પાંચ દીવસના જુના હશે એમ લાગેલું. બધાનાં સટીંફીકેટો ઉપર સહી મારી છે.

પછી આગળ તપાસમાં સાક્ષીએ કહ્યું કે સકીના ગુહ્ય ભાગમાં વગાડીને કંઇ ઇજા થઇ હોય તો ફુટથી મરણ થાય.

## ડાકટરની ઉલટ તપાસ.

રા૦ પાવરીની ઉલટ તપાસમાં રેસીડેંટ સરજ્યને જણાવ્યું કે સકીના ગુહય ભાગ મેં જોયા હતા. તેના ઉપર બહારથી કે અંદરથી કંઇ ઇજા નહોતી.

મુત્રાશયમાં ૨ આઉંસ પીશાબ લખ્યું છે લોહી હત તો લખત. પીશાબ નળીમાં પણ ઇજા નહોતી.

પછી સાક્ષીએ જણાવ્યું કે એના પેટમાં થોડા જુવારના આખા દાણા હતા. પોક હોય કે ગમે તે હોય. તપાસ્યું તે પહેલાં ૧૮ રેક કલાકના હોવા જોઇએ. છોકરીને છાતી પકડીને ભીંત સાથે જોરથી અફાળી તેમ અરધી કલાક સુધી કર્યું હોય તો

શરીર ઉપર બહારથી નીશાની હોવી જોઇએ કે ?" એમ પુછતાં સાક્ષીએ કહ્યું કે થોડી ઘણી નીશાની હોવી જોઇએ બહુ સખત પછાડ હોય તો નીશાની રહે. ન હોય તો ન રહે. તેતો જેવો માર, પોસ્ટમોરટેમ કરી ત્યારે તેની છાતીનો ભાગ તદન સાધારણ હતો, સુજેલો નહોતો. પીઠ ઉપર પણ સુજેલો ભાગ નહોતો, મારની નીશાની નહોતી. ફેફસાંને ન્યુમોનીઆ શીવાય બીજી નીશાની નહોતી. બાલુના પેટમાં થોડુ દહીં હતું તે દુધ હતું કે ધાવણુ તે કહી શકું નહીં. ધાવવા માટે ભાન જોઇએ. પોસ્ટમોરટમ પહેલાં આશરે ૧૮ કે ૨૦ કલાક પહેલાં એ દુધ લીધેલું હોવું જોઇએ. છોકરૂં રડે તે ભાનમાં હોય અગર થોડુ ભાનમાં હોય ત્યાં સુધી રડે—તદન બેભાન હોય તો ન રડી શકે. આ છોકરીની મા દવાખાને આવી હોય તો મને યાદ નથી. બંદુકના કુંદાની કઇ કઇ નીશાની તે કહી શકાય. સોળની નીશાનીઓ બંદુકના કુંદાથી થઇ શકે. ત્રણ જણા મારે કે એક જણું, પણ મારના પ્રમાણમાં ઇજા થાય ને નીશાનીઓ રહે.

ના૦ કોર્ટ—એમાં શું પુછવાનુ છે ? ડાકટર સીવાય પણ સામાન્ય બુદ્ધિથી પણ આ સમજી શકાય.

ડાકટરે આગળ તપાસમાં જણાવ્યું કે ઘણા લોકો પોતાની મેળે ઇજા કરીને ભીલામો લગાડીને આવે તો ફોલ્લા ઉઠે વેરસી અને રાયસીગ રાધુનો જખમ હતો તે ભીલામાથી ન થાય. તે જખમ મેં તપાસ્યો ત્યારે પાકેલો નહોતો જેટલાને



વડોદરાના મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ.



શ્રી. રા. બ. ઘાડગે. પોલીસ કમીશ્નર. વડોદરા.

વાગેલું તેટલાને આવવાની છુટ હતી. કોઇની પાસે રૂપીઆ માગ્યા પણ નથી. પાલુને ઇજા થઇ છે તે પડી જવાથી અથડાય તો પણ થાય. કોઇ પણ બઇરી ઉપર બળાત્કાર કરવામાં આવ્યો હોય એવી હકીકત મને કોઇએ કહી નથી.

પછી સાક્ષીએ આગળ તપાસમાં જણાવ્યું કે જેટલા આવેલા તે બધાને તપાસ્યા હતા. આપ પુછો છો તેમ અહીં દવા કરાવવા 'બધા આવજો' એવું આમંત્રણ કોઇને આપ્યું નથી. બીજે દહાડે માત્ર બેજ જણા આવેલા હતા. કાલે લખાવ્યું છે તે એવું કે બાળક છેલ્લી વખત ધાવ્યું હોય ત્યારથી ૨૪ કલાક સુધી ભાનમાં હોવું જોઇએ.

અત્રે રેસીડેંટ સરજ્યનની જુબાની પુરી થતાં કામ બીજા દિવસ ઉપક મુલતવી રાખ્યું હતું.

## લાસના પંચક્યાસ વિષે જુબાની.

આસોજ કેસની સુનાવણી તા. ૬-૩-૩૦ ને ગુરૂવારે નીકળતાં વરતણીયા શંકર અમરા હાજર થતાં સરકારી વકીલ તરફથી તપાસવાનો નથી અને જરૂર હોય તો ના. કોર્ટે તપાસવાની કરેલી અરજ સાંભળી ના. કોર્ટે સાક્ષીને આજે પાછા જવા ફરમાવ્યું હતું.

રા. પાવરી તથા રા.. સુધાલકરે સાક્ષીનો જવાબ ડી. માજીસ્ટ્રેટ આગળ થયો છે તેથી અત્રે ઇન્સાફની ખાતર સાક્ષી લેવાવો જોઇએ એવી તકરાર કરી અત્યારે નહીં તો પાછળથી સવડે તેને લેવા અરજ કરી હતી.

## કશી પણુ યાદ વગરનો સાક્ષી.

પછી મગન લલ્લુ ધાંચી (રે. વડોદરા) એ દવાખાનામાં લાસનો પંચકયાસ કરેલો તેને લગતી જુબાની આપતાં કહ્યું કે એ છોડીઓની લાસનો પંચકયાસ કરેલો. લાસો ઓરડામાં આંકડાં ઉપર હતી ને અમે ઓરડાની બહાર પંચકયાસ કરેલો, કયા સાહેબે પંચકયાસ કરેલો, તે ખબર નથી. પંચમાં ત્રણુ મરદ ને એક બઇરી હતાં. લાસને અમે કોઇ અડકયા નથી. બધાએ આઘેથી ઉભીને જ જોઇ હતી. ૧૦–૧૫ કદમ છેટે ઉભીને જોયું હતું. તેમાં વાગેલાનાં નીશાન નહોતાં દુકાન એકલી હતી તે હું તો સહી કરીને લાગલો–તુરતજ ચાલ્યો ગયેલો. લખતા હતા તે સંભળાતું હતું. વાંચી સાંભળાવ્યું કે કેમ તે બધી અત્યારે સરત નથી. બઇરી અંદર તપાસવા ગઇ હતી.

રા. પાવરીની ઉલટ તપાસમાં જણુાવ્યું કે મારનાં નીશાન હોય ન હોય તે મને શું ખબર? તાળું ઉઘડાવીને અંદર ગયેલા તે ખબર નથી. અંદર ઉભા રહીને કે બહાર ઉભા રહીને લાસ જોયેલી તે કંઇ સરત નથી. વાંચી બતાવીને સહી કરી છે કે કેમ તે કંઇ અત્યારે યાદ નથી. લાસના સગાં વહાલાં તો દોઢ ગાઉ દુર ઉભા હતા, તેનો બાપ આવીને લાસ ઓળખી હોય તે સાંભરતું નથી. કયાં બેઠો હતો તે સાંભરતું નથી.

રા. પાવરી–તમે ખાદીનાં કપડાં પહેર્યાં છે?

જવાબ-અમે ગમે તે પહેરીએ.

ના૦ કોર્ટ–વેનીશીયન પહેરો કે?

જવાબ—હા. હા. ગમે તે પહેરીએ.

રા. પાવરી—માથે તો ખાદીની ટોપી છે ને!

જવાબ-હા હા. પહેરી છે. શા માટે નહીં!

## બંદુકનો પંચક્યાસ.

પછી સાક્ષી સખીદાસ આશાભાઇએ સર તપાસમાં જણાવ્યું કે કાશીપરાની ધરમશાળામાં આ મુદ્દામાલની બંદુકનો પંચક્યાસ થયો છે. કરસનલાલ છોટાભાઇએ ફોજદાર રૂબરૂ રજુ કરેલી આ કારતુસ પણ તેણે રજુ કર્યા હતા.

સાક્ષી હીંમત બાજીએ સર તપાસમાં કારતુસના હારડાનાં પંચક્યાસ કર્યાનું અને સરારના માણસે રજુ કર્યો છે એમ જણાવ્યું.

પછી સતાપુરની કોળીઓની ટોળી પૈકીના દલા કલ્યાણે સર તપાસમાં આસોજ આવ્યા, અને તળાવમાં મુકામ કર્યો ત્યાંથી માંડી ચોરામાં લઇ જઇ ફટકા સારૂ માર્યા, ધડાકા કર્યા, નાગા કરાવ્યા, સૌને ધડાધડ મારવા માંડયા. બૈરાને ને આદમીઓને નાગાં કરાવી ઉઠબેસ કરાવી, પછી બધાને બહાર કાઢ્યાં પછી સકીને લઇ ગયા, પછી મોતીયો ઝબુને અંદર લઇ ગયો, તે અરધી કલાકે બહાર રડતી આવી, પછી પારવતીને લઇ ગયા તે પણ અરધી કલાકે બહાર આવી, તે પછી મોતીયાએ કાશીને ખેંચાખેંચી કરતાં તેની છોડી પડી ગઇ વગેરે હકીકત બીજા સાક્ષીઓના જેવી કહી જણાવ્યું કે સકીને બાલુ બંને પાંચમે દહાડે વડોદરામાં મરી ગયાં.

## સાંભળે કોણ ?

રા૦ પાવરીની ઉલટ તપાસમાં જણાવ્યું કે મારો જબાબ મી. દેવ સા. કે શ્રી. ભદ્રસીંગરાવ રૂબરૂ થયો નથી. મારી બાયડીનું નામ મોંઘી. પટેલે મને તળાવે લાકડીનો ઘોકો માર્યો. તળાવ ઉપર ચાર સીવાય બીજાને નથી દીઠા. ચોરે આવ્યા ત્યારે થડમાં બારણે જુના મુખી ઉભા જ હતા. રાતે જડતી લેવાની ફોજદારે મોતીયાને વરદી આપી નથી. જડતી તો સવારે જ લીધી હતી. ફોજદાર ધર્મશાળાને મેડે ગયા નથી. સકીને અંદર લઇ ગયા ત્યારે બતી હતી. આદમીઓને અંદર લઇ જઇ મારઝુડ કરતા હતા. હું ઘરડો એટલે મને ઠોઠ ઝુસઠ ને ઘોકા થોડા માર્યા–વધુ માર્યા નથી. વેરસી રાડ રાડ પાડતો હતો. બહાર ઝબુ બોલી કે 'વેરસીને કોણ ભડાભડ કરે છે ?" એટલે ફોજદાર કહે "બોલાવ ઝબુને." પછી તેને મોતીયો લઇ ગયો. હુકમ કરે તે અમારાથી ના પડાય ? ઝબુ આવી ત્યારે અમને નાગા ઉભા રાખ્યા હતા. ધડકી જાય પણ માવેતર આગળ શું કરે ? પછી ઝબુ પાસ ઇંદ્રિ ઝલાવી. બહુ કરગરીયે પણ કોણ સાંભળે ? આંખ ઘણીયે મીંચીયે પણ જાવું ક્યાં ?

## ઘરડાને પણ ન છોડયો.

મને ઘરડાને પણ ઉઠબેસુ કરાવી. મેં મારો જ કાન પકડીને

કરી હતી. બીજાં કેમ ઉઠબેસ કરતાં હતાં તે ભડાભડ ચાલતી હતી ત્યાં કયાં બધું જોવા જઇએ ? મારા ઉપર મારનું નીશાન નથી. સવારે મોંઘીએ કહેલું કે તેની સાથળ સુજી ગઇ છે. અમારામાં ત્રણ ઝબુ છે. જે ઝબુને અંદર લઇ ગયા તેનાં બે નામ નથી. બીજી ઝબુ ૧૬ વર્ષની છે. તેને છોકરો છે. ત્રીજી ઝબુની ખબર નથી. અમે તો એ બેઉને સરખાં રૂપાળા ગણીએ. અમને કોળી લોકોને રૂપની શી ખબર ? ઝબુને અંદર લીધા પછી 'ઓય વોય, ઓય વોય' એમ રાડ પાડી તે અમે સાંભળી પારવતીએ પણ એવીજ રાડ પાડી. પારવતીનું વાગેલું ખરડાયલું અમે માવતર શી રીતે જોઇએ ? બઇરાંઓએ જોયું હશે. પો૦ ના૦ સુબા આગળ મેરૂ ને અમથાએ લખાવ્યું તે ઉપર અમારા અંગુઠા લીધા. અમને વાંચી બતાવેલું નહીં. ઉજા સુરાની છરી ભાટીયાએ તળાવમાં લઇ, છરી ધુણીમાં ફેંકી દઇ મ્યાનથી ભડાભડ મારતો હતો. રામસંગની છરી લઇ લીધેલી. તે બીજા દીવસે લેવા સોખડે ગયેલા. હું નહોતો ગયો.

રા. પાવરી–ભુખમરાથી બધું ખોટું કહો છો તે ખરૂં ?

જવાબ–શા સારૂ ખોટું કહીયે ? કંઇ ભુખે મરીયે છીએ ? ખાવા મળે છે.

રા. પાવરી–ખાવા મળે છે તો એમની બી બોલબાલાને એમના ખવડાવનારાઓની બી બોલબાલા !

અત્રે વખત થઇ જતાં ના૦ કોર્ટ વીશ્રાંતી માટે ઉઠી હતી.

## "સુજે ઈ કર્યું હોય?"

બપોર પછીની તપાસમાં શંકર હીરાએ (રે. સતાપર) ઘેરથી મજુરીએ નીકળી આસોજ આવ્યા-તળાવેથી ચોરે લઇ ગયા-ત્યાં મારઝુડ કરી-ભડાકા કર્યા-કપડાં ઉતરાવી નાખ્યા-નાગા કરી ઉઠબેસ કરાવી-ઝણુ, પરવતી અને કાશીને લઇને ગયા તેને લગતી બધી હકીકત બીજા સાક્ષીઓના જેવી કહી હતી.

પછી રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મારી બાંયડી પાલુના ભદરમાં જવાબ થયા તે વખતે હું ગયો નથી મારો જવાબ કેથે થયો નથી. તળાવમાં મને ભાટીયાએ થપડ મારી તેથી દુખતું હતું. સુજી ગયું નથી. દમણીયું કેથે મેં ભાળ્યું નથી. તળાવે આ ચાર જણુનેજ ભાળેલા. સઠી અંદર ઓયકારા કરતી હતી-સુજે ઇ કર્યું હોય-મને ખબર નથી મને ચોરામાં બેઉ ફેરા ગયેલો ત્યારે મારેલો નથી. નાનાં છોકરાંઓને મારેલાં તેનાં જડબાં સુજી ગયાં હતાં.

અત્રે સાક્ષીને ચોરામાંથી બહાર કાઢી મુકયા પછીની હકીકત પુછતાં તેણે કહ્યું કે અંદર ધડાકા થયા તે બધું રહી ગયું.

રા૦ પાવરી-તે આવી ગયું.

સાક્ષી-ધડાકા થયા તે કહેવું જોઇએ ને?

ના૦ કોર્ટ-તેથી તું મરી નથી ગયો ને?

જવાબ-ના, સાહેબ.

# કોણ દેખાવડું એ શી ખબર?

પછી સાક્ષીએ કહ્યું કે અમારામાં બે જણ છે, દેખાવડી કોણ તે અમને કેમ ખબર? જણ રડતી આવી ઇ ઘડી નહોતું પુછ્યું. આજ સુધી પુછ્યા કે કહ્યા વિના તે કોઇ રહે! પારવતીએ બહાર આવી કહ્યું ત્યારે અંદર ઇજજતું લેવાય છે તે ખબર પડેલી! બઇરાં બઇરાંમાં છાનું છાનું કહેલી. બઇરાંની મારફત થોડી ઘડી પછી અમને ખબર પડી. મારી બૈરી સાથે રાતેજ વાત થયેલી. નાની છોડી પડી, તે પછી થોડી ઘડી રડી હતી. પછી ધાવીયે નથી ને રડીયે નથી. મારી છોકરી નથી, પણ બધાં ભેગાં હતાં તે જોઇએ ને? તળાવેથી ચોરા સુધી બાટીવાના હાથમાં ઘોકો હતો તે આપના કાંડા જેવો નહીં તેથી પાતળો મારા કાંડા જેવો હતો.

ના. કોર્ટ—એમાં શું મોટો ફેર છે?

રા. પાવરી-કંઇ નહીં

સાક્ષી—કેમ નહીં? ઘણો ફેર. આપનું કાંડું તો ઇસ જેવું જાડું છે.

રા. પાવરી—ઠીક છે, મફત ખાવાનું મળે છે; તે તારૂં પણ થશે. બાવા!

પછી સાક્ષીએ જણાવ્યું કે બંદુકના ધડાકા થયેલા તે ફટાકા જેવા નહીં, તેથી વધારે થતા હતા. તેથી ચોરો ધરૂજી ઉઠતો

હતો. બંદુક આમ ધરીધરીને પતરામાં ફોડી તેથી મારી નાખશે એવી બ્હીક ન હત તો લુગડાં કેમ ઉતારી નાંખીયે ? તળાવેથી આવ્યા પછી ફોજદાર ધરમશાળાને મેડે ગયા નથી.

## એની એ કથા.

પછી સાક્ષી વીઠલ પથુ જાતે બારીયા (કોળી) તળબદાએ સર તપાસમાં લગભગ ઉપરના સાક્ષીના જેવી હકીકત કહી હતી.

બપોર પછી સાક્ષીઓની એની એ હકીકત ફરી ફરીને આવતાં-ફરીયાદીના વકીલ રા૦ નાનુભાઇ અને બચાવના વકીલ રા૦ પાવરી સિવાય બીજા વકીલોની હાજરી નહોતી. લોકોની ગીરદી પણ ધીમે ધીમે ઓછી થઇ ગઇ હતી.

રા૦ નાનુભાઇએ હવે એની એ હકીકત ફરી આવતી હોવાથી "આ સાક્ષીઓને તપાસવાની મને જરૂર નથી લાગતી. મી૦ પાવરીને જરૂર હોય તો ઉલટ તપાસ ભલે કરે " એમ જણાવતાં ના૦ કોર્ટે ગાળીને જરૂર પુરતા મુદ્દા પછી સાક્ષીઓ પુરા લેવાથી નીયમીતતા જળવાશે એમ જણાવ્યું હતું.

અત્રે વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

## બનાવનું સ્થળ જોવાની અરજી.

શુક્રવાર તા. ૭-૩-૩૦ ના રોજ કેસ આગળ ચાલતાં

ગઇ કાલ અધુરી રહેલી વીઠલ પથાની ઉલટ તપાસ પાવરીએ ચાલુ કરી હતી, જેમાં સાક્ષીએ જણાવ્યું હતું કે અમે ચોરે આવ્યા ત્યારે દમણીયું ચોરાની બહાર હતું. તે જોયેલું. ફોજદારને પટેલ આગળ ચાલતા હતા. દમણીયામાં નહીં. તળાવેથી ચોરે જતાં વાટમાં મને કે મારાં બઇરાં છોકરાંને માર્યું નથી. દેવ સાહેબ આગળ મારો જવાબ થયો તે પહેલાં બીજે કેથે થયો નથી. તે પહેલાં અમારી વીગત છાપામાં આવતી હતી. લોકો વાંચે તેથી જાણીએ. સકીએ તેને છાતી ઝાલીને પછાડી હતી એમ બહાર આવીને તેના બાપને કહેલું. મેં સાંભળેલું. આદમીઓને લીધા ત્યારે સકી અંદર નહોતી. તે હતી એમ સર ફોજદારને લખાવ્યાનું યાદ નથી. લખાવ્યું હોય તો તે વાત ખોટી. ચોરામાં મને ફોજદારે કુંદો મેલ્યો. મોતીયે ગરદન ઉપર ધોલ મેલી. ત્યારે તો છાતી સુજી આવેલી. કાળાં ઝાંમાં પડેલાં. દવા માટે ગયો નથી. હળદર, મીઠું ચોપડતાં ને શેક કરતા તેથી મટી ગયું. કુંદાની વાત સર ફોજદાર આગળ કહેલી નહીં લખેલી હોય તો હું શું કરૂં? ઉઠબેસ કરતી વખતે મને માર્યો નથી.

અત્રે રા. નાનુભાઇએ આવા સવાલો ઓછા થઇ જાય અને સ્થળ સંબંધી ખરી સ્થિતિ સમજી શકાય તે માટે સ્થળે જઇ જોવા ના. કોર્ટને વિનંતી કરી હતી.

## મુખી જોરાભાઇની વધુ તપાસ.

આ સાક્ષીની જુબાની પુરી થયા પછી રા. નાનુભાઇએ

આસોજના મુખી જોરાભાઇને, તેણે વહીવટદારને કરેલી જાહેરાત સંબંધમાં તે રજુ કરી ના૦ કોર્ટની પરવાનગીથી પુછતાં કહ્યું કે મેં રીપોર્ટ કરેલો છે તે આ છે. તા. ૬ ઠી નો છે. તે વરતણીયો વારીએ આવે તે દીવસે તા. ૮ મીએ લાવેલો. તેની દાખલ તારીખ છે.

રા. પાવરીની ઉલટ તપાસમાં જણાવ્યું કે ફોજદારે બંદુકથી છાપરામાં કાણાં પાડયાં તે જાત માહીતી નથી. પો. ના૦ સુબાને આના પછી તેજ દીવસ રાતે આપી છે. આ જાહેરાત તા. ૬ ઠીએ લખેલી. ખાત્રીથી કહું છું. સોગન ઉપર કહું છું બાજુએ લખેલો શેરો છે તે તા. ૭ મીએ લખેલો છે. તાજા કલમ કરીને નથી લખ્યું. શાહી ને કલમ તેજ હોય. તા. ૮ મીએ ટપાલનો વારો છે તેથી વરતણીયો તે તારીખે નીકળેલો. શની ને બુધવારે આસોજથી નીકળે ને પાછો આવે. એ કાગળ મારી બારનીશીમાં નોંધેલો છે. તેમાંયે તા. ૬ ઠી છે. તા. ૮ મીએ લખ્યો તે વાત ખરી નથી. તા. ૬ ઠી એજ લખેલો, ને નોંધેલો અને ૮ મીએ મોકલેલો.

પછી કોળી મજુરો પઇકી મેરૂ લવજીની જુબાની લેવાઇ હતી. તેણે બીજા સાક્ષીઓના જેવી લગભગ હકીકત કહી હતી.

રા. પાવરીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું હતું કે મારી બઇરી ને માને માર પડયાનું હું જાણતો નથી. તળાવે કે રસ્તે મને માર્યો નથી. કોઇને માર્યાનું જોયું નથી. રસ્તે

ભાટીગો ને મુખી આગળ હતા ને ફોજદાર ને મોતીગો પાછળ હતા. આવેલા ત્યારે દમણીયું જોયાની ખબર નથી. દેવ સાહેબ આગળ જવાબ ( તા. ૨૪ મીએ ) થયો, તે પહેલાં બીજા કોઇ પાસે થયો નથી. દેવ સાહેબ પાસે અને અહીં લખાવ્યું કે સફીને ફાળીયું તારા બાપનું છે કહી મારતા હતા, તે સૌ કહેતા હતા તેથી જાણ્યું. મને મોતીયાએ માર્યો હતો. દેવ સાહેબ આગળ ભાટીયાએ માર્યો એમ લખાવ્યું હોય તો ખોટું છે. દેવ સાહેબ બે વેણુ પુછે અને લખે તેમાં અમે વધારે શું લખાવીયે ? પુછે તે કહીયે.

## બંદુક અને ગડદા પાટુનાં દ્રશ્યો.

સાક્ષીને પુછતાં તેણે ફોજદાર બગલમાં આંકડ રાખી સૌની સામે બંદુક કેમ ધરતા હતા ને ઉંચે કેમ ફોડતા હતા તે સાક્ષીએ બંદુક હાથમાં રાખી તે પ્રમાણે કરી બતાવ્યું હતું. માણસોને નીચે બેસાડીને મોતીગો ઢીંચણ કેમ મારતો હતો તેનું પણ દ્રશ્ય કરી બતાવ્યું હતું. નીશાન મને હતાં. દવાખાને ગયો હતો. નીશાન બતાવ્યાં નથી. દવા ચોપડતા હતા. બઇરાંને એકલાં અંદર લીધેલાં ને બારણાં બંધ કરેલાં બઇરાંને આદમીયું બધા ભેગાં હતાં. મારી બઇરી જડી બચ્ચાંને લઇને ગયેલી. મેં ઉઠ બેસમાં વીઠલ પથુનો ડાબો કાન ઝાલેલો. ને જમણો મારો ઝાલેલો. વીઠલે મારો ડાબો કાન ઝાલ્યો. વીઠલ મારા ડાબા હાથ ઉપર હતો. મોતી જેસંગે મારો કાન ઝાલેલો છોકરાં બઇરાં પાસે ઉભાં હતાં તે પણ બઇરાંની સાથે ઉઠબેસ કરતા હતા. ૭ ૭ સાત સાત

વર્ષનાં છોકરાંને કહેતાં હતા કે ફેંટો માનો છોકરાં કહેતાં કે અમારો નથી. એટલે તેને માર્યાં ને ગાલ સુજવી દીધા. માનસંગની એક છોકરીને ગાલ ઉપર દવા લગાડવા દવાખાને લઇ ગયેલા. રાતે ફોજદાર ધરમશાળામાં ગયા નથી. રાતે જડતી લીધીજ નથી સર ફોજદાર આગળ ઉઠબેસ કરાવ્યાની વાત કહી નથી.

અત્રે કામ બીજા દિવસ ઉપર મુલ્તવી રહ્યું હતું.

## પરભુ પથાની જુબાની.

શનીવાર તા. ૮–૩–૩૦ના રોજ મુકર્દમાં આગળ ચાલતાં સર તપાસમાં સાક્ષી પરભુ પથાએ પોતાની જુબાનીમાં તળાવે માર્યા, ફેર કર્યો ચોરે આણ્યા, સફીને અંદર લીધી, આદમીઓને ઉઠબેસ કરાવી માર્યા, મારા બન્ને પગ ખેંચી ઉપર ચઢાવીને મને માર્યો, નાગા કર્યા, ઇન્દ્રિ ઝલાવી, ઇજ્જત લીધી વિગેરે મુળ વાતને લગભગ મળતી કહી હતી.

ઉલટ તપાસમાં–સાક્ષીએ જણાવ્યું હતું કે હું મોતી જેસંગ સાથે નીકળ્યો હતો. દલા કલ્યાણ ભેગો રહું છું. લાકડાના ભારા પુળાની મજુરી કરતો હતો. તળાવે અને ચોરે આવતાં મને કંઇ માર્યું નથી. પણ બધાયને મારતા હતા ખરા. સવારે ઝડતી લીધી તે વખતે ધર્મશાળા આગળ મેં દમણીયું ભાળ્યું હતું. ઝડતી લીધા પછી ફોજદાર દમણીઆમાં જતા રહ્યા. રાતના ૧૧ વાગતાના સુમારે ચાર જણા તળાવે આવ્યા તેવું મેં દેવ સાહેબ આગળ લખાવ્યું છે. ચોરાના બારણા સામે આદમીઓ ન હતા.

"બાપા મને મારે છે" એવી બુમો સકી પાડતી હતી. સકીને ફરીવાર અંદર લઇ ગયા તે વાત મેં દેવ સાહેબ આગળ લખાવી છે. એમણે ના લખી હોય તો એ જાણે સકી બહાર આવ્યા પછી આદમીઓ અંદર ગયા હતા. આદમીઓને અંદર લઇ ગયા ત્યારે મને નાંગો કરીને ફોજદારે એક કુંદો અને એક આંકડ મારી હતી. હથેળી ધારીયાને આંકડ મારી હતી મારા પગ ઓચીએ ચઢાવીને મોતીઓ અને ભાટીઓ મને મારતા હતા મોતીઆનું ધારીયું તે વેળા કયાં હતું તેની મને ખબર નથી મુખી બીજાને મારતો હતો પણ મને માર્યું નથી. દેવ સર ફોજદારે મને "તું દાકતરમાં ગયો હતો?" એટલુંજ પુછ્યું હતું. ફોજદાર પાસે આંકડ હતી તે વાત મેં સર ફોજદાર આગળ લખાવી છે. બંદુક ફોડતી વખતે ફોજદાર આંકડ કયાં મેલતા હતા તેની મને ખબર નથી. મુખીએ મને માર્યો નહતો, મારી ડાબી બાજુ પુના ગીગાને જમણી બાજુ ખોડા મોતી ઉઠએસ કરતી વખતે હતા. મેં પુના ગીગાનો જમણો કાન ઝાલ્યો હતો મારો જમણો કાન ખોડા મોતીએ ને ડાબો કાન પુના ગીગાએ ઝાલ્યો હતો. સવાર સુધી ઉઠએસ કરાવી ન હતી ઇન્દ્રી પકડાવ્યાની વાત મેં સર ફોજદાર આગળ લખાવી છે. આરોપીઓ પઇકી કોઇ ફેંટો હાથમાં લઇને ફરતો ન હતો. ભાટીઆના હાથમાં ફેંટો હતો એમ મેં દેવ ફોજદાર આગળ લખાવ્યું નથી ફેંટો નીચેજ પડેલો હતો. અમને કુકડો બોલે ત્યાં સુધી માર્યા ને પછી બહાર કાઢયાં આદમીઓને બહાર કાઢયા પછી બઇરાંને લઇ ગયા અને બારણું

બંધ કરી એકલા રાખ્યા, એવું મેં દેવ સાહેબ આગળ લખાવ્યાનું મને યાદ નથી. ઝણુને અંદર લઇ જતા મેં જોયું હતું. અંદર ફોજદાર, મોતી ને ભાટીઓ ત્રણ હતા એવું મેં લખાવ્યું નથી. અંદર ભાટીયો ને ફોજદાર હતા બારણા આગળ મોતીયો ફાનસ પાસે ઉભો હતો. ઝણુએ બહાર આવીને એની ઇજત લીધાની વાત કરી નથી, પણ પારવતીએ એ વાત કહ્યા પછી એણે કહી હતી. પારવતી અંદર હતી ત્યારે પણ ફાનસ મોતીઆ પાસે હતું, કોઇ પણ વખત વરતણીયાને અંદર આવેલા મેં ભાળ્યા નથી. "ચાલ કાઠીયાવાડી ઘોડી" એમ કહીને કાશીને મોતીયો અંદર લઇ ગયો હતો. હું દવાખાને ગયો ત્યારે કાળાં ઝામાં હતાં. ૭-૮ દહાડા દવા ચોપડાવવા હું ગયો હતો. હું સોખડા ગયોજ નથી. મુખી પાસે નામ નોંધાવવા કોણ ગયા હતા તે હું કહી શકતો નથી.

## છગન ત્રીકમની જુબાની.

સાક્ષીએ સર તપાસમાં તળાવે ફેર કર્યો, ધુણી કરાવી, ચોરે લાવ્યા, સફીને લઇ ગયા, માર્યા, નાગા કર્યા, ઉઠબેસ કરાવી ભડાકા કર્યા. ઇંદ્રિયો ઝલાવી, ઉઠબેસ કરાવી, ઇજત લીધી વીગેરે મુળ વાતને મળતી હકીકત કહી હતી.

ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું હતું કે હું મારા ફુવા મહેર નથુ ભેળો રહું છું બીજો મેર લવજી અમારામાં છે. સતાપુરમાં મારૂં ઘર છે. હું નહાનો હતો ત્યારથીજ ફુવા ભેગો

રહું છું. મારી ફોઈનું નામ જીવી. તેને વાગ્યું હોય તો તે જાણે. મને વાગ્યું હોય તે મને ખબર. દેવ સર ફોજદાર રૂબરૂ અમારો જવાબ થયો ત્યારે પ્રજામંડળના માણસો હતા. અમને ઉઠાડવા ચારેય જણ આવ્યા હતા. ફોજદાર ભડાકો કરીને "ઉઠો, ઉઠો બેઠા થાવ" એમ કહેતા હતા. રસ્તે મને માર્યો નથી. ફોજદાર અને મુખી અમારાથી સહેજ આગળ ચાલતા હતા. ભાટીયો અને મોતીયો અમારી વચ્ચે ચાલતા હતા. રાત્રે દમણીયું ભાળ્યું નથી. પાયખાના આગળ બઈરાં હતાં. રાશવા છેટા આદમીયો હતા. સકીને અંદર લઈ ગયા ત્યારે ચારેય માઈલી કોર હતા. સકી બહાર આવીને એના લબાચે બેઠી તેને અમે કંઈ પુછ્યું નથી. સકી મારાથી આઠ ફુટ દુર બેઠેલી હતી

આ પછી વખત થતાં કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

વિશ્રાંતિ પછી ના. કોર્ટ તપાસ આગળ ચાલતાં સાક્ષીએ જણાવ્યું કે ચારે જણ મારતા હતા. મોતીયો અને ભાટીઓ વેરસીને મારતા હતા. જેટલું મને યાદ રહ્યું તેટલું મેં દેવ સાહેબ આગળ લખાવ્યું હતું. લુગડાં કાઢયાં નહી માટે ફોજદારે ફેર કર્યો હતો. ફેંટો મનાવવા બીજો ફેર કર્યો હતો. ફોજદારે અમારી સામે બંધુક ધરતા અને છાપરા ભણી ફોડતા હતા. ભાટીયાએ મને ધોલ મારી તેનો સોજો આઠેક દીવસ રહ્યો હતો. મારો કાન બીજાએ અને બીજાનો કાન મેં ઝાલ્યો હતો. ઝબુ પાસે ત્રણ જણની ઇંદ્રિયો પકડાવી હતી. આદમી એકલા હતા ત્યારે મને ભાટીયે ધોલ મારી ન

હતી, પણ બઇરાં હતાં ત્યારે મારી હતી. ઝણુને ફોજદાર અંદર લઇ ગયો એવું લખાવ્યું નથી, પણ મોતીયો એને લઇ ગયો હતો. ઝણુ અંદર હતી ત્યારે ' વોવબાપ મારી નાખ્યા " એવા બે અવાજ આવ્યા હતા. " ઓય ઓય શું કામ ભઇશાબ મારી નાખો છો " એવું મેં પારવતી અંદર હતી ત્યારે સાંભળ્યું હતું. આદમી અને બઇરાં બહાર આવ્યા ત્યારે આસોજનો મુખી બહાર હતો નહી. જાડો પટેલ મારતો નહોતો, એવું મેં દેવ સાહેબ આગળ લખાવ્યું નથી.

## બાઇ રળીઆ રતનાની જુબાની.

આ બાઇની જુબાની લેતાં તેણે જણાવ્યું કે મારી ઉમ્મર પર વર્ષની છે, સતાપુર રહું છું, વીગેરે જણાવી તળાવ ઉપર શું થયું ? ચોરામાં કેવી રીતે લાવ્યા ? વીગેરે બીજા સાક્ષીઓને મળતું જણાવ્યું. પોતાના માટે કહ્યું કે મને મોતીએ લમણામાં થપ્પડ મારી હતી ફોજદાર આવ્યા અને તેમણે મને બરડામાં કુંદો કે ઠુંસો કાંઇ માર્યો. પછી અમને મારવા માંડયાં. અમો કેટલો માર સહીએ ? પછી અમે લુગડાં કાઢી નાંખ્યાં. આદમીઓના કપડાં પણ ભરી સભામાં કાઢી નંખાવ્યાં. પછી બુટો ઝલાવી ઉઠબેસ કરાવી. પછી બહાર કાઢયાં. પાછી સકીને અંદર ભાટીઓ લઇ ગયો. તેને બહાર કાઢી. મોતીઓ ઝણુને અંદર લઇ ગયો. પછી પારવતીને લઇ ગયો. પછી કાશીને બોલાવી. પણ તે ન ગઇ એવામાં પારવતીએ ભેદ ખોલ્યો. કાશીની છોડી પટકવાથી બે ચાર દહાડે મરી ગઇ.

## ઉલટ તપાસ.

મારે ધણી મરી ગયો છે. મારે ત્રણ છોકરાં છે. તળાવે ને રસ્તે શું માર્યું તે હું કહી શકું. જેને માર્યું હશે તે આવીને કહેશે. ફોજદાર શીવાય બીજે ક્યાંય મારો જવાબ થયો નથી. ચોરે સૌને લબાચે સઉ બેઠાં હતાં. સકીને અંદર શું પુછ્યું તે ખબર નથી. પણ રાડો પાડતી હતી. આદમીઓને અંદર લઇ જઇ શું કર્યું તેની મને ખબર નથી, ફોજદાર બંદુક ફોડતા હતા તે વેળા આંકડ પડખે મેલે કે ભોંયે નાખે. અમે એવું ત્યાં જેવા ગયાં હતાં? અવાજ થયા તે કંઇ ના કહેવાશે કે નથી થયા? પાલુ તે માલુ બધાં નાગાં હતાં. બાપા, કાકા, મામા, દીકરા બધાં નાગાં હતાં. માલુ અને પાલુ એ બેને કંઇ વાગ્યું નથી. કાશી પાસે બીખાની ઇંદ્રિ ઝલાવી હતી તે મેં જોઇ હતી ઝણુ પાસે મારા દેખતાં ઇંદ્રિ ઝલાવી નથી. બઇરાં અને આદમી ભેગા હતા તે વખતે ઝણુ પાસે કોઇની ઇંદ્રિ ઝલાવ્યાનું મેં જોયું નથી. મને માર્યું તે સુઝયું કે નહી તે ક્યાં દર્પણ લઇને ભાળીએ છીએ? બે ત્રણ દી દુખ્યું એ ખરૂં.

અત્રે સાક્ષીને મુર્છા આવવાથી તે બેભાન બની ગઇ હતી. તેથી કામ સોમવાર ઉપર મુલતવી રહ્યું હતું.

સોમવાર તા. ૧૦-૩-૩૦ ના રોજ બાઇ રળીમાતની અધુરી રહેલી તપાસ પુરી કરવામાં આવી હતી તેમજ મોહન મંગાની જુબાની લેવામાં આવી હતી. તેણે ચોરામાં બનેલા બનાવ સંબંધી

અગાઉના સાક્ષીઓએ આપેલી જુબાનીને મળતીજ જુબાની આપી હતી.

## ડાકટર મોદીની જુબાની.

બપોર પછી કામ ચાલુ થતાં વડોદરાના મેડીકલ પ્રેકટીશનર ડૉ. વેણીલાલ એન. મોદીની જુબાની લેવામાં આવી હતી. આ અગત્યની સાક્ષી સાંભળવા કોર્ટના ઘણા વકીલો તેમજ શહેરના કેટલાક મેડીકલ પ્રેકટીશનર–ખાનગી ડાકટરોએ પણ ખાસ હાજરી આપી હતી. કોર્ટનો રૂમ લોકોથી ચીકાર ભરાયો હતો.

ફરીયાદીના વકીલ રા૦ નાનુભાઇની સર તપાસમાં ડા. વેણીલાલ મોદીએ જણાવ્યું કે હું ૭ વર્ષથી અહીં ખાનગી પ્રેકટીસ કરૂં છું. મને એમ. બી. બી. એસ. ની ડીગ્રી ૧૯૨૨માં મળી છે. પ્રથમ છોટાઉદેપુરમાં લગભગ દોઢેક વર્ષ નોકરીમાં હતો. તે પછી અહીં પ્રેકટીસ કરૂં છું. આ સર્ટીફીકેટ જોઇને કહું છું. કે તે મેં આપ્યું છે.

અત્રે રા. નાનુભાઇએ સર્ટીફીકેટ વાંચતાં ના. કોર્ટે જણાવ્યું કે બાઇ કાશીની તપાસ પુરતી આ સાક્ષીની જુબાની લેવાશે. તે સીવાય બીજાની તપાસ સરકારી ડાકટરે કરેલી છે. તેથી તે બાબતમાં આ ડાકટરને તપાસવા દઇશ નહીં.

રા૦ નાનુભાઇ–સર્ટીફીકેટ કામમાં દાખલ કરવા વિનંતિ છે.

## બચાવ પક્ષનો વાંધો.

રા૦ પાવરી—ના, દાખલ નહીં થાય.

રા૦ નાનુભાઇ-સાહેબ, કાશી પુરતું દાખલ કરી શકશો. આખામાંથી એટલો ભાગ કંઇ ચીરીને આપી શકાશે નહીં.

પછી સાક્ષીએ સર્ટીફીકેટ બતાવતાં તે જોઇને જણાવ્યું કે મેં પાંચ માણસ તપાસ્યાં છે તેમાં કાશી વાઘા પણ છે. તેની જમણી જાંગ ઉપર ઘુંટણની હાડકીથી બે ઇંચ ઉંચે એક લંબચોરસ ઉભું સોળનું નીશાન છે. (માપ ૨ા ઇંચ) અને ડાબી જાંગ ઉપર ઘુટણની હાડકીથી ૩ા ઇંચ ઉંચે એજ માપનું સોળનું બીજું નીશાન છે. તા૦ ૧૦-૧-૩૦ ના રોજ મેં તેને તપાસી હતી.

રા. પાવરી—એ આખો કાગળ પુરાવામાં નથી. એવી નોંધ થવી જોઇએ, સાહેબ.

ના૦ કોર્ટ—કાશી પુરતોજ છે.

પછી રા. નાનુભાઇએ મરણનાં કારણ વગેરે બાબતમાં પ્રશ્નો પુછવાની રજા માગતાં જણાવ્યું કે આ ડાકટરે ૫૦-૬૦ પોસ્ટમોરટમ કરેલાં છે. તે અનુભવી છે. સરકારી ડાકટરે કેટલીક હકીકત જણાવી છે જે સંબંધમાં વધુ તપાસની જરૂર છે. બહારથી નીષ્ણાત ડાકટરની મદદની જરૂર છે. પણ તે માટે સરકાર ખર્ચ કરે અને તકલીફ લે કે કેમ તે પ્રશ્ન છે. તેથી જ્યારે આ ડાકટરે આ દરદીઓને તપાસ્યાં છે અને સર્ટીફીકેટ આપ્યું

છે ત્યારે તેમને તપાસી લેવાથી પ્રોસીક્યુશન તેમના પાસેથી કેટલોક જરૂરી ખુલાસોં મેળવી શકશે. છતાં આપને ચોકક્સ તબક્કે પ્રશ્ન બંધ કરવા હશે તો કરી શકો છો.

પછી ના. કોર્ટે તેવી રજા આપતાં રા નાનુભાઇની તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મેં ૬૦-૭૦ પોસ્ટમોર્ટમ કરી છે.

## બચાવ પક્ષના વારંવાર વાંધા.

રા. પાવરી—આ તપાસ સામે મારે વાંધો છે ડા. દીવાનજીને આથી પરોક્ષ રીતે હલકા પાડવાનો આ આડકતરો પ્રયત્ન થાય છે. તે સામે મારે વાંધો છે. સીધી રીતે ફરી ગયેલો સાક્ષી જાહેર તપાસ કરી તેની ઉલટ તપાસ લેવાને બદલે આ આડકતરૂ પગલું લેવામાં આવે છે.

ના૦ કોર્ટ—આપ જરા ધીરજ ધરો. તેમ ન થાય તે હું જોઇશ

સાક્ષીએ આગળ પ્રશ્નના જવાબમાં જણાવ્યું કે મેડીકલ જયુરીસ્પુડન્સના પ્રશ્નો એના ઉપરથી ઉપસ્થીત થાય તે માટે હું જવાબ આપી શકું. ડા દીવાનજીની જુબાની વાંચો છે. અને તે ઉપરથી પ્રશ્નો ઉભા થાય છે તે હું સમજી શક્યો છું.

ઉપરના બંને સવાલો સામે પણ રા. પાવરીએ વાંધો નોંધાવ્યો હતો.

પછી સાક્ષીએ આગ ા પ્રશ્નના જવાબમાં જણાવ્યું કે એ

પ્રશ્નો સંબંધી આ ધારભુત ગ્રંથો લઇને હું જુબાની આપવા આવ્યો છું.

રા. નાનુભાઇ—છોકરી બાલુની પોસ્ટમોરટમની નોંધ ઉપરથી તેના મોતનું કારણ આપને શું લાગે છે?

આ પ્રશ્ન શા માટે પુછો છો? એમ ના. કોર્ટે પુછતાં રા૦ નાનુભાઇએ ખુલાસો કર્યો કે ડા૦ દીવાનજીએ કારણ જડતું નથી એમ કહેલું અને આમાં કારણ લખેલું જ નથી તેથી આ પ્રશ્ન પુછું છું ના૦ કોર્ટે પ્રશ્ન પુછવા દેતાં, ડા. મોદીએ પોસ્ટમોરટમ જોઇને કહ્યું કે મારા અભીપ્રાય પ્રમાણે.........

રા. પાવરી—આમાં અભીપ્રાય ન આપી શકાય.

ડા. મોદી—શા. માટે નહીં? કોર્ટે મને પરવાનગી આપી છે તેથી કહું છું.

ના૦ કોર્ટ—મેં પરવાનગી આપી છે.

રા૦ પાવરી—સાહેબ એ તો સરકારી ડાક્ટરની પોસ્ટ-મોરટમની નોંધ ચેલેંજ કરવા જેવું થાય છે.

ના. કોર્ટ—તેવું નહીં થાય.

રા. પાવરી—તે બાબતમાં હું લેખી અરજ કરવા માગુ છું.

ડા. મોદી—મારા મત પ્રમાણે આ મરણ આંચકાથી થયું છે.

રા૦ પાવરી—ડા૦ દીવાનજીએ કહ્યું છે કે Shock થી થયું નથી

રા૦ નાનુભાઇ પોસ્ટમોરટમની નોંધ ઉપરથી આપ કહો છો તેવું કારણ બતાવી શકશો ?

રા૦ પાવરી–આ તો ચોખ્ખું વિરોધ કરવા માટેજ પુછવામાં આવે છે. તે પુછવા દેવું નહીં જોઇએ.

ના૦ કોર્ટે પ્રશ્ન પુછવા દેતાં જવાબમાં સાક્ષીએ કેટલીક તબીબી હકીકત કહી હતી.

## તકરારી સવાલો.

રા. નાનુભાઇ–સકીનું મોત સાથી થયાનું આપને જણાય છે ?

ના૦ કોર્ટે એ પુછવા દેવા ના પાડી.

રા૦ નાનુભાઇ બાલુ હાથમાંથી પડી ગઇ તે પોસ્ટ મોરટમની નોંધ જોતાં સાથી મરી ગઇ ? એનું કારણ આપને શું લાગે છે ?

રા. પાવરી–( સાક્ષીને ) જવાબ ન દેતા. તે સામે મારો વાંધો છે.

ના૦ કોર્ટ—એ પ્રશ્ન પુછવાની ના પાડું છું.

ના૦ નાનુભાઇ–મને ૨૫ વર્ષની પ્રેકટીસમાં આવો અનુભવ નથી આવ્યો કે મારોજ સાક્ષી મારી વીરૂધ્ધ પુરાવો આપે અને તે પણ સરકારી ડાકટર. તેથી ખુલાસા માટે આ પ્રશ્ન પુછવા જરૂરી છે.

રા. નાનુભાઇ—કોઇ માણસને મારવામાં આવે, તેને પુષ્કળ ઇજા કરવામાં આવે, પાછળથી પોસ્ટ મોરટમમાં નીશાની જણાય નહીં તો મરણનું કારણ આપને શું લાગે?

ના૦ કોર્ટ—ડા૦ દીવાનજીએ જ કહ્યું છે કે આંચકો હોઇ શકે, ને ન્યુમોનીયા પણ હોઇ શકે.

રા૦ નાનુભાઇ—છોકરીને મારથી છાતી સુજી ગઇ હતી. પાંચ દહાડા પછી નોંધ થઇ. તે દહાડે કંઇ ઇજાની નીશાની નહોતી તો તેવી સ્થીતિમાં મોતનું કારણ આપ શું કહો?

ના૦ કોર્ટ—એ પ્રશ્નની પણ જરૂર નથી.

રા. નાનુભાઇ—બાલુના પેટમાં દુધ હતું તે ચાર દીવસ પછી શી રીતે હોઇ શકે?

ના૦ કોર્ટ—તે પ્રશ્ન પણ નામંજુર કરૂં છું.

રા. નાનુભાઇ—ક્રોસ નહીં કરવાથી ડા. દીવાનજીને એ પ્રશ્ન પુછી શકયો નથી.

રા. પાવરી—ડા. દીવાનજીએ એ બાબતમાં જવાબ આપ્યો છે. આપે પુછયું નથી તે કંઇ તેના ઉપર ઉપકાર કરીને પુછયું નથી એમ નથી.

રા૦ નાનુભાઇ—વારૂ, બીજી રીતે પુછું છું. ખાવતી બંધ થવા છતાં પેટમાં દુધ આવ્યું હોય તો તે શી રીતે આવી શકે?

રા૦ પાવરી—આ પ્રશ્ન પણ નહીં પુછાવો જોઇએ.

ના. કોર્ટ—હું એ પ્રશ્ન પણ પુછવા દઇ શકતો નથી.

રા. નાનુભાઇ—સાહેબ, મારી વીનંતી છે કે આપ જવાબ સાંભળો. પછી યોગ્ય લાગે તો રેકર્ડ ઉપર લેશો, નહીં તો નહીં. ડા. દીવાનજીએ એ ખુલાસો કર્યો નથી. તેથી આ બાબત પ્રશ્ન કરવો પડે છે.

રા. પાવરી—ડા૦ દીવાનજીને પુછવાની કોઇએ ના પાડી હતી? હવે શા માટે પુછો છો? કોઇ પક્ષને પોતાના સાક્ષીને ખોટા પાડવા બીજા સાક્ષીને લાવી આવા પ્રશ્નો પુછી શકાય નહી.

ના૦ કોર્ટે પુછેલા પ્રશ્નનો ખુલાસો કરવા કહેતાં ડા. મોદીએ જણાવ્યું કે ધાવણ કાઢીને ચમચે ચમચે કે બીજી રીતે બહારથી આપ્યું હોય તો પણ એવું હોઇ શકે માનું દુધ હોય કે બીજાનું પણ હોય. કેટલાક સંજોગોમાં પેટમાં ગયેલું દુધ પાછું આવે છે અને તેથી પણ આવી રીતે પેટમાં માલુમ પડે.

ના૦ કોર્ટ—એ સ્થિતિમાં દુધની સ્થિતીમાં ફેર ન પડે?

ડા૦ મોદી—દહીં જેવું થઇ ગયેલું દુધ અડધું પચેલું હોય છે.

## ડાકટરની ઉલટ તપાસ.

અત્રે બચાવ તરફથી રા૦ વકીલ પાવરીએ ડાકટર મોદીની ઉલટ તપાસ લીધી.

રા૦ પાવરી—આપ કહી શકશો કે એવા કયાં સંજોગો છે કે જેમાં આંતરડામાંથી પેટમાં દુધ પાછું આવે?

ડા૦ મોદી—ઉલટી થાય તો તેથી દુધ પાછું આવે. તે સીવાય આંતરડાનો અડધો લકવા થયો હોય તો પણ તેમ થાય. તેવી સ્થીતીમાં છોકરાંનું આડું અવળું હાલન ચલન થાય તો પણ આંતરડાની તેવી સ્થીતીમાં તેમ થવાનો સંભવ છે.

ર. પાવરી હવે આ સીવાય કંઇ બીજા કારણ છે?

જવાબ—ના.

રા. પાવરી—ચાર દીવસથી બેભાન હોય તો ઉલટી થાય તે સંભવીત છે?

જવાબ—થાય. બેભાન હોય અને ઉલટી થઇ તેવો પુરાવો હોય તો કારણ બાજુએ રહે છે?

પ્રશ્ન—આમાં, જુઓ કે પોસ્ટમોરટમ વખતે આંતરડાની સ્થિતિ સારી છે. તો પછી આપ અડધો લકવા થવાનું માનો છો?

જવાબ—તે આંતરડાના લકવાની સ્થિતિ પોસ્ટમોરટમની તપાસમાં જાણી શકાય નહીં.

રા૦ પાવરી—પોસ્ટ મોરટમ કરો તેમાં તેવો લકવા હોવાનું શોધી શકો?

જવાબ—ના. પણ મરણ પછી શરીરના ચિત્ર ઉપરથી અનુમાન કરી શકાય.

સવાલ—કોણ પણ 'સાધારણ' અનુભવનો 'સાધારણ' ડાકટર તેવું અનુમાન કરી શકે?

જવાબ—મરણ પછી કરી શકે—માત્ર તેને પોસ્ટ મોરટમનો સાધારણ અનુભવ હોવો જોઇએ.

સવાલ—ત્યારે હું પુછું છું કે ડા૦ દીવાનજી તેવા સાધારણ અનુભવી કહેવાય કે?

જવાબ—મને તેમના અનુભવ વગેરેની માહીતી નથી.

ના. કોર્ટ—ડા૦ દીવાનજીએ ઘણાં ડઝન બંધ પોસ્ટ મોરટમો કર્યાં છે પછી આવા પ્રશ્ન સાક્ષીને પુછવાની જરૂર શી છે?

બાદ કેટલાક તબીબી પ્રશ્નોની તકરાર થઇ હતી.

સવાલ—દુધ ધાવવા માટે છોકરૂં સાનમાં હોવું જોઇએ કે?

જવાબ—ભાનમાં ન હોય તો ધાવી ન શકે. પણ બહારથી દુધ પેટમાં જઇ શકે ખરૂં. ગળેથી ઉતરી શકે.

સવાલ—ભાન ન હોય તો છોકરૂં રડી પણ ન શકે.

જવાબ—ના.

## આક્ષેપ કરનારા સવાલો.

સવાલ—આપે આ સર્ટીફીકેટ મોકલ્યું તેની કંઇ ફી ચાર્જ કરી છે?

જવાબ—ના.

સવાલ—એ લેકોને આપને ત્યાં કોણે મોકલી આપ્યા?

જવાબ—મી. છોટાભાઇ સુતરીયાએ.

સવાલ—તે એ લોકોની સાથે આવેલા ?

જવાબ—ના. મેં આ માણસોને પહેલાં છોટાભાઇની ઓફીસમાં જોયેલા. રાતે ૧૦ વાગેલા. ૮-૧૦ માણસો કાઠીયાવાડી ત્યાં હશે.

સવાલ—તે વખતે ત્યાં બીજા કોણ હતા ?

જવાબ—એક મી. લલીતચંદ્ર દીવાનજી અને બીજા આ મી. પાગલ હતા.

સવાલ-મી૦ મુનસી હતા ?

જવાબ—ના.

ના. કોર્ટ—એ નાહક શા માટે પુછો છો ?

રા. પાવરી—હું બતાવવા માગુ છું કે આ બધામાં ઉસ્તાદ ભેજું કોણ છે.

સવાલ-આ બેઠા છે તે નટવરલાલ હતા કે ?

જવાબ—તેને આજેજ હું જોઉં છું.

સવાલ-ત્યાં તમને શું કહ્યું ?

જવાબ-કહ્યું કે તમારે આ લોકોને તપાસવાના છે.

સવાલ—કઇ તારીખે કહેલું ?

જવાબ–ઘણે ભાગે ૯મી તારીખે. મેં કહ્યું કે બીજે દીવસે નોંધ લઇ લઇશ. તે પ્રમાણે લીધી.

સવાલ–જુવો, હું પુછું છું કે આપને અને મી૦ સુતરીયાને ઘણો ગાઢ સંબંધ છે?

સાક્ષી–એટલે?

સવાલ–હું એ પુછું છુ કે તમે સુતરીયાના અંગત મિત્ર છો?

જવાબ–હું તેમને ઓળખું છું. તેમનો ફેમીલી ડોકટર છું.

સવાલ–નહીં, તેમના 'મીત્ર' છો કે કેમ, તે કહો. 'મીત્ર' શબ્દનો ભાવાર્થ સ્પષ્ટ થવા સંબંધમાં કેટલીક રકઝક થયા પછી.

જવાબ–ના.

સવાલ–ત્યારે આ કામ મફત શા માટે લીધું?

જવાબ–કારણ, આ કામ જાહેર સેવાનું હતું.

સવાલ–મફત શા માટે સ્વીકાર્યું?

જવાબ–છોટાભાઇએ સોંપ્યું ને મેં સ્વીકાર્યું.

સવાલ–આજ જુબાનીમાં આવ્યા છો, તેમાં આપને કંઇ ફી મળી છે?

જવાબ–ના.

સવાલ–ફી લીધા વીના સર્ટીફીકેટ આપવું તે ધંધા વિરૂધ્ધ નથી માનતા?

જવાબ–ના, બીલકુલ નહીં.

સવાલ—કોઇ અખાડામાં આપ મી૦ સુતરીયા સાથે જોઇન્ટ સેક્રેટરી છે. ?

જવાબ—ના, હું એકલો સેક્રેટરી છું.

સવાલ—ત્યારે મી૦ સુતરીયા ?

જવાબ—તે ઉપપ્રમુખ છે.

કોર્ટ—કયા અખાડામાં ?

સાક્ષી—લક્ષ્મીનાથ વ્યાયામશાળામાં.

રા. પાવરી—પરશોતમ પાનાચંદે કરેલી ફર્યાદમાં તમે છોટાભાઇ સાથે સામાવાળામાં હતા કે ?

જવાબ—હા, હતો.

રા. નાનુભાઇ—આપજ તે કેસમાં હતા.

જવાબ—હા, તેથીજ જાણું છું.

સવાલ—આપ થીઓસોફીસ્ટ છો ?

જવાબ—ના.

સવાલ—ત્યારે આપ કો–મેસોનીક લોજમાં છો ?

જવાબ—ના, તેમાંય નથી.

સવાલ—પ્રેક્ટીસ કરવા માંડયા પછી આવી ઇજાની નોંધ લેવાના કેટલા પ્રસંગો આપને આવેલા ?

જવાબ—બે ત્રણ ડઝન—૩૦—૪૦ કેસો આવેલા હશે.

સવાલ—તેનું રજીસ્ટર રાખો છો ?

જવાબ—જુદું નથી રાખતો. સામાન્ય રજીસ્ટર રાખું છું.

સવાલ—જુવો, ત્યારે આ ૨૫ મી તારીખે લખ્યું છે તે શા ઉપરથી લખ્યું?

જવાબ—ના.

સવાલ—તમે તેને પુછ્યું હતું? કોણે માર્યું વગેરે?

જવાબ-તે પુછવાની મને ફુરસદ નહોતી.

સવાલ—પણ જરૂર હતી કે નહીં?

જવાબ—મેં કાશીને પુછેલું નહીં પણ સાથે મરદો હતા તેમાંથી પહેલો પાટો બાંધ્યો તેને પુછેલું.

સવાલ—જે ઇજા તમે નોંધી છે તેવી બીજા પાસે બે ચાર દીવસ પહેલાં કરાવીને આવે તો થઇ શકે કે નહીં?

જવાબ—થઇ શકે.

## અંગત સવાલો.

સવાલ—હવે જરા આપની માફી માગી લઇને પુછું છું કે; ડાકટર, આપ શું આયપત વેરો ભરો છો?

જવાબ—અત્યારે યાદ નથી.

સવાલ તેવીજ માફી માગીને પુછુ છું કે આપને છોટા-ઉદેપુરમાં શો પગાર મળતો હતો?

જવાબ-રૂા. દોઢસો.

સવાલ-તમે દેશી વઇદ સાથે ભાગીદારીમાં ધંધો કરો છો ?

જવાબ–તે મારા ભાઇ થાય છે અને વઇદ છે.

સવાલ–ઓંએ મેડીકલ એકટ પ્રમાણે દેશી વઇદ સાથે ભાગીદારીમાં ધંધો કરી શકાય કે ?

જવાબ–અમારૂં સંયુકત કુટુંબ છે તેથી સાથે બેસીએ. ધંધામાં બીજું શું સામાન્ય હોય ? દરેક દર્દીનો આ માફક કેસ રાખવો પડે અને જનરલ રજીસ્ટરમાં નોંધાય.

સવાલ–સર્ટીફીકેટ કયારે મંગાવ્યું. ?

જવાબ–તા૦ ૨૫ મીએ મંગાવ્યુ તે મોકલ્યું.

સવાલ–કાશીને ઇજા થયેલી તે કેટલા દીવસ ઉપર થયેલી તે નોંધ કરી છે.

જવાબ–તે લખેલું નથી.

સવાલ–તપાસ્યા તે પહેલાં પ્રજામંડળમાં આ લોકોના જવાબો લેવાતા હતા તે તમે સાંભળતા હતા ?

જવાબ–ના, હું ગયો ને મને કહ્યું તે સાંભળીને તુરત પાછો ચાલ્યો ગયો.

સવાલ–જખમની નીશાનીઓના રંગ નોંધ્યા છે.

## અંગત પ્રશ્નો શા માટે ?

અત્રે રા. નાનુભાઇએ વાંધો લીધો કે ડાકટરે પૈસાના લોભથી

કે તેવા કારણથી આ કામમાં તપાસ કરી છે, એવો આક્ષેપ મુકનારા પ્રશ્ન શા માટે પુછવા જોઇએ? તેને આ કામ સાથે શો સંબંધ છે? તેથી ખોટી રીતે ધંધા ઉપર અસર ન થાય? આવા અંગત પ્રશ્નો પુછવા નહીં જોઇએ.

ના૦ કો'—શા માટે પુછો છો? તે કંઇ મુંબઇમાં પ્રેકટીસ નથી કરતા. અહીં કરે છે. મુંબઇમાં સર્ટીફીકેટ લેઇ જાવ અને કર્યું તે કહો.

સવાલ—આપ આ કેસના વધારા પ્રગટ થાય છે તે વાંચો છો?

જવાબ—હા, કેટલાક વાંચેલા ખરા.

રા. પાવરી—માફ કરજો, ડાકટર આ તપાસમાં આપની અંગત લાગણી દુખાવવા મારો જરા પણ હેતુ નથી.

અત્રે ડા. મોદીની તપાસ પુરી થતાં વખત થઇ જવાથી કામ બીજા દિવસ ઉપર મુલતવી રહ્યું હતું.

## એની એજ રામ કહાણી.

મંગળવાર તા. ૧૧—૩—૩૦ ના રોજ કેસની સુનાવણી નીકળતાં શ્રી. ચંદુલાલ ડોકટરે સરકારી વકીલ શ્રી નાનુભાઇ થોડો વખત બીજે કામે હોવાથી સર તપાસનું કામ હાથ ધર્યું હતું. શરૂઆતમાં એમણે કોર્ટને જણાવ્યું હતું કે સરકારી વકીલ શ્રી નાનુભાઇની ઇચ્છા આ હવેના બધા સાક્ષીઓને તપાસવાની ન હતી.

કોર્ટ—અહીં તો દરેક સાક્ષીઓ ફરીયાદી છે.

## ખોડા મોતીની જુબાની.

સાક્ષીએ સર તપાસમાં આસોજના તળાવે મુકામ કર્યો, અધીં રાત્રે ચાર જણુ આવ્યા, ભડાકા કર્યાં, ધુણી કરાવી માર્યાં, ચોરે આણ્યા, નગ્ન કર્યાં, ફેર કર્યાં, ઇંદ્રિ ઝલાવી, ઝબુ અને પારવતીની ઇજત લીધી વીગેરે મુળવાતને લગભગ મળતી હકીકત કહી હતી.

અને ઉલટ તપાસમાં પોતાની જાણની હકીકત જણાવી હતી.

પીતાંબર મનસુખરામ જાનીએ ચોરાના પતરાંમાં પડેલાં ફાકાં વિષેનો પંચકયાસ પોતાની રૂબરૂ થયેલો છે ને તે ખરો છે એમ જણાવ્યું હતું.

બાઇ શંધુ રામસીંગની જુબાની સરકારી વકીલે સર તપાસ કરી ન હતી ને સાક્ષીને ઉલટ તપાસ માટે સોંપ્યો હતો

ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મારા ધણીનું નામ વીઠલ પથુ, મારે ૧૬ વર્ષનો છોકરો છે. તેનું નામ વીરૂ. ભાટીયે મને માર્યું હતું. બીજાને માર પડયો હોય તે બીજા જાણે.

બાઇ ડાહી કાના ને પણ સરકારી વકીલે ઉલટ તપાસ માટે સોંપતા સાક્ષીએ ઉલટ તપાસમાં જણાવ્યું કે મને એક થોડ મેલી હતી. કોણે મેલી હતી તેની ખબર નથી. મને ઓછું

દેખાય છે. હું બધા બઇરાં ભેળી રાત્રે ચોરામાં ગઇ હતી. ત્યાં નગ્ન કર્યાં ને માર્યાં.

## કરશનલાલ છોટાભાઈની જુબાની.

સર તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મુદ્દામાલની આ બંદુક છે તે મારી છે. કારતુસનો ડબ્બો અને હારડો પણ મારો છે. મારા બાપે એ બંદુક રાખેલી. ૮૦ની સાલમાં મારા બાપ મરી ગયા પછી એનો પરવાનો મારા નામ પર છે. એનો ઘોડો લપઢો પડી ગયો હતો તેથી ડિસેમ્બર મહીનામાં એને ઠીક કરાવવા હું વડોદરે લાવ્યો હતો. પરવાના માટે હું તાલુકામાં ગયો ત્યાં ફોજદાર શંખપાળ હતા. "હું બંદુક દુરસ્ત કરાવી લઇશ" એમ કહીને શંખપાળે બંદુક રાખી લીધી હતી. કારતુસ ભરેલો હારડો પણ મેં એમને તે વખતે આપ્યો હતો. મારા બાપના વખતના એ કારતુસ છે. મને ફોજદાર પાસેથી દશેક કારતુસ ઓછા મળ્યા હતા. બધા પાછા મળ્યા ન હતા. મેં એમને આપ્યો ત્યારે હારડો સારો હતો અને પાછો લઇ ગયો ત્યારે તુટેલો હતો. આ શંકરરાવ ફોજદારને મેં બંદુક રજુ કરી હતી. હારડો મેં વડોદરે આવીને રજુ કર્યો હતો.

સાક્ષીની ઉલટ તપાસ થઇ નહોતી.

## બાઈ ઝબુ ભગાની જુબાની.

( જેની ઇજત લીધી તે ઝબુ નહિં ) સરકારી વકીલે સાક્ષીને

ઉલટ તપાસ માટે :સોંપનાં સાક્ષીએ ઉલટ તપાસમાં જણાવ્યું હતું કે મારા ધણીનું નામ તળસી બાવા છે. મને વાગેલાનાં નીશાન રહ્યા ન હતાં. હું ડાકટર પાસે ગઇ ન હતી. ચોરામાં માર્યાં કુટયાં તે મને ખબર છે. આ એઠા તે ફોજદારે મને થોટ મારી હતી. ચોરામાં ઇંદ્રિયો પકડાવી તે મેં જોઇ હતી. મને જેટલું પુછયું તે મેં સર ફોજદારને લખાવ્યું હતું. ત્રણુ અને બે ત્રણ બઇરાં માર બતાવવા સુબા પાસે ગયાં હતાં. બીજી ઝણુ મારી માસીબાઇ બેન થાય. માસીનું નામ મને આવડતું નથી. હું પંદર રૂપીયા લઇને નીકળી હતી. એમાંથી હવે કાંઇ બાકી રહ્યું છે. નથી.

## બાઈ જડી બીજલની જુબાની.

સર તપાસ ન હોવાથી સાક્ષીએ ઉલટ તપાસમાં જણાવ્યુ હતું કે હું સુબા સાહેબ આગળ મારો માર બતાવવા ગઇ નહતી. ફોજદારે મને ગાલ પર બે ત્રણ ઠોંસા માર્યા હતા. ૧૦–૧૫ દહાડે મારા સુજેલા ગાલ મટયા હતા. ચોરામાં શું શું થયું તેની મને ખબર અંદર કોને શું કર્યું તેની મને ખબર નથી.

શ્રી. પાવરી–સાહેબ, વિદ્વાન સરકારી વકીલ સર તપાસ કરતા નથી એટલે અમારે પછી કયા મુદ્દાઓ ઉપર ઉલટ તપાસ કરવી?

કોર્ટ–તમે તમારા લાભનુંજ પુછો. તમે બીજી વીગતો શું કામ પુછો છો?

# બાઈ મણી જીવણની જુબાની.

મુળવાતને લગભગ મળતી હકીકત સર તપાસમાં સાક્ષીએ કહી હતી. અને એણે ઉલટ તપાસમાં જણાવ્યું હતું કે બધાં કુલને માર્યાં હતાં. મારવામાં મણા મેલી નથી. તળાવે કે રસ્તે મને મારી નથી. સકીની છાતી લાલઘુમ થઇ ગઇ હતી. ને ઉપસી આવી હતી. છોકરાંની છાતી વેંત શાની ઉપસી આવે ? છોકરી માર મોઢે હકકહ થઇ ગઇ હતી દવાખાને સકીને આણી તે વખતે પણ એની છાતીએ ઝામાં હતાં એ કાળાં ઝામાં બે ચાર દશ હતાં. અમે પાયખાના આગળ બેઠાં હતાં. મરદને એક કોર બેસાડયા હતાં. અમે હતાં ત્યાંથી ચોરાનું બારણું દેખાતું હતું. મારા ધણીને પટેલે પેઢુમાં મારેલું, તેથી દોઢ દીવસ સુધી પેશાબ ઉતર્યો ન હતો મેં એક હાથે કાન ઝાલીને ઉઠબેસ કરી હતી. ઉકો રાડો પાડતો હતો તેથી એને માર્યો. ઉકાને ફેંટો મનાવતા હતા. જાડો મુખી મારવામાં ન હતો એવું મેં સર ફોજદારને લખાવ્યું નથી.

## આરોપીઓના નવા જામીન લેવા અરજી.

આસોજ કેસની તપાસ બુધવાર તા ૧૨–૩–૩૦ને રોજ નીકળતાં, ફરીયાદીના વકીલ રા૦ નાનુભાઇએ આરોપીઓના જામીન સંબંધે ના૦ કોર્ટને અરજ આપી હતી. તેમાં નં૦ ના આરોપી ફોજદાર શંખપાલના જામીન સંબંધમાં એવી

મતલબની અરજી કરી હતી કે મેજીસ્ટ્રેટની કોર્ટમાં પોલીસ કેસ કમીટ કર્યાં પહેલાં તે હાજર થતાં રૂ૦ બે હજારના જાત મુચરકા અને રૂપીયા એક હજારના બે જામીન લઇ તેને ખુલ્લા રાખેલા છે. જે સંજોગોમાં એ હુકમ થયેલો તે હવે કાયમ રહ્યા નથી. એટલુંજ નહીં પણ તેમના બે જામીનો પૈકી એક તો નાલાયક હોય તેમ માનવાને હાલ કારણો મળ્યાં છે. તેથી તેને ફો૦ કા૦ ચ૦ રીતના નિ૦ ક૦ ૨૫૬ ( ૧ ) પ્રા૦ અટકમાં રાખવા જોઇએ અને એજ કલમ (૬) પ્રા૦ તેનો મુચરકો તથા જામીનખત રદ કરી તેને અટકમાં લેવા જોઇએ. અને જામીન-દાર સાંકળચંદ તેની જવાબદારીઓ અને સ્થાવર મીલકત જાના તે હાલની વધારાની રૂ. ૧ હજારની જામીનગીરી માટે લાયક લાગતો નથી તેથી તે નાલાયક જામીન ઠરાવી નવો જામીન લેવો ઠરે તો રૂ. ૧૦ થી ૧૫ હજારનો બીજો જામીન આપવા કલમ ૬૦ પ્રા. હુકમ કરશો. આરોપી ઉપરનાં ગંભીર તહોમતો જોતાં તેને રૂ. બે હજારના જામીન ઉપર ખુલ્લો રાખવો તે દેખીતું જોખમ છે. તેના જેવી સ્થિતિનો માણસ કેદની શીક્ષાનો લાભ લેવા રહે તેનાં કરતાં રૂ. બે હજારનું નુકશાન વેઠી લેવા કેટલો તત્પર રહે તે કહેવાની જરૂર નથી.

ફોજદાર શંખપાલ તરફથી એ અરજ સામે લેખીત જવાબ સાદર કર્યો હતો, જેમાં એવી મતલબની હકીકત જણાવી હતી કે સંજોગો કાયમ રહ્યા ન હોય તો તે ફરિઆદ પક્ષની વિરૂધ બદલાયલા છે. જામીનને નાલાયક કહેવામાં આવે છે. તે ખોટું

છે. બીજાની વતી રૂ. ૮ હજારની તેની જવાબદારી હોય તો પણ તેને રૂ. ૧૦ હજારના ઘર ઉપરાંત ડભોઇમાં જમીનો-ઉઘરાણી વગેરે મળી રૂ. ૧૫ થી ૨૦ હજારની મીલકત ધરાવે છે. જામીનની રકમ વધારવાની માગણી વ્યાજબી નથી મારી બાયડીના દુખકારક મરણના પ્રસંગે પણ હું બીજેજ દીવસથી હાજર રહેલો છું વગેરે કારણો ધ્યાનમાં લઇ જામીનની રકમ તથા જામીનો કાયમ રાખવા મે૦ કરશો.

## ઠરાવ અરજ નામંજુર

એ પ્રમાણે અરજોનો ના૦ કોર્ટે ઠરાવ આપતાં નં૦ ૧ ના આરોપી ફોજદાર સંબંધે જણાવ્યું કે આજ સુધી તે કામ ચાલતાં હાજર રહ્યા છે તેથી અટકમાં લેવાની જરૂર નથી. જામીનદાર સાંકળચંદ બીજા એક જણના જામીન હોવાને લીધે શંખપાલના જામીન રહેવા લાયક નથી રહ્યા. તેથી બીજા જામીન લેવા અને જામીનની રકમ વધારવી એ માગણી હાલ મંજુર કરવી યોગ્ય નથી લાગતી તેથી અટકમાં લેવાની તેમજ જામીનની રકમ વધારવાની કે સાકળચંદને બદલે બીજો જામીન લેવાની અરજ નામંજુર કરવામાં આવે છે.

ના૦ ૨ ના આરોપી મોતી સંબંધમાં ના૦ કોર્ટે હુકમ કર્યો કે તેની પાસેથી આ કોર્ટમાં હાજર રહેવાનો જામીન કદબો નવેસર અહીં કરી લેવો.

## વીષ્ણુ યશવંત સોરકરની જુબાની.

સાક્ષીએ જુબાનીમાં જણાવ્યું કે પોલીસ કમીશ્નરની કચેરીમાં હું અવલ કારકુન છું. આ કાગળ ( ની. ૧૨૪ ) મારી કચેરીનો છે. એની પાછળનો શેરો પોલીસ કમીશ્નરના હાથે લખેલો છે ને તેની નીચે એમની સહી છે. હું તે સહી ઓળખું છું. પો૦ ના૦ સુબાનું જે લખાણ છે તેના અક્ષર હું ઓળખી શકતો નથી. આ કાગળ પોલીસ ના૦ સુબાની કચેરીમાંથી અમે મંગાવ્યો ને પછી અહીં મોકલાવી આપ્યો.

પછી કોર્ટે એક યાદી લખી મોકલી દવાખાને તપાસ કરાવી હતી કે પો૦ ના૦ સુબા સાક્ષી આપવા માટે ક્યારે આવી શકે તેમ છે ?

બાદ કોર્ટ સાક્ષીઓ ન હોવાથી બીજે દિવસે બાકી રહેલા બે વરતણીયા અને ભાવા નાનજીની ઓરત તપાસવાનું રાખી ઉઠી હતી.

ગુરૂવાર તા. ૧૩–૩–૩૦ ના રોજ વરતણીયાઓની જુબાની લેવાની હતી, પણ તેઓ હાજર નહી હોવાથી કોર્ટનું કામ મુલતવી રાખવું પડયું હતું. બાદ હોળીની રજાઓ હોવાથી રજાઓ દરમ્યાન કેસ મુલતવી રહ્યો હતો.

## હોળીની રજાઓ પછી.

હોળીના તહેવારોની રજા પછી તા. ૨૨–૩–૩૦ ના રોજ

કોર્ટ ખુલતાં આસોજ સાર્વજનિક પુસ્તકાલયના લાયબ્રેરીઅનની જુબાની આરોપી પક્ષનો વાંધો નામંજુર કરી કોર્ટ લેવા દીધી હતી

## ચુનીલાલ હરગોવિંદની જુબાની.

આસોજની ધર્મશાળાના મેડા ઉપર સાર્વજનિક પુસ્તકાલય છે. તેનો હું લાયબ્રેરીઅન છું. પુસ્તકાલય દિવસના ૧૦ાા થી ૪ાા સુધી ઉઘાડું રહે છે. સાડાચાર વાગે દાદર બારીને તાળું મારી બંધ કરૂં છું. રાત્રે કુંચી મારી પાસે રહે છે. કોઇ વખતે અમલદારના ઉતારા માટે પટેલના કહેવાથી મેડો ઉઘાડી આપું છું. કાઠીયાવાડીઓ આવ્યા તે રાત્રે મારી પાસે કોઇએ લાઇબ્રેરી ઉઘડાવી નથી.

હું આસોજમાં તે રાત્રે હતો મહાદેવનું દહેરૂં છે. તેનો પુજારી હીરાલાલ રાત્રે અંદર સુઇ રહે છે તે બંધ કરતો હશે. ધર્મશાળામાં એક ઓરડી છે. તે પુજારી વાપરે છે. પો. ના. સુબા આવ્યા ત્યારે મેં જાતેજ લાયબ્રેરી ઉઘાડી આપી હતી. પો. ના. સુબા ગયા પછી મેંજ મંગળવારે તે અડકાવી હતી. અમલદારનો મુકામ લાયબ્રેરીમાં હોય તેટલો વખત એની જવાબદારી પટેલને માથે રહે છે. શાળાનો ચાર્જ લેતી વખતે લાયબ્રેરીનો ચાર્જ સરકારી રીતે સોંપાય છે. પટેલ માગે તોજ હું ચાવી આપું છું તે ના હોય તો હું જાતે જઇને ઉઘાડી આપું છું. આસોજમાં બે અઢી વરસથી માસ્તર છું. પટેલ ચાવી લેવા આવે તો પણ હું જાતે લાયબ્રેરી ઉઘાડી દઉં

છું, કારણ કે પુસ્તકો વખતે આમતેમ પડી રહ્યાં હોય તે બરેબર મુકી દેવાં પડે. મારી પાસે ચાવી માંગવાને રાત્રે કોઇ આવ્યુ નથી. ઉંઘમાંથી ઉઠીને ચાવી આપવાનો પ્રસંગ બન્યો નથી.

પ્રજા મંડળના લોકો મારી આગળ આવ્યા નથી. પોલીસ પ્રોસીક્યુટર સર ફોજદાર દેર માંદા હોવાથી હાજર સાક્ષી વરતણીયાને કોર્ટ તરફે તપાસવામાં આવ્યા હતા.

## વરતણીઆ શંકર અમરાની જુબાની.

પાંચ વર્ષથી વરતણીઓ છું. સોખડે થએલી ચોરીના કામે તપાસ કરવા ફોજદાર આસોજ આવેલા. ભવાન પરાગ બોલાવવા આવેલો. એકલાં જતાં ડર લાગવાથી દરૂભાઇને તેડીને ગયો. કારણ મુખી જોરાભાઇ તે દહાડે વડોદરે ગયા હતા. ત્રણે વરતણીઆ, પરાગ ને દરૂભાઇ તળાવે ગયા. ફોજદાર વાવ આગળ સામા મળ્યા.

ફોજદાર ચાલતા હતા ને જેઠા પટેલ ડમણીયામાં હતા. ફોજદાર સાથે ભાટીયો ને સીપાઇ મોતીયો હતા. ચોરાની લીમડી હેઠળ આ લોકોના લબાચા ઉતરાવ્યા ને પુછી બધાંને ફોજદાર ચોરામાં લાવ્યા. પછી એમને મારઝુડ કરવા માંડયાં. બારણું અધુ" બંધ હતું "સોખડાની ચોરી તમે કરી છે" કહીને મારતા હતા. પછી મહીં ધમાલ ચાલવા માંડી. મારવા માંડયા એટલે મહીથી મારવાડીઓએ બહાર નીકળવા માંડયું. મહી લઇ જાય બહાર નીકળે. બે બે અંદર લઇ જઇને મારવા

માંડયા "પટકો અમારો છે" એમ કહેડાવવા બંદુકના ભડાકા કરવા માંડયા.

## ફોજદારે ભડાકા કર્યા.

ફોજદારે ચાર ભડાકા કર્યા હતા. અમે તો બહાર બેઠા હતા અંદર પેઠા નહોતા. કોહ્યા અદા ફાનશ લઇને મારઝુડ થતી હતી તે વખતે મહી ગયો હતો. આવું સવાર સુધી ચાલ્યું. પછી બધાંને બારણે બેસાડી મુકયાં, ફોજદાર પછી ખાટલો મંગાવીને મહી સુઇ રહ્યા. ફોજદાર બીજે દીવસે અગીઆર વાગે ઉઠયા. રાત્રે બારણું અરધું બંધ ને અધું ઉઘાડું હતું. મારઝુડ કરતા હતા તેની બુમો અમે સાંભળતા હતા. સીપાઇ અમને બારણામાં અંદર પેસવા દેતો નહોતો. મોતીઓ મારવામાં હતો.

સરકારી વકીલની ઉલટ તપાસમાં જણાવ્યું કે કોહ્યાની જુબાની થઇ તે દહાડે અમે તેની જોડે નહોતા આવ્યા. પણ દરૂભાઇની જોડે હું ને ગોવીંદજીભાઇ આવેલા. મારો ભાઇ ગીરધર અમરાને ખબર થઇ કે અમને વડોદરે લઇ ગયા તેથી તે અહીં તપાસ કરવા આવ્યો હતો ગોવીંદની તપાસ કરવા તેનો ભાઇ પણ આવ્યો હતો. તે બે જણ કોહ્યા સાથે આવ્યા હતા. તેની આગળ રાત્રે ગાડામાં નીકળી સવારે વડોદરે આવ્યા હતા અમે જેઠાની દુકાને બેઠા હતા. દરૂભાઇની જોડે ગએલા તેથી શું કરશે કે શું નહીં તે બીકથી તે તપાસ કરવા આવ્યા હતા.

# ૫૦ રૂપીઆની લાંચ.

જુબાની આપવા માટે ૫૦ રૂપીઆ આપવાના કહ્યા હતા. પણ અમે લીધા ન્હોતા. અમને દરૂભાઇએ તે રૂપીઆ આપવાના કર્યા હતા. મેં લીધા નથી. અમને ગાડામાં દરૂભાઇએ કહ્યું હતું કે "૫૦–૫૦ રૂપીઆ આપીશ ને તમે બરાબર જુબાની પુરશો નહી" અમે કહ્યું કે "અમે જે દીઠું છે તે કહીશું ને રૂપીઆ લેવાના નથી" અમે અહીં આવવા નીકળ્યા તે પહેલાં અમને ૫૦ રૂપીઆ આપવાની વાત કરી હતી.

"સવારે સાક્ષી ના પુરશો ને રૂ ૫૦ આપીશ" તેવી વાત દરૂભાઇએ અમને કહી હતી, કોયો નાશી ગયો ને અમે બે હાથમાં આવી ગયા. મારઝુડની શરૂઆત પછી દરૂભાઇ જતા રહ્યાં હતા અંદર ત્રણ જણ મારવામાં હતા ને પટેલ મહીં ગયો નથી. પાછળથી એક એક બધરાંને અંદર લઇ જતા હતા ખરા. અંદર શું કર્યું તેની અમને શી ખબર પડે? એક લઇ જાય ને બબ્બે પણ લઇ જતા હતા. ભાટીઓ ને સીપાઇ લઇ જતા હતા. સવારે પોલીસવાળે આમના બચકા તપાસ્યા હતા.

શ્રી. પાવરીની ઉલટ તપાસમાં જણાવ્યું કે "મારી તબીએત બીમાર છે તેથી સુવાની સગવડ કરો" એમ ફોજદારે દરૂભાઇને કહ્યાનું મેં સાંભળ્યું નથી. દરૂભાઇને ફોજદાર બધા સંગાથે ચોરે આવ્યા હતા સાવંત રૂબરૂ મારો જવાબ થયો નથી. વાંચી સંભળાવેલું નથી.

અંગુઠો ચાંપવા કહેવાથી ચાંપ્યો છે. ત્રણે વરતણીયાના અંગુઠા જોડે કર્યા છે. અમારા ત્રણમાંથી કોઇએ કાંઇ જવાબ આપ્યો નથી. મોતીયાને ઝડતી લેવાનું કહીને ફોજદાર ધર્મશાળાને મેડે જઇને સુતા એવું અમે સાવંત સાહેબને લખાવ્યું નથી.

"મોતીયો બઇરાંના લુગડાં ઝડતીમાં ખંખેરાવતો હતો તેથી કાઠીયાવાડીઓ મોતીયા ઉપર ધસી ગયા ને તેથી ગભરાઇને મોતીયાએ અવાજ કર્યા," એવું અમે સાવંત સાહેબ આગળ લખાવ્યું નથી. તે રાત્રે દરૂભાઇએ ફોજદારને દવા કરી નથી. "દરૂભાઇએ ફોજદારને દવા શેક વીગેરે કર્યું" એમ સાવંત સાહેબને લખાવ્યું નથી. માસ્તર અમને ધર્મશાળાના મેડાની ચાવી આપતો નથી. પટેલ જાતે જઇને ચાવી લાવે ને અમલદારને ઉતારો આપે. કોઇને મારતાં મેં નજરે દીઠું નથી. પણ બુમો પાડતા તે સાંભળતો. બંદુક ફોજદાર પાસે હતી તેથી કહું છું કે અવાજ ફોજદારે કર્યા હતા. દરૂભાઇ જુના મુખી છે. "મારશો નહીં" એમ દરૂભાઇ કહેતા હતા એવું અહીં આજ પહેલ વહેલું લખાવ્યું છે. "હું કહું તે પ્રમાણે કહો" એવું જોરાભાઇએ અમને કહ્યું નથી. શનીને બુધવારે ટપાલ લઇને વડોદરે આવવું પડે છે. ના આવીએ તો દંડ થાય છે હું ત્રીસ વરસથી વરતણીયાનું કામ કરૂં છું. કેટલીક વખતે ફોજદાર ખાટલો ચોરાને બારણે નખાવે ને કેટલીક-વાર અંદર રાખે. ફોજદારને એક માણસ મગતરાં કરડે તે ઉડાડે ને બીજો પહેરો ભરે. લાયબ્રેરીની ચોપડીઓ અમારે માથે પડે તેથી અમે મેડે ચઢતા નથી, લીંપવા થેપવા જઇએ.

# ગોવીંદજીભાઈની જુબાની.

ગોવિંદજીભાઇની જુબાની થતાં તેણે લગભગ શંકર અમરાની મતલબની હકીકત જણાવી હતી. કેટલીક વધુ વીગતો એક ૮–૧૦ વરસની છોડી સંબંધે તેણે જણાવી કે તેને ભાટીઓ ચોરામાં લઇ ગયો છોડી અંદર રાડો પાડતી હતી ને રાડો પાડતી નીકળી ત્યારે બાયડીઓ કહેતી હતી કે "એને કાછડો વળાવો" તેને લુગડાં પહેરાવતા હતા. પછી બઇરાં અને આદમીને અંદર ઘાલ્યાં. નાગાં ઉભેલાં બારણામાંથી દેખાતાં હતાં. માર મારતા હતા તે દેખાતું હતું. બંદુકના અવાજથી ફટક પેસી ગઇ કે મંઇ ખુન થયું. જવાન જવાન બઇરાંને બોલાવી ગયા બાબત તથા ખેંચતાણમાં એક બઇરીનું છોકરૂં પથરાપર પડયાની વાત પણ સાક્ષીએ જણાવી

સરકારી વકીલની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે કોયા અદા કહેતો હતો કે મોતીએ ને ભાટીએ ચોરામાં પડેલું લોહી ધોઇ નાંખ્યું હતું. કોયા અદા જુબાની આપવા અહીં આવ્યો તે દહાડે દરૂભાઇ નાગર અમને બેજેએજે વડોદરે તેડી લાવ્યો. અમને "ના કહેવડાવવા" લાવ્યો હતો. રૂ. ૫૦) આપવાના દરૂભાઇએ કર્યા પણ અમે લીધા નહોતા.

શ્રી. પાવરીની તપાસમાં ફોજદાર તે રાત્રે અમારી જોડે ચાલતા હતા–પોલીસ નાયબસુબા રૂબરૂ અમુક લખાવ્યું હતું– એવા અનેક પ્રશ્નોના જવાબમાં સાક્ષીએ એ વાતનો ઇનકાર કર્યો

અને સવાલ પુછ્યા વગર કાગળ ઉપર અંગુઠા પાડી લીધાનું તથા ચતુર પરસોતમ પાસે સહીઓ કરાવ્યાનું જણાવ્યું. સાક્ષીની જુબાની પુરી થતાં કોર્ટ ઉઠી હતી. સર ફોજદાર દેવ હોસ્પીટલમાં હોવાથી તેમની જુબાની તા. ૨૪ મી ના રોજ બપોરના એક વાગે દવાખાને લેવાનું ઠર્યું હતું.

## હોસ્પીટલમાં કેસની તપાસ.

આસોજ કેસમાં ફરીઆદી વડોદરા વિભાગના સર ફોજદાર મી. રંગરાવ દેવ માંદગીને લીધે હોસ્પીટલમાં હોવાથી સોમવાર તા. ૨૪-૩-૩૦ ના રોજ કોર્ટે જનરલ હોસ્પીટલમાં જઇને લીધી હતી. મી. દેવને સ્ટ્રેચર ઉપર હોસ્પીટલના દીવાનખાનામાં લાવવામાં આવ્યા હતા.

તેમણે સ્ટ્રેચરમાં સુતાં સુતાં જુબાની આપતાં જણાવ્યું કે આ કેસમાં તપાસ કરી કેસ કમીટ કરવા મને તા. ૧૭-૧-૩૦ ના રોજ હુકમ મળ્યો હતો. તેમાં નં. ૧ ના આરોપી ફોજદાર શંખપાળ સામે કામ ચલાવવા પો. કમીશ્નર સાહેબે મંજુરી આપી હતી. તા. ૩૧ મીએ મેં કેસ કમીટ કર્યો હતો.

સોખડામાં થયેલી ચોરીના સંબંધમાં તપાસ કરવા માટે તા. ૧લીએ મેં સાવંત સાહેબ, શંખપાલ અને હું સોખડે ગયા હતા. ત્યાથી હું સાંજે પાછો ફર્યો તે પછી સોખડે ગયો જ નથી. ગુન્હાની

તપાસની તા. ૩ તથા તા. ૪ની શંખપાલની ડાયરી તા. ૧૭ મીએ આવી હતી જો કે ખરી રીતે તે તા. ૫ મીએ જ આવવી જોઇતી હતી. પરંતુ ડાયરી વખતસર નહિં આવવાથી મારે તે માટે ઉઘરાણી કરવી પડી હતી.

## ફેંટા ઉપર ભાંજગડ.

આરોપી નં. ૧ ફોજદારને તા. ૧૨ મીએ નોકરીપરથી દુર કરવામાં આવ્યો હતો. મેં તપાસ શરૂ કરી તે પહેલાં મે. સાવંત સાહેબ અને મે. ભદ્રસિંહરાવે કરેલા તપાસના કાગળો મેં વાંચ્યા હતા. પ્રજા મંડળના તપાસના કાગળો મોડા તા. ૨૬ મીએ મળેલા. સોખડાના ગુન્હાની તપાસમાં એક ફેંટો જોયો હતો. તે ફેંટા ઉપરથી ફોજદાર શંખપાલે બધી ભાંજગડ કરેલી એવી હકીકત પુરાવામાં નીકળતાં તે ફેંટો મંગાવી મેં કામમાં સામેલ કર્યો હતો. ફોજદારની જાત ડાયરી વખતસર આવેલી નહિં તેથી ઉઘરાણી કરવી પડી હતી. આરોપી નં. ૧ ફોજદારને આસોજના ગુન્હા બાબત બોલાવી ખુલાસો પુછ્યો નહોતો પરંતુ આરોપી નં. ૨ અને ૩ ને પુછ્યું હતું. "અમે કાંઇ જાણતા નથી" એવો તેઓએ જવાબ આપ્યો હતો. આરોપી નં. ૧નો ખુલાસો શા માટે નહોતો માગવામાં આવ્યો તેનું કારણ બતાવી શકતો નથી.

ગુન્હો બન્યો તે વખતે આરોપી નં. ૧ ધર્મશાળાને મેડે સુતો હતો એવી હકીકત મારી તપાસમાં નીકળી નહોતી.

## ઉલટ તપાસ.

ઉલટ પાલટ તપાસમાં મી૦ દેવે જણાવ્યું કે ગુન્હાની રાત્રે શંખપાલ ધર્મશાળાને મેડે સુતો હતો એવી હકીકત મેં સાવંત સાહેબની તપાસમાં નીકળી હતી. દરૂભાઇનો જવાબ વિભાગી ફોજદારી ન્યાયાધીશ અને મેં સાવંત સાહેબ રૂબરૂ લીધેલા હતા તેથી મેં તેનો જવાબ લીધો નહોતો.

## વાઈસરોયની સ્પેશીયલ ટ્રેન.

તા. ૨૨ મીએ ના. વાઇસરોયની સ્પેશીયલ ગાડી જવાની હોવાથી રેલ્વે લાઇનની આજુબાજુ કોઇ માણસો પડી રહે નહિ તેવો બંદોબસ્ત કરવા મને હુકમ મળેલો હતો તે કામને સારૂ હું આસોજ ગયો હતો. તે વખતે આ કેસના ગુન્હાને અંગે જેઓ કાંઇ જાણતા હોય તેમણે આવીને જાહેર કરવા મેં દાંડી પીટાવી હતી. પરંતુ કોઇ આવ્યુ નહોતું.

ડાયરીની નકલ મોડી આવે એવું બને છે તે સંબંધમાં આરોપી નં. ૧ નો ખુલાસો આવેલો તેની મને યાદ નથી. સોખડાના ગુન્હાની તપાસ કરવા અમે ગયા હતા ત્યારે શંખપાલ લંગડો ચાલતો હતો. તા. ૨૪ મીથી વડોદરામાં જવાબ લેવાનું શરૂ કર્યું હતું.

આસોજના અમુક અમુક માણસો હકીકત કહી શકે એમ છે એવી રા. સુતરીયાંની યાદી ઉપરથી તા. ૨૭ મીએ આસોજ

જઇને જવાબ લીધા હતા. સ્ટેશન માસ્તરનો જવાબ લેવાનો મને ખ્યાલ આવ્યો નહોતો. રામસીંગ રાધુ મરી ગયો તેણે મને ઝણુ કે પારવતીની લાજ લીધાની હકીકત કહી નહોતી.

કાઠીયાવાડી લોકોના જવાબ લીધા તે મેં તેમને જુદા જુદા સવાલો પુછીને નહિં પણ જે હકીકત બની હોય તે કહો એમ કહેલું. તેઓ લખાવે તે હકીકત લખી લેતો હતો. મેં તેમને કાંઇ પણ કહેતા અટકાવ્યા નહોતા તેમ તેમણે કહેલું મેં કાંઇ ન લખી લીધું હોય એવું બન્યું નથી. કોળી લોકોને ફોજદારે આંકડ લઇને મારેલાં એવું કોઇ સાક્ષીએ મારી આગળ કહ્યું નથી.

તે પછી બાઇ જમની–મણી સંતોક અને બીજી મણી એ બાઇઓના જવાબ લીધા છે એવું સાક્ષીએ કહેતાં તે બાઇઓએ શું શું હકીકત કહેલી તે પુછવા મી. પાવરીએ માગણી કરી હતી, પરંતુ પ્રોસીક્યુશન તરફથી તે સાક્ષીઓની જુબાની લેવાઇ નહિં હોવાથી કોર્ટે મી. પાવરીનો પ્રશ્ન ના મંજુર કર્યો હતો.

બાદ મી૦ દેવે પ્રવાસી પાગલ અને પ્રજામંડળના નોકર ટોપરેને ઓળખાવ્યા હતા.

ફરી તપાસમાં મી૦ દેવે જણાવ્યું કે ડાયરીની નકલો બે ત્રણ દિવસ મોડી આવે એવું બને છે પરંતુ ૧૪–૧૪ દિવસ મોડી આવે એવા બનાવ બનતા નથી.

એ પ્રમાણે તા. ૨૪ મીએ મી૦ દેવની જુબાની પુરી થઇ હતી.

# મુખીની જુબાની.

મંગળવાર તા. ૨૫–૩–૩૦ ના રોજ તપાસ આગળ ચાલતાં આસોજના માજી મુખી દરૂભાઇ નાગરદાસને ના૦ કોર્ટે સાક્ષી તરીકે બોલાવતાં તેમણે ના૦ કોર્ટની તપાસમાં જણાવ્યું કે હું બે અઢી વર્ષ પહેલાં આસોજમાં મુખી હતો. આ ફોજદાર આસોજ આવેલા તેથી ઓળખું છું, મારા વખતમાં તે ફોજદાર નહોતા. કાઠીઆવાડી લોકો ૩–૧–૩૦ ના રોજ રાતે અમારા ગામે આવેલા. રાતમાં બેએક વાગ્યાના આશરે મને વરતણીયા બોલાવવા આવેલા. હું ચોરે ગયો ત્યારે ફોજદાર સા૦ ને જેઠાભાઇ ત્યાં હતા. ફોજદાર સા૦ "કહે મારી તબીયત સીક છે માટે સુવાનો બંદોબસ્ત કરી આપો." મેં વરતણીયાને કહ્યું કે "ધર્મશાળાના મેડા ઉપર બંદોબસ્ત કરો." તે પ્રમાણે બંદોબસ્ત કર્યો. મેડો તે દહાડે ખુલ્લો હતો કે તાળું હતું તે મને ખબર નથી. પછી ફોજદારને કહ્યું એટલે તે ત્યાં સુવા ગયા. હું પણ સાથે મેડે ગયો હતો ગામના ચતુર પરશોતમ વગેરે બીજા પણ ત્રણ ચાર જણા સાથે હતા ફોજદાર કહે "માથું દુખે છે" તેથી મેં ઘેરથી "અમ્રતધારા" લાવીને કપાળે ચોપડી ને પાઇ પછી થોડીવાર–અરધોક કલાક બેઠા ને ચોરામાં ભડાકા થયા એટલે અમે ચોરે ગયા. ચાર ભડાકા અનુક્રમે ઉપરા ઉપર થયા, તે સાંભળ્યા, હું ચતુરભાઇ ને બહેચરભાઇ ગયા. ફોજદારને તાવ હતો–વધારે હતો એટલે કે શરીર ગરમ હતું તેથી તે ચોરામાં નહીં આવેલા અમે ચોગામાં ગયા ત્યારે બારણાની અંદર ચશ્માવાળો ઉભો હતો.

મોતીયો અને જેઠાભાઇ ધુણી હતી ત્યાં આગળ ઉભા હતા. સીપાઇને પુછ્યું કે "ધડાકા કોણે કર્યા ?" સીપાઇના હાથમાં તે વખતે બંદુક નહોતી. સીપાઇ કહે "આ લોકો મારા ઉપર ધસી આવ્યા તેથી મેં ધડાકા કર્યા." મેં કહ્યું "આવી રીતે થતું હશે ?" એટલે તે કહે "તમે તમારે ઘેર ચાલ્યા જાઓ." એટલે હું, ચતુરભાઇ કાકુજી, લલ્લુભાઇ દેવજી, પરસોતમ ઝવેર, વગેરે ચોરામાંથી બહાર નીકળ્યા ને ફોજદારને બધી હકીકત કહી ઘેર ગયા. લલ્લુભાઇ દેવજી વગેરે લોકો ધડાકા સાંભળીને ચોરે આવ્યા હતા. વરતણીયા લોકો કહે છે કે હું તળાવે ગયેલો તે વાત ખોટી છે. ભડાકા થઇને હું ઘેર ગયો પછી હું બીજે દહાડે પણ ફોજદારને મળ્યો જ નથી. શુકરવારે રાતે આ બનાવ બન્યો; પછી હું બહાર ગયેલો ને રવીવારે પાછો આવ્યો. ફોજદાર સાથે મારે બીજો ખાનગી સંબંધ કંઇજ નથી. કાઠીયાવાડી લોકો મંગળવાર સુધી રહેલા. એ લોકોને વડોદરે જતાં દેશમાં જાઓ કહી રૂા. ૫૦ આપવાનું મેં કહ્યું તે વાત ખોટી છે.

## ઉલટ તપાસ.

ફરીયાદીના વકીલ રા. નાનુભાઇની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે વરતણીયા રાતનાં બેકવાગે બોલાવવા આવેલા. પછી ધર્મશાળામાં એક કલાક થયા હતા. ચારેક વાગે પાછો ઘેર ગયો હઇશ.મે૦ ભદ્રસીંહરાવ આગળ લખાવ્યું છે કે બોલાવવા હું ઘેર ગયો

ત્યારે આશરે સાડા પાંચ થયેલા—તે આશરેની વાત છે. ધડીયાળ નહોતી. આ લોકોને ફોજદાર શંખપાલ ચોરામાં લાવેલા તેમ લખાવ્યું છે. કારણ હું જઇને ઉભો ને આ લોકો લઇને આવ્યા. મોતીયો ને ગફ્ફમાવાળો લાવેલા. ફોજદાર અને પટેલને આ લોકોને આ લઇને આવતાં જોયા નથી. ફોજદાર ચોરાના કંપાઉંડમાં પગથીયા આગળ ધુણી આગળ ખુરશી ઉપર બેઠા હતા ત્યારે મને કહ્યુ કે "તબીયત સારી નથી ને સુવાનો બંદોબસ્ત કરો." ફોજદાર કયારે આવીને બેઠેલા—કેવી રીતે આવેલા તે હું નથી જાણતો. હું ગયો ત્યારે હતા. ધરમશાળાને મેડે ગાદલાં—ગોદડા વગેરે બંદોબસ્ત કરતાં એકાદ કલાક થયો હશે. ફોજદારને સુવાડ્યા, અમૃતધારા પીવડાવ્યું—ધડાકા સાંભળી ચોરે ગયા ને તે પછી ફોજદારને કહીને પાછો હું ઘેર ગયો તેટલામાં એકાદ કલાક થયો હશે. તે દરમીયાન ચોરામાં શું થયું તે કંઇ મને ખબર નથી. ફોજદાર મેડે ગયા તે પહેલાં કંપાઉંડમાં એક કલાક બેસી રહ્યા. ત્યાં સુધી જડતી લેવાની કંઇ તજવીજ કરી નહોતી. તેમની રૂબરૂ જડતી લીધી હોત તો હરકત જેવું કંઇ નથી. મેડા ઉપર જતી વખત ફોજદાર મોતીયાને હુકમ આપતા ગયા કે "આ લોકોની જડતી લઇ પોટલાં વગેરે તપાસી જો." ભાટીયો ફોજદાર સા૰ સાથે ધરમશાળાને મેડે નહોતો આવ્યો. સોખડાના પટેલ આવેલા પણ પછી પાછા ચોરે ગયેલા. ફોજદાર ધરમશાળામાં આવેલા તે લંગડાતા ચાલીને આવેલા. ને પગેજ ચઢીને મેડે ગયેલા મેડેથી ચોરે—ફોજદાર બેઠેલા તે જગો—બસો

અઢીસો કદમ દુર હશે. ચોરામાં શોરબકોર થાય તે મેડાની તે તરફની બારીઓ બંધ હતી તેથી મેં સાંભળ્યું નથી. મને ખબર નથી. ચાર ભડાકા થયેલા પહેલો ધડાકો સાંભળીને ચમક શા માટે થાય ? એકે ભડાકો નજરે જોયો નથી. ત્યાં ૨૦૦–૨૫૦ કદમમાં પહોંચતા પહેલા ચારે ધડાકા થઇ ગયેલા અમે ગયા. ત્યારે આ સીપાઇ ધુણીની થડમાં ઉભો હતો. ચરમાવાળો બારણાની અંદર હતો સીપાઇ ઉપર આ કાઠીયાવાડી લોકો ધસી આવ્યા તે સીપાઇના કહેવા સીવાય બીજી રીતે જાણવા મારી પાસે સાધન નથી. મે૦ ભદ્રસીંહરાવ આગળ મેં કુંચી મંગાવી મેડો ઉઘાડી આપ્યો તેમ લખાવ્યું છે પણ અહીં ખુલાસો કરૂં છું કે વરતણીયા પાસે કુંચી મંગાવી મેડો ઉઘડાવેલો. કુંચી ચુનીલાલ હરગોવીંદ (લાયબરેરીયન) પાસે રહે છે તે વાત ખરી. ધર્મશાળામાં નીચે નીશાળ છે, ને ત્યાં રાતમાં એક તપોધન રહે છે. બહાર બારણા છે–પણ રાતમાં ઉઘાડાં રહે છે. તે બ્રાહ્મણની ખોલી જુદી છે. બહારગામથી રવીવારે સાંજે હું આવ્યો. બીજે દીવસ મને સાવંત સાહેબે બોલાવેલો. સોમવારે બપોરે ચારેક વાગે મારો જવાબ થયો હતો. સવારે ૮ થી ૧૨ સુધી ને પાછો ચાર વાગે સાવંત સાહેબ પાસે હું આવેલો. સવારે ૮ થી ૧૨ સુધી દરબાઇ ચોરામાં હતા. મને ધર્મશાળામાં મેડે સહી કરવા બે વાર બોલાવેલા ત્યારે ગયેલો. પો૦ ના૦ સુબા રજા ન આપે ત્યાં સુધી બેસી રહેવા મને કહેલું. ૮ થી ૧૨ સુધીમાં સહીઓ કરાવી. તે સીવાય મને હકીકત પુછી હતી ને મેં મોઢેથી કહી હતી. ગયો કે

તરત હકીકત સાંભળી લઇ મને નીચે બેસવા કહ્યું હતું. તે પછી બાર વાગ્યા સુધી સહી લીધી તે સીવાય મારી પાસેથી બીજું કામ લીધું નથી ના. સુબા સાહેબે પહેલાં બે કાઠીયાવાડીઓને બોલાવેલા તેનો ભેગો જવાબ થયો. મેં બે જણની સહી કરી હતી તેથી જાણું. જવાબ થતી વખતે હું હાજર નહી તેથી કેવી રીતે લેવાયો વગેરે કહી શકું નહી. મારી સમક્ષ કારકુને જવાબ વાંચી બતાવ્યો હતો જવાબમાં શું હકીકત એ લોકોએ લખાવી તે અત્યારે યાદ નથી. જવાબો થયા પછી હું ચોરાને ઓટલે બેઠેલો. બીજા પાંચ સાત જણને ઉપર બોલાવેલા તેમની સહી કોણે કરી તે તેમને ખબર નથી.

સોમવારે બપોરે બાર થી ચાર સુધી પો. ના. સુબા વડોદરે નથી આવ્યા. ત્યાંજ હતા તે પક્કી ખાતરીથી કહું છું. તમાકુને માંડવે જતો હતો ત્યારે એક વાગે નીચે જતાં મેં જોયેલા. એક વાગે હું ચહા પીવા ગયો નથી. ચહા પીતોજ નથી. આસોજમાં છ-આઠ દહાડાથી મારા ભત્રીજાના લગ્ન હતા ત્યારથી પારટી પડી છે. તે પહેલાં નહી. આ કેસ પહેલાંથી નહી કેસ ચાલતા જોરાભાઇએ મારા ઉપર ફરીયાદ કરી છે એમ મેં કાલેજ જાણ્યું છે. ગુન્હો બન્યો તેના બીજા દહાડે ૧૧ વાગે હું ગામમાંથી ગયેલો. તે વખતે ફોજદાર આસોજમાં હતા કે કેમ તે મને ખબર નથી. આસોજમાંથી કયાં અને કયારે ગયા તે મને યાદ નથી-હું જાણતો નથી. શંકર અમરા અને ગોવીંદ વગેરે બે વરતણીયાને થોડા દીવસ ઉપર રાતે ઉંચકીને છાનું માનું વડોદરે લાવેલો તે

હકીકત ખોટી છે. એ વરતણીયાઓને જુબાની નહીં આપવા માટે ૫૦) ૫૦ રૂપીયાની લાંચ આપવાનું મેં કહેલું તે ખોટી વાત છે. પો૦ ના૦ સુબાએ જવાબો લીધા ત્યારે ફોજદાર શંખપાલ મારે ઘેર નહોતા—આસોજમાં યે નહોતા તેની મને ખાત્રી છે. બીજે કયાં હતા તે ખબર નથી. મારે ઘેર અમલદારો શા માટે ઉતરે? મારે ઘેર તો સવડજ નથી. ફોજદાર વડોદરે હતા તેવું મારૂં કહેવું નથી. કયાં હતા તેજ મને ખબર નથી.

પછી રા૦ પાત્રીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે હું મુખી હતો ત્યારે લાયબરેરીના મેડાની ચાવી વરતણીયા અગર હજામ જે હોય તે લાવે તેવી વ્યવસ્થા હતી. માસ્તર આવીને ઉઘાડી આપે તેવો શીરસ્તો નથી. કાઠીયાવાડી લોકો આવ્યા પછી અરધીક કલાકે હું ને ફોજદાર મેડે ગયા હોઇશું. ચોરે જઇને મોતીયાને મેં પુછયું તે વખતે કાઠીયાવાડી લોકોએ માર્યા કુંડયાની કંઇ ફરીયાદ કરી નથી. અહીં જે હકીકત લખાવી છે તે સાવંત સાહેબ આગળ તરતજ લખાવી છે શ્રી૦ ભદ્રસીંહ આગળ જવાબ થયો તેમાં પણ એજ હકીકત જણાવી છે. નીકતે તથા સુતરીયા મને ઓળખે છે. જોરાભાઇ તેમના હમેશના અસીલ છે. મારા ઉપર છોટાભાઇએ કાગળ લખ્યો છે. તે કોર્ટમાં આપું છું.

રા૦ નાનુભાઇ—છોટાભાઇ સાક્ષી નથી. તેથી તેનો કાગળ આવા થઇ શકે નહિ

ના૦ કોર્ટ–પ્રાઇવેટ કાગળ હોય તો વાંચવાની શી જરૂર ?

રા૦ પાવરી–આક્ષેપ જેવું કંઇ નથી. તારીખ પુરતું મારે બતાવવાનું છે.

સાક્ષીએ આગળ તપાસમાં જણાવ્યું કે એ કાગળ તા૦ ૯ મીએ મને મળ્યો. પ્રજા મંડળના માણસો ને ચીમનલાલ ડાકટર આવેલા. તેમણે મને આપેલો હતો. તા. ૧૦ મીએ પણ પાછા એ લોકો આવેલા. તે પછી પણ પ્રજામંડળના માણસો કેસ કમીટ થતાં પહેલાં ગામમાં આવ્યા કરતાં હતાં. વડોદરે તા૦ ૧૨ મીએ હું જતો હતો ત્યારે છોટાભાઇએ મને એમની ઓફીસમાં બોલાવેલો.

રા. પાવરી–સંક્રાંતીએ સાંજે તમે આસોજ ગયા ત્યારે છોટાભાઇને તમે ભાગોળે જોયેલા ?

જવાબ–હા. જોયેલા.

સવાલ–મુનશીને જોયેલા ?

જવાબ–હા. તે મારે ઘેરજ આવેલા.

સવાલ–તેમણે એજ હકીકત કહેલી ?

જવાબ–હા.

## પો૦ ના૦ સુબા મે૦ સાવંત સાહેબની જુબાની.

પછી પો૦ ના૦ સુબા મે. માધવરાવ સાવંતને ના૦ કોર્ટ

સાક્ષી તરીકે બોલાવેલા તેઓ હાજર થતાં ના૦ કોર્ટની તપાસમાં તેઓએ જણાવ્યું કે જાનેવારીમાં હું વડોદરા પ્રાંત પોલીસ નાયબ સુબા હતો. તા. ૩ જીએ ચોરીની જાહેરાત મને મળેલી. તે દીવસ સોખડે જઇ તપાસ કરી રાતે ૭ વાગ્યાને આશરે હું સર ફોજદાર વગેરે સાથે પાછો વડોદરે આવ્યો. શંખપાલ ત્યાંજ રહ્યા. હાલના બનાવની ખબર મને તા૦ ૫ મીએ મળી હું ડીસ્ટ્રીકટમાં તુંડાવ હતો. ત્યાં પોલીસ કમીશનરનો સ્વાર આવ્યો હતો. મને તે લખાણ સાંજે ૭ વાગે મળ્યું. પછી તરત ત્યાંથી નીકળીને આસોજ ગયેલો. સાડા નવ વાગે પહોંચ્યો. રાત મોડી થવાથી અને લોકો પણ ચોરાના કંપાઉંડમાં સુઇ ગયેલા, તેથી તે દીવસે રાત્રે મેં તપાસ કરી નથી. સોમવારે સવારે ૮ વાગેથી તપાસ શરૂ કર્યો. આ લોકોના આગેવાનો હતા તેમનાથી હકીકત પુછી લીધી. જવાબ લખી લીધા. ૮ થી ૧૨ સુધી વખત ગયો હતો. પછી આ લોકોની ખાવા પીવાની વ્યવસ્થા કરી બપોરે અઢી થી રાતના ૧૧ વાગ્યા સુધી તપાસ કર્યો. કાઠીયાવાડી લોકો પંદરકી દશ જવાબ સવારે ૮ થી ૧૨ સુધીમાં લીધા હતા. અને અઢીથી ૪ાા વાગ્યા સુધી જે લોકોને વાગેલું તેનો પંચકયાસ કર્યો અને પછી દરૂભાઇ ચતુર પરસોતમ ને બેચર રણછોડના જવાબ લીધા.

ના૦ કોર્ટ—એ લોકોના નામ તમારી આગળ કયાંથી આવ્યા

## પંચકયાસ અને સ્ટેટમેન્ટ.

જવાબ—આ લોકોને મેં પડપુછ કરી. ત્યારે દરૂભાઇનું નામ

મારી પાસે આવ્યું. એ લોકોએ કહ્યું કે ધોળી પાઘડીવાળો પાટીદાર હતો તેથી દરૂભાઇ એમ જાણ્યું. અને બતાવીને ખાત્રી કરી. દરૂભાઇને મેં પોતે બોલાવ્યા નહોતા. તે ચોરામાં હતા. પછી ના૦ વાઇસરોયની પધરામણીને અંગે બંદોબસ્તની કામગીરી હતી, તેથી કરી રાતે આઠ વાગે વરતણીયા વગેરેના જવાબ લીધેલા. સોમવારે વડોદરે આવ્યો નથી. આસોજમાંજ હતો. મંગળવારે સવારે ચોરાનો પંચકયાસ કરેલો. સીપાઇ મોતીને બરતરફ કરવાનો હુકમ લખી મોકલ્યો, અને પછી બાર વાગા પછી હું સોખડે ગયો. ત્યાં જઇ સીપાઇનું સ્ટેટમેંટ લીધું. પછી ચાર વાગે ત્યાંથી મોતીપુરા બંદોબસ્ત માટે જઇ રાતે આઠ વાગે પાછો સોખડે આવ્યો. પછી વધારે તપાસ કરવાનો હતો. પણ વડોદરા રાવપુરા ફોજદારની ચીઠ્ઠી મળી કે કાઠીયાવાડી લોકો અહીં દવાખાને આવ્યા છે તેથી હું ત્યાંથી વડોદરે દશ વાગે આવ્યો. ફોજદારને મળ્યો. તેણે હકીકત કહી તેથી મેં કહ્યું કે પોસ્ટમોરટમની નોંધ મને જલદીથી મોકલી આપો. હું દવાખાને નહોતો ગયો. પોસ્ટ મોરટમની નોંધ આવ્યા પછી કાગળો ત્યાં મોકલી આપ્યા. તે સિવાય મેં બીજી કંઇ તપાસ કરી નથી.

અત્રે ત્રણ વાગતાં ના૦ કોર્ટ વિશ્રાંતિ માટે ઉઠી હતી.

## બપોર પછીની તપાસ.

બપોર પછી કામ ચાલુ થતાં સરકારી વકીલ રા૦ નાનુભાઇએ સાક્ષી મે૦ સાવંત સા. ની ઉલટ તપાસ લીધી હતી. સાક્ષીએ

જણાવ્યું કે આ કામની તપાસ કરી ત્યારે હું કામ ચલાઉ પો૦ ના૦ સુબા હતો. કાયમની એડ આસી૦ પો૦ ના૦ સુબાની હતી. તા. ૬ ઠીએ સવારમાં દરૂભાઇને મેં બોલાવ્યો નહોતો. કામ શરૂ કર્યું ત્યારે ચોરામાં જઇ કાઠીયાવાડી લોકોને હકીકત પુછી લઇ કહ્યું કે "તમારા જે આગેવાન હશે તેને મેડે મોકલો." પહેલું સ્ટેટમેંટ અમથા રામસંગનું લીધું. મેરૂ નથુ ને ઉજા સુરાનું ભેગું સ્ટેટમેંટ છે તે પછી લીધું. ત્યાર પછી મોતી જેસંગ વગેરે ૭ જણાનું સ્ટેટમેંટ છે તે લીધું. અમથા રામસંગનો જવાબ લીધો ત્યારે આસરે નવ વાગ્યાનો વખત હશે. એક ખુનના તપાસમાં જવું પડેલું તે વખતથી દરૂભાઇને હું ઓળખતો હતો. અમથા રામસંગ તથા મેરૂ નથુ ને ઉજા સુરાના જવાબો ઉપર દરૂભાઇએ સહી કરી છે. ( અત્રે ના. કોર્ટે દરૂભાઇને હાજર કરી તેનો દાંત પડી ગયો છે તે જોઇ ખાત્રી કરી હતી. ) સહી કરતાં આવડે છે તેમ પુછયું ત્યારે ના પાડી તેથી મેં કહ્યું કે નીચેથી સહી કરવા કોઇને લાવો. અમથા રામસંગ એમને લાવેલો. દરૂભાઇની આ પહેલાં મારી મુલાકાત થયેલી નહીં. "બીજા જવાબોમાં સહી કરવા માટે બેસજો. ને મારી રજા વગર જશો નહી." એવું કંઇ મેં તેને કહ્યું નથી. મેરૂ અને ઉજાના જવાબ ઉપર સહી કરવા માટે પણ નીચેથી તે બે માંથી એક નીચે ગયેલો ને દરૂભાઇને તેડી લાવેલો. કમીશનર સાહેબનું ( ની. ૧૨૪ ) લખાણ જોઇને કહૂં છું કે તેના આધારે મેં તપાસ કરી હતી.

સવાલ—તપાસ દરમ્યાન પોલીસ સ્ટેટમેંટ ઉપર સહી લેવી નહીં એવું ફરમાન છે છતાં કેમ લીધી ?

સાક્ષી—લીધી ખરી.

સાક્ષીએ પછી જણાવ્યું કે કાઠીયાવાડી લોકોનાજ નહીં, પણ દરૂભાઇ વગેરે બધાનાં સ્ટેટમેંટો ઉપર પણ મેં સહી લીધી છે. બપોરે અઢી વાગે ચોરામાં જઇ પંચકયાસ કર્યો પછી સ્ટેટમેંટ લીધાં તેમાં પહેલું સ્ટેટમેંટ કાગળો જોઇને કહું છું કે દરૂભાઇનું આવે છે સવારે આ લોકોએ મોઢેથી હકીકત કહેલી તે વખતે દરૂભાઇનું નામ નીકળ્યું હતું તેથી તેને બોલાવ્યા હતા. તે બાબત ડાયરીમાં કે કોઇ જગાએ નોંધ હોય તો મને યાદ નથી.

## ડાયરી કેમ નથી લાવ્યા ?

સવાલ—ડાયરી લાવ્યા છો ?

જવાબ—ના.

સવાલ—પોલીસ અમલદાર થઇને નથી લાવ્યા ?

જવાબ—વખત નહોતો, નહીં તો લાવત. હમણાં પો. ના. સુબાની ઓફીસમાં ડાયરી છે.

પછી આગળ તપાસમાં સાક્ષીએ કહ્યું કે દરૂભાઇ આખો વખત શા માટે ચોરામાં અથડાતો હતો તે મને ખબર નથી.

પછી સાક્ષીએ જણાવ્યું કે દરૂભાઇ આવીને જાતે આવીને કહે કે મને જાત માહીતી છે એ ખોટું. મેં એમને બોલાવી મંગાવ્યા હતા. દરૂભાઇના પછી ચતુર પરસોતમ અને બેચર રણછોડના જવાબો લીધા છે. તે નામો દરૂભાઇના જવાબમાંથી નીકળ્યા એ વાત ખરી.

## પંચકયાસ કર્યો.

કાઠીયાવાડી લોકોના મારના પંચકયાસમાં એ છોકરી, આદમીઓ અને સ્ત્રીઓના શરીર ઉપર માર હતો તેનો પંચકવાસ કર્યો છે.

સવાલ–બધા બઇરાંને આપે તપાસ્યા છે?

જવાબ–હા. બધાં બઇરાંને તપાસ્યાં છે, અને તેની હકીકત પંચકયાસમાં લખી છે. પંચકયાસ ચોરાના કંપાઉંડમાં કર્યો. પંચો મારી પાસેજ હતા. મેરૂ નથુ એ છોકરીઓને લઇ આવ્યો તે વાત ખરી. તેને તપાસીને તેના સંબંધી હકીકત પહેલાં પેરામાં લખી લીધી. પછી બાકી રહેલા તમામ પુરૂષો–છોકરાં ને સ્ત્રીઓને માટે બે લાઇન લખી છે તેજ. મેં કહેલું કે જેમને વાગ્યું હોય તે આવો. આવ્યા તે બધાનાં આશરે પંદર વીસના શરીર જોયાં હતાં. જે દશ જણના નામો લખ્યાં છે તે તો મારી પાસે આવેલાં. રામસંગ માર બતાવવા આવેલો. કેટલાં બઇરાં બતાવવા આવ્યા તે જાણવાને મારી પાસે

સાધન નથી. દશબાર બઇરાં માર બતાવવા આવેલાં હશે. તેઓ કહેતાં હતાં કે આ જગોએ વાગેલું છે.

## મારના નિશાન ન જોયા.

તે જગોએ જોયું અને મારનાં નિશાન નથી એમ મેં ખાત્રી કરી લીધી. ન આવ્યાં તેવાં બઇરાં-પુરૂષો કોઇ પાછળ રહી ગયા છે કે કેમ તે તપાસ નથી કર્યો. કાઠીયાવાડી લોકોએ તેમના બૈરાં ઉપર બળાત્કાર કર્યો હતો એમ કહ્યું હતું એ વાત ખરી.

## બળાત્કારના પ્રશ્ન સામે વાંધો.

અત્રે રા. પાવરીએ બળાત્કારના પ્રશ્ન સામે વાંધો ઉઠાવતાં નાનુભાઇએ કહ્યું કે મી૦ પાવરી આમ ઉભા રહે ત્યાં સુધી હું કામ ચલાવી શકું નહી.

રા. પાવરી-હું ઉભો જ રહીશ.

રા૦ નાનુભાઇ-જોઇએ તો મારા ખભા ઉપર બેસો! પણ આમ દખલ કરશો ત્યાં સુધી હું આગળ ચાલીશ નહીં.

ના૦ કોર્ટ-મી૦ પાવરી, હમણાં બેસી જાઓ. પછી બોલજો.

રા. પાવરી-બહું સારૂં. સાહેબ.

## બચાવ પક્ષના વકીલની તકરાર.

રા. નાનુભાઇએ તપાસ કરનાર પોલીસ અમલદાર તરીકે

તેની પાસે હકીકત આવે તે બાબત બધી તપાસ કરવી જોઇએ એવી દલીલ કાયદાના આધાર સાથે કરતાં રા પાવરીએ કાયદાના આધાર બતાવી વાંધો લઇ સ્ટેટમેંટને ફરીયાદ ગણી લઇ બંને રીતે લાભ નહીં લેવો જોઇએ એમ કહી આવા પ્રશ્ન પુછવા હોય તો પ્રથમ સ્ટેટમેન્ટને ફરિયાદ તરીકે ગણી તેવી નોંધ કરવા માગણી કરી હતી.

રા૦ નાનુભાઇ—આ તપાસ દરમ્યાન કોળી લોકોનાં બઇરાં ઉપર બળાત્કાર કર્યાની ફરીયાદ કરી હતી.

જવાબ—મેરૂ અને ઉજાએ ફરીયાદમાં જણાવ્યું હતું કે અમ રા પૈકી બે બઇરાં ઉપર બળાત્કાર થયો છે.

સવાલ—અમથા રામસંગે જાહેર કર્યું હતું ?

જવાબ—ના. નથી કર્યું.

પછી સાક્ષીને અમથા રામસીંગનો જવાબ વાંચીને જવાબ આપવા કહેવામાં આવતાં સરકારી વકીલે તે જવાબમાં—હું આગેવાન છું અને મારી ફરીયાદ છે.' એ શબ્દો હોવાનું જણાવતાં તેને ફરિઆદ તરીકે ગણવા કરવા ના૦ કોરટે ઠરાવ્યું હતું.

પછી સાક્ષીએ આગળ તપાસમાં જણાવ્યું કે એ અમથા રામસીંગની ફરિયાદ ઉપરથી મેં તપાસ ચલાવી. તે તપાસમાં એ હકીકત નીકળી હતી કે બે બઇરાં ઉપર બળાત્કાર થયો છે.

રા૦ પાવરી—આ પ્રશ્ન માટે મારો વાંધો છે ?

ના૦ કોર્ટ—તમારે બધામાં જ વાંધો છે ?

## સવાલો પુછયાનું સાધન નથી.

પછી સાક્ષીએ જણાવ્યું કે બાઇઓ કોણ કોણ હતી તે માટે બૈરામાંપુછ્યું હતું. પણ કોઇએ તેનાં નામ દીધાં હતાં નહીં. બાઇ ઝબુ ને પારવતીને મેં કાંઇ સવાલો પુછ્યા હતા તે બતાવવા મારી પાસે લેખી સાધન નથી.

૨૦ પાવરી–તેમને ઉપરી અમલદારનો હુકમ હતો તેથી તપાસ કરી છે આવા જવાબ કે ફરીયાદ ઉપરથી નહીં.

સાક્ષીએ વધુ તપાસમાં જણાવ્યું કે, મોતી વીરૂદ્ધ મારી આગળ ફરીયાદ કરવામાં આવેલી. તેનો મેં ખુલાસો લીધો. શંખપાલનો જવાબ લેવાનો હતો પણ બીજા દીવસે મારે અહીં આવવું પડયું તેથી તે રહી ગયો. હું તપાસ પુરી કરૂં તે પહેલાં જ મને હુકમ મળ્યો હતો કે હવે તપાસ બંધ કરો. આરોપી તરીકે નહીં પણ તાબાનો માણસ તેથી ખુલાસો લીધેલો. આરોપી પોતે થઇને કંઇ કહે તો તે બધી હકીકત કોર્ટ આગળ અમારે મુકવી પડે છે. સોમવારે વચમાં હું વડોદરે આવી ગયો અને આવતી વખતે કોઇને કહ્યું કે 'હું તમારૂં ભલું કરીશ' એ ખરૂં નથી. તે લોકોએ વડોદરે આવવાનો આગ્રહ કર્યો ને મેં કહ્યું કે "ત્યાં પણ હું નો હું છું" તે હકીકત ખોટી છે. સાવલી નજીક હતું તેથી ત્યાં દવા માટે જવા મેં તે લોકોને કહ્યું હતું. પણ વડોદરે આવતાં મેં તેમને રોકયા નહોતા. છાણી આગળ અટકાવવા માટે પોલીસ રાખ્યા નથી. પરહદમાં ચાલ્યા જાવો-અને તમને કોઇ અટકાવે નહી તે માટે સાથે માણસ મોકલીએ એવું કંઇ એ લોકોને મેં કહ્યું નથી.

# બચાવ તરફથી ઉલટ તપાસ.

બચાવ તરફથી રા૦ પાવરીએ ઉલટ તપાસ કરતાં સાક્ષીએ જણાવ્યું કે ફોજદાર તથા જાડા પટેલ દમણીયામાં બેઠેલા હતા, તેવું અમથા રામસીંગે કહ્યું હતું. તેણે તળાવેથી ચોરે લાવનાર તરીકે મોતીયો અને ભાટીયો એ બે નામ આપ્યાં હતાં. મેરૂ નથુ ને ઉજા સુરાએ પણ એ પ્રમાણે જ કહ્યું હતું. મેરૂ અને ઉજાએ કહ્યું હતું કે અમારા પૈકી બે બઇરાંની ઇજ્જત લીધી છે, પણ તેના નામ આપી શકીયે નહીં. રાતે જડતી લીધી તેમાં કંઇ પણ નીકળ્યું નહીં, એમ પણ તેમણે કહ્યું હતું. સોખડે મોકલવાનું કહેલું હોવાથી ત્યાં વધારે હેરાન કરશે તેવી બ્હીક લાગવાથી દીવાન સાહેબને તાર કર્યો એવું પણ તેમણે લખાવ્યું છે. માર મારેલો પણ તેમાં નીશાન કંઇ નથી એમ પણ એ લોકોએ લખાવ્યું છે. મેરૂએ ગુમડાંના ચાંઠા છે એમ કહેલું. તાર હતો તે ઉપરથી "કયા બે માણસ મરવા જેવી હાલતમાં છે, તે બતાવો એમ કહેતાં તે લોકોએ બે છોકરી બતાવી.

સવાલ-એકદમ બતાવી કે થોડો વીચાર કરીને ?

જવાબ-થોડા વિચાર કરીને બતાવી. સકીનું શરીર મેં જાતે હાથ લગાડીને તપાસ્યું હતું. તેના ઉપર મારહાણના કંઇ નીશાન ન હતાં. તેનું શરીર મને ગરમ લાગેલું. સકીએ તેને મારી છે કે એવું કંઇ મને કહ્યું નથી. બાલુના શરીર ઉપર પણ મારહાણનાં નીશાન નહોતાં. તે છોકરી સુકલી તદન અશકત

હતી. ઝણુ નામની બાઇએ તેની આબરૂ લીધી છે એમ આવીને મને કહ્યું નથી. કોણુ બઇરાંની ઇજ્જત લીધી પુછતાં કોઇ આવ્યું નથી. ત્રણે વરતણીયાએ દરૂભાઇએ લખાવી છે તે પ્રમાણે હકીકત લખાવી છે. ફોજદાર ધર્મશાળાને મેડે હતા ને દવાદારૂ કરતા હતા તેવું પણુ તેમણે લખાવ્યું છે. મોતીયો ને ભાટીયો કાઠીયાવાડી ટોળાંને પાછળથી લાવેલાં એમ પણુ લખાવેલું. મોતીયાએ બઇરાં લોકોની જડતી માટે તપાસ કરતાં એ લોકોએ ઉશ્કેરાઇ હુમલો કરતાં સીપાઇએ ભડાકા કર્યા અને તેથી આ લોકો પાછા હઠયા એવું પણુ તે વરતણીયાઓએ લખાવ્યું છે. એ લોકોના જવાબો મારા રૂબરૂ વાંચી બતાવેલા અને પછી અંગુઠા અને સહીઓ થઇ. જોરાભાઇએ રીપોર્ટ આપ્યો તે તા. ૬ ઠીએ આપ્યો. શંખપાલ મારો કોઇ પ્રકારનો સગો નથી. તેની જોડે મારે કંઇ સંબંધ નથી.

તા. ૩ જીએ સોખડા તપાસે ગયા ત્યારે શંખપાલ અહીંથીજ (વડોદરેથી) મારી સાથે આવેલા. તે પગે લંગડાતા હતા. કોઇ પણુ કાઠીયાવાડીને ધમકી કે ડર આપ્યો નથી, કે તેનું કંઇ કાર્ય કર્યું નથી. વરતણીયાઓના જેવીજ હકીકત દરૂભાઇએ મારા આગળ કહી છે. દરેક જવાબ નીચે સહી લીધી છે તે પો૦ કમીશનર સાહેબનો હુકમ હતો તેથી વધુ ખાત્રી માટે લીધેલી. દરેક તેવા કામમાં તેમ થાય છે

અત્રે જુબાની પુરી થતાં બચાવ તરફના સાક્ષીઓ રજુ કરવા માટે કામ મુલતવી રહ્યું હતું.

———

# આરોપીઓના જવાબ.

## તમામ ગુનાહનો ઈનકાર.

આસોજ કેસની તપાસ બુધવારે તા. ૨૬-૩-૩૦ના રોજ બપોરે બાર વાગે નીકળતાં ના૦ કોર્ટે આરોપીઓના જવાબ લીધા હતા.

## ફો. શંખપાલનો જવાબ.

આરોપી નં. ૧ ના ફોજદાર શંખપાલે જવાબ આપ્યો કે સોખડામાં તા. ૨ જીએ ચોરી થયેલી તેની તપાસ માટે તા. ૩ જીએ સોખડે ગયેલો ત્યાં સાંજે મને મોતી ને બાબુએ આવીને બાતમી આપી કે કાઠીયાવાડી લોકોની ટોળી આસોજના તળાવમાં ઉતરી છે. તેથી નાદુરસ્ત તબીયત છતાં ફરજ સમજી રાતેજ દમણીયામાં સોખડેથી મોતીયો, ભાટીયો અને પટેલ સાથે આસોજ આવ્યા.

તળાવ ઉપર ગયો નથી. પણ ચોરે જ ગયેલો. બંદુકનો અવાજ મેં કર્યો નથી. એ લોકોને જગાડી મારતા મારતા હું ચોરે લઇ આવ્યો નથી. મોતી અને ભાટીયાને એ લોકોને લઇ આવવા કહીને હું ચોરે ગયો હતો તે પ્રમાણે એ લોકો લઇ આવ્યા. બંદુક સીપાઇ પાસે હતી. ચોરામાં લાવ્યા પછી ભાટીયા પાસે સકી નામની છોકરીને અંદર બોલાવી ફેંટો મનાવવા માર

માર્યો અને તેથી તે છોકરી ૭ સાત દીવસ પછી મરી ગઇ તે કંઇ હું જાણુતો નથી. કાઠીયાવાડી મરદોને અંદર બોલાવી ફેંટો મનાવવા સારૂ બંદુકના કુંદા માર્યા, બંદુકના ભડાકા કર્યા તથા નગ્ન કર્યા વગેરે કૃત્ય મેં કર્યું નથી. ફેંટો અમારી પાસે નહોતો. કાઠીઆવાડી લોકો કહે છે તેમ ઝબુને અંદર બોલાવી તેના સગાંઓની ઇંદ્રી પકડાવી વગેરે કૃત્ય થયુંજ નથી. હું તો બીમાર હતો તેથી મેડા ઉપર હતો. કાશી અને મોંઘી વગેરે બાઇઓ પાસે તેમના સગાંઓની ઇંદ્રિ પકડાવી તે બાબતમાં હું મેડા ઉપર (ધર્મશાળામાં) હતો તેથી મને ખબર નથી. બધાને બહાર કાઢ્યા પછી સકીને ફરી અંદર બોલાવી–જુવાન બઇરાં કોણ કોણ છે તેના નામ પુછવાની મને ખબર નથી. ઝબુને મોતીયા પાસે અંદર બોલાવી મેં તેની મરજી વિરૂદ્ધ બળાત્કાર સંભોગ કર્યો એ ખોટું છે. હું તો મેડા ઉપરજ હતો. પારવતીને બોલાવી ભાટીયાએ બળાત્કાર સંભોગ કર્યો અને એ વખત હું ચોરામાં હતો–એ બધી ખોટી હકીકત. મેડા ઉપરથી સવારે ૮–૯ વાગે ચોરામાં આવી સીપાઇને પુછી તબીયત ઠીક નહોતી તેથી ચોરામાં સુઇ રહ્યો હતો. મેં દરૂભાઇને કહેલું તેથી તેણે મેડો ઉઘાડી આપવાની રાતેજ વ્યવસ્થા કરી આપી હતી. સવારે જડતી લીધી તે હકીકત ગોઠવી કાઢેલી છે. ૧૦–૧૧ વાગે ઉઠયો ને ૧૨ વાગે સોખડે ગયો અને એ લોકોને સોખડે મોકલી આપવાનું મુખીને કહેતો ગયો એ ખરૂં છે. કારણ કેટલીક વધુ તપાસ કરવાની હતી. બીજે દીવસ દરૂભાઇને ત્યાં આવીને રહ્યો હતો અને

રૂપીયા આપવાનું કહી બધા અહીંથી જતા રહો એમ કહ્યું એ બધી હકીકત ગોઠવી કાઢેલી છે. હું આસોજ ગયો નથી કાશીપરાના પટેલ કરશનલાલ છોટાલાલની બંદુક મારી પાસે તે રીપેર કરવા મુકી ગયો હતો. ને તે મેં મોતીયા પાસે પાછી મંગાવી હતી. તેથી આ બનાવની તારીખે તે મારી પાસે હતી. કાઠીયાવાડી લોકો પઇકી સાત જણાના શરીર ઉપર વઇદકીય તપાસમાં મારનાં નીશાન જણાયાં હોય તો તે શી રીતે થયાં તેની મને ખબર નથી.

એ સિવાય કંઇ તમારે ખુલાસો કરવો છે? એમ ના૦ કોર્ટે પુછતાં આરોપી નં૦ ૧ ના એ લેખીત ખુલાસો કરવો છે કહી નીચેનો લેખિત ખુલાસો કર્યો હતો.

## ફોજદારનું લેખિત સ્ટેટમેન્ટ.

આરોપી ફોજદાર શંખપાલે પોતાના લેખીત સ્ટેટ મેન્ટમાં એવો બચાવ કર્યો હતો કે સોખડામાં થયેલી ચોરી બાબત હું તપાસ કરવા ગયો હતો ત્યાં મોતી સીપાઇએ ખબર આપી કે આસોજના તળાવ પર એક ટોળી છે તે શકમંદ છે આથી હું બીમાર હતો છતાં મોતી સીપાઇ, માજી પટેલ જેઠાભાઇ વિગેરેને લઇને ગયો. મારી તબીયત નરમ હોવાથી હું ધર્મશાળાના મેડે સૂઇ રહ્યો અને મોતીને પેલા માણસોની જડતી લેવા અને મુદ્દામાલ મળે તો તપાસ કરવા કહ્યું. ટોળી તપાસ વખતે મોતી પર ધસી જવાથી તેણે તેઓ મારે નહિં તે માટે બંદુકના અવાજ કર્યા હતા.

બીજે દિવસે હું દમણીયામાં બેસી સોખડે ગયો હતો. મેં કોઇને માર્યા કે કોઇના પર બળાત્કાર કર્યો નથી.

તે પછી તેણે "નવ ગુજરાત" પર આક્ષેપ કરતાં જણાવ્યું કે તે પત્રની નીતિ રાજ્યના અમલદારો સામે બખાળા કાઢવાની અને સરકારને હલકી પાડવાની જ છે. પોતાની મુશ્કેલીમાં આવા પત્રને ટકાવી રાખવા અને સસ્તી જાહેરાત મેળવવા દ્વેષબુદ્ધિથી પોતાના પેપરને માનીતું કરવા માટે તે પત્રના તંત્રીએ મારી સામે કેસ ઉભો કર્યો છે. પ્રજામંડળે પણ વર્ષોથી લોકહિતનું કાંઇ કામ કર્યું ન હોવાથી જાહેરમાં આવવાની આ તક સાધી છે. "પ્રવાસી પાગલ" જેમને અનેક વખત સજાઓ થઇ છે તેવા ઇસમ તેમને મળી ગયા છે. ફરિઆદી કોળી લોકો ગરીબ અને સાધન વગરના હોઇ તેમને ખાવાપીવાનું આપી કીસ્સા કહાણી જેવો કેસ ઉભો કરી પ્રજામંડળ કાંઇ કામ કરે છે એવું બતાવવા માગે છે.

"નવ ગુજરાત" ખોટી હકીકતો છાપીને તેમજ જુઠી જણાઇ આવતી વાતો મોટા કાળા અક્ષરે છાપી પ્રજામત ઉશ્કેરે છે. છોકરી સકીની ઇંદ્રીમાં આંગળી ખોસ્યાની વાત કોઇ પણ સાક્ષીએ પોલીસ તપાસ વખતે કરી નથી. છતાં તે વાત તે પેપરે છાપી છે અને પાછળથી વરતણીયા કોયા અદા અને ગોવિંદજીભાઇ પાસે એ જુઠી વાતો કહેવરાવી છે.

વધુમાં સરકારી વકીલ ઉપર પણ તેણે એવો આક્ષેપ કર્યો

હતો કે પ્રજામંડળની સહાયથી કામ ચલાવતા હોય એવું દેખાય છે.

સાક્ષીઓએ બધી વખત એક જ વાત એકજ શબ્દોમાં કહી છે તે ઉપરથી તેઓને શીખવાડી લાવ્યા હોય એવું દેખાઇ આવે છે.

મુખી જોરાભાઇની ઇંટચોરીની ફરિયાદ મેં નિકાલ કાઢેલી હોવાથી તેમને મારા સામે વેર છે. એટલે તેમણે પોતાના વકીલ મી० સુતરીઆને ગામના સાક્ષીઓ ઉભા કરી આપ્યા છે. કેટલાક પોતાના ધંધાને અંગે મુખીના દબાયલા છે. પરાગ ભવાન, હીરા બાપુ અને કુબેર ખુશાલ તેના પિત્રાઇઓ છે. પીતામ્બર જાની મી. સુતરીઆનો અસીલ છે.

પ્રજામંડળે ના. દિવાનને અરજ કરી કમીટલ સ્ટેજ ( પહેલાં પોલીસ કોર્ટમાં તપાસ કરી તેમાં સેસન કમીટ કરવામાં આવે તે ધોરણ ) કાઢી નખાવ્યું છે તેથી મને અન્યાય થયો છે. તે સામે મારો પહેલેથી વાંધો હતો અને હજુ છે.

હું તદન નિર્દોષ છું માટે મને છોડી મૂકવા હુકમ કરશો.

## સીપાઇ મોતીનો જવાબ.

ના० કોર્ટના સવાલના જવાબમાં આરોપી નં० ૨ના સીપાઇ મોતીએ જણાવ્યું કે હું અને ભાટીયો તા० ૩ જીએ સાંજે અહીંથી સોખડે ગયેલા અને પીલોલ સ્ટેશને ઉતરી સોખડે જતાં આસોજના તળાવ ઉપર કાઠીયાવાડી લોકોની ટોળીને જોયેલી. ફોજદાર સા० ને તે ખબર આપ્યા પછી

તેમની સાથે અમે અ.સોજ આવ્યા. તેમના હુકમ પ્રમાણે હું અને ભાટીયો તે લોકોને ચોરે લઇ જવા તળાવે ગયેલા પણ ભડાકો કર્યો નથી તેમ માર્યા પણ નથી. ફોજદાર સાહેબની તબીયત નરમ હોવાથી મને આ લોકોની જડતી લેવાનું કહી તે મેડે ગયા હતા. સકીનો બાપ અંદર આવતાં મેં તેને રોકયો પણ નથી ને ધારીયાનો ઠોંસો પણ માર્યો નથી. સકીને મારી નથી ને અંદર લઇ ગયા નથી. મરી ગઇ તે મોતથી મરી ગઇ. કાઠીયાવાડી લોકોને અંદર પુર્યા નથી. ને માર પણ માર્યો નથી. ચોરામાં બઇરાં ને આદમીઓને ભેગાં કરી—ભડાકા કર્યા, નગ્ન કર્યાં ને ઉઠબેસ કરાવી એ બધું ખોટું. હું તે લોકોની કંપાઉંડમાં જડતી લેતો હતો. હું પોટલું છોડાવું ને તપાસું તે એક એક નહીં કરતાં ઉપરા ઉપરી બધાં પોટલાં નાખવા માંડયા તેથી મેં કહ્યું "ચોરાની અંદર ચાલો." તેઓ ન આવ્યા પણ મારી આસપાસ મને મારવા માટે ફરી વળ્યા. એટલે હું ચોરામાં દોટ મુકીને પેસી ગયો. મારા જમણા હાથની આંગળીએ કંઇપણ વાગ્યું હતું. શું તે ખબર નથી. લોહી નીકળ્યું હતું. પછી એ બધું માણસ ચોરામાં મારી પાછળ ધસી આવ્યું. મને ડર લાગ્યો કે આ માણસો મને મારી નાંખશે, એટલે ડરાવવા માટે મેં આસ્માની ફેર કર્યા. ચાર અવાજ કર્યા. પછી એ લોકો બહાર નીકળી ગયા. પછી હું બહાર આવીને ઉભો રહયો. અને આંગળીએ લોહી નીકળતું હતું તેને પાટો બાંધતો હતો. અમે કોઇને પુર્યાં નથી—નાગા કર્યા નથી—ઇંદ્રિઓ પકડાવી નથી બારણા આગળ હું ઉભો નથી અને બળાત્કાર કોઇએ કર્યો નથી. કાશીને

હું લઇ ગયો નથી મેં તેને ઘસડી નથી ને છોકરૂં પડી ગયું નથી. અમે કોઇને માર્યું નથી. કોઇ લોકો ઉપર નીશાન હોય તો હાથે મારીને કર્યાં હશે.

ના. કોર્ટે વધારે કહેવાનું છે? એમ પુછતાં સાક્ષીએ ગજવામાંથી કાઢી નીચેનું લેખિત સ્ટેટમેન્ટ રજુ કર્યું હતું.

## મોતીવાઘાનું સ્ટેટમેન્ટ.

બીજા આરોપી સીપાઇ મોતી વાઘાએ પોતાના લેખિત સ્ટેટમેન્ટમાં જણાવ્યું કે તા. ૩–૧–૩૦ રોજ ફોઝદારનો મુકામ સોખડે હતો તેથી તેમનાં કપડાં બંદુક લઇ હું વડોદરાથી પીલોલ ઉતર્યો. સ્ટેશને મને બાબુલાલ જે ભાટીઆ અથવા ચશ્માવાળાના નામથી ઓળખાય છે તે મળ્યો. તેને વીમાના પૈસા માટે સોખડે આવવું હતું. તેથી તે મારી સાથે ચાલ્યો. આસોજ તળાવ પર અમે એક ટાળી જોઇ. એ વખતે વાઇસરોય સાહેબની પધરામણીને અંગે શકમંદ માણસો પર દેખરેખ રખાતી હોવાથી મેં તે ટાળીના માણસોની પુછપરછ કરી. તેમના જવાબો મને શકમંદ લાગ્યા. આસોજના પટેલ પાસે નામો નોંધાવવાનું કહી અમે ચાલ્યા ગયા. સોખડે આવી મેં ફોઝદારને આસોજની શકમંદ ટાળીની વાત કરી. તરત ડમણીયું જોડાવી માજી મુખી તથા બાબુલાલ સાથે અમે આસોજ તળાવ તરફ ઉપડયા. ફોજદારની તબીયત નાદુરસ્ત હતી એટલે તેમણે પેલા લોકોને ચોરે લઇ આવવા મને અને બાબુલાલને મોકલ્યા અને તેઓ તથા મુખી

ગામમાં ગયા. પેલી ટોળીને ઉઠાડી ફોજદાર બોલાવે છે કહી અમે ચોરે લઇ ગયા. ફોજદારે પોતાની તબીયત નરમ હોવાથી ઝડતી લેવાનું મને કહી પોતે ધર્મશાળાની મેડી પર સુવા ગયા.

મેં કાઠીયાવાડીઓના પોટલા તપાસવા માંડયા ત્યારે બૈરાંઓએ રડારોળ કરી મુકી. અંગ ઝડતી માટે પુરૂષોને લુગડાં ખંખેરાવ્યા અને સ્ત્રીઓને લુગડાં ખંખેરવા કહેતાં બધા ઉશ્કેરાઇ જઇ ગાળો દેવા લાગ્યા અને અમને ફરી વળ્યા. મને લાગ્યું કે આ લોકો અમને મારી નાખશે એટલે ગભરાઇ વીખેરી નાખવા મેં બંદુકના ચાર અવાજ કર્યા. એ સાંભળી દરૂભાઇ, બેચરભાઇ વિગેરે ચારેક જણ દોડી આવ્યા મેં તેમને ખુલાસો કર્યો. તેમણે કાઠીયા-વાડીઓને સમજાવી શાંત પાડયા.

તેણે પણ "નવગુજરાત" અને પ્રજામંડળે આ કેસ ઉભો કર્યાનો આક્ષેપ કર્યો હતો અને પોતે કશુંજ ગુન્હાઇત કાર્ય કર્યું નથી જણાવી છોડી મુકવા અરજ કરી હતી.

ના કોર્ટે જુબાની વાંચી બતાવ્યા પછી વધારાનો પ્રશ્ન પુછતાં સાક્ષીએ જવાબમાં કહ્યું કે સવારે જડતી નથી લીધી, રાતે લીધી હતી સાક્ષીએ સુધારો કર્યો કે અંદર જડતી માટે બધાં લોકોને ચોરામાં લઇ ગયો હતો ને ત્યાં જડતી લીધી. આદમી-ઓનાં કપડાં ખંખેરાવ્યાં. આદમી લોકો કહે અમારી આબરૂ લેવી છે? એમ કહી એ લોકો અંદર ને અંદર મારી આસપાસ

ફરી વળ્યા. મને બ્હીક લાગી કે એ લોકો મને મારી નાંખશે એટલે મેં ફેર કર્યા.

## નં. ૩ ના પટેલ જેઠાભાઇનો જવાબ.

ત્રીજા આરોપી પટેલ જેઠાભાઇએ ના. કોર્ટના સવાલનો જવાબ આપતાં કહ્યું કે હું ને ફોજદાર સા૦ ચોરે ગયેલા ને ફોજદારના કહેવાથી મોતીયો ને બાણુ તળાવે ગયેલા "કાઠીયાવાડી ઘોડીઉં, છોકરાં નાંખી દો, બીજાં જણજો" એવું મેં કંઇ કહ્યું નથી ચોરામાં 'રૂ. ૫૦ લઇને ફેંટો માનો' એમ મેં કહ્યું નથી. હું બહાર ધુણીએ તાપતો હતો. ફોજદારે દરૂભાઇને કહ્યું કે "મારા પગે ઘોડે લાત મારી છે તે દુખે છે, ને ઠીક નથી તેથી સુતું છે, માટે મેડો ઉઘડાવો." પછી મેડે ગયા. હું તેમની જોડે ગયો. ફોજદાર સા૦ સુઇ ગયા ને હું દમણીયું જોડાવી ઘેર સોખડે ચાલ્યો ગયો. અમથા રામસીંગના પેઢુમાં મેં લાત મારી નથી. હું તળાવે ગયો નથી ને ચોરામાંયે પેઠો નથી. કલાલની દુકાને હું દારૂ લેવા ગયોજ નથી.

વધારે કહેવાનું હોય તો કહેવા ના. કોર્ટે પુછતાં પટેલ જેઠાભાઇએ પણ પોતાનો નીચે મુજબનો લેખીત જવાબ ગજવામાંથી કાઢી રજુ કર્યો.

## પટેલ જેઠાભાઇનું સ્ટેટમેન્ટ.

ત્રીજા આરોપી મુખી જેઠાભાંઇ લખમીદાસે પોતાના લેખી

સ્ટેટમેન્ટમાં જણાવ્યું હતું કે સોખડાની ચોરીની તપાસ બાબત ફોઝદારે મને બોલાવ્યો હતો કેમ કે હું જુનો મુખી હતો. ફોઝદારની તબીયત નરમ હોવાથી અમે વાતો કરતા બેઠા હતા ત્યાં મોડી રાતે મોતી સીપાઇએ આવી શકમંદ ટોળીની ખબર આપી. ફોઝદારે ડમણીયું મંગાવ્યું. હું તો ઘેર જતો હતો પરંતુ ફોઝદારના આગ્રહથી સાથે ગયો. ફોઝદારની તબીયત નરમ હતી તેથી અમે સીધા આસોજના ચોરે ગયા અને મોતીને ટોળીના માણસોને બોલાવી લાવવા મોકલ્યો. મોતી અને બાપુલાલ પેલી ટોળીને લઇ આવ્યા. ફોઝદારે મોતીને તેઓની ઝડતી લેવાનું કહી ધર્મશાળાના મેડે સુવાની ગોઠવણ કરવા કહ્યું. ફોઝદાર તો આસોજ રોકાઇ ગયા એટલે હું દમણીયું લઇ સોખડે પાછો ગયો. મેં કોઇને "કાઠીયાવાડી ઘોડીઓ માની જાવ." એમ કહ્યું નથી તેમ "રૂા. ૫૦) ઇનામ આપીશું" એવું પણ કહ્યું નથી. મારી સામે કશો પુરાવો પડયો નથી. મને તો નકામો અંદર સંડોવ્યો છે.

રખડતી ટોળીના લોકો ભીખારી હોઇ જુઠા અને લબાડ છે. ખાવાના સાધન વગરના હોવાથી ખાવાપીવાનું આપનાર મળવાથી ગમે તેવું જુઠું બોલે તેવા લોકો તેઓ છે. માટે મને નિર્દોષ ઠરાવી છોડી મુકવા હુકમ ફરમાવશો.

ના. કોર્ટે તેનો મોઢાનો જવાબ વાંચતાં સાક્ષીએ ઉમેર્યું કે ફોજદાર સાહેબને દરભાઇએ દવા આણીને ચોપડી હતી.

# બેચરભાઈ રણછોડની જુબાની.

બપોર પછી તપાસ ચાલુ થતાં બચાવના સાક્ષીઓ રજુ થયા હતા.

૨૦ પાવરીએ સાક્ષી બેચરભાઇ રણછોડની સર તપાસ શરૂ કરતાં સાક્ષીએ જણાવ્યું કે, મને કાકુજી પણ કહે છે. બે ત્રણ મહીના ઉપર રાતે શંકર અમરા મને બોલાવવા આવતાં હું ચોરે ગયો. દરૂભાઇની પછી હું ગયો ત્યાં મોતી—ભાટીઓ ને કાઠીયાવાડી લોકો હતા. મેં પુછ્યું ત્યારે દરૂભાઇએ કહ્યું કે "ફોજદાર સા. ની તબીયત ઠીક નથી. તેથી સુવાની વ્યવસ્થા કરવાની છે." અરધીક કલાકે અમે બધા ધર્મશાળાને મેડે ગયા હતા. ફોઝદારને પગે દુખાવો હતો ને તાવ ચઢયો હતો. દરૂભાઇએ દવા આપેલી. ફોજદારે જતી વેળા મોતીયાને જડતી લેવા કહેલું. મેડા ઉપર કલાકેક બેઠા હઇશું. પછી ભડાકા થયા એટલે અમે નીચે ગયા. મોતીયો બારણાની આગળ બહાર હતો દરૂભાઇએ પુછ્યું કે "અલ્યા, આ બધું તોફાન શું કરો છો? ભડાકા એટલે શું? તેણે કહ્યું કે "બાઇડીઓની ઝડતી લેવા માંડી એટલે આ લોકો સામા થયા તેથી ધડાકા કર્યા." દરૂભાઇએ કાઠીયાવાડીઓને બેસાડી દીધા. દરૂભાઇ પછી મેડે ગયેલા. તે આવ્યા પછી અમે બધા ઘેર ગયા. ફોજદારને 'અમૃતધારા' પાઇ અને તેજ દવા ચોપડી હતી. તપાસ માટે સાવંત સા. આવેલા. તેમણે મારો ને ચતુરભાઇનો ભેગો જવાબ લીધો પાંચ છ કાઠીયાવાડીઓના જવાબ ઉપર સહી કરી તે દીવસે ૧૦–૧૧ વાગે

કરેલી–રાતના ૧૧ વાગે કહેલું તે ભુલથી કહેલું. અમે રાતે ચોરે ગયા ત્યારે કાઠીયાવાડીઓએ અમારા આગળ ફરીયાદ કરેલી નહી. કારકુને જવાબ વાંચી બતાવેલા–તે તેમણે કબુલ કરેલા. બીજા પણ એ ત્રણ જવાબ હતા તે તેમને વાંચી બતાવેલા–પ્રજામંડળના લોકો કામ માટે ગામમાં આવતા હતા. જોરાભાઇએ મારા ઉપર ને દરૂભાઇ ઉપર ફરીઆદ કરી છે. તે ફરીયાદ મેં જોઇ નથી. તેના વીરૂધ્ધ મેં કંઇ ગુન્હો કર્યો નથી. ફરીયાદનો ઉદ્દેશ તો એ કે સાક્ષીમાં ન આવે બીજું શું ?

## ઉલટ તપાસ.

રા. નાનુભાઇની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે મને ચોરે બોલાવેલો તે ફોજદારને સુવાની તથા દવા–સારવાર વગેરે વ્યવસ્થા કરવા. મેં પાણી પીવા આપ્યું, ગોદડું ઓઢાડયું. ઓળખાણ ખરૂં ને, એટલે બોલાવે. ભડાકા ચારે સાંભળ્યા તે ધર્મશાળામાં. મેડે એકાદ કલાક થયો હશે. ચોરામાં તે વખતે જડતીઓ લેવાતી હશે. મેં જોયું નથી. મારઝુડ કરે કે બુમરાણ થાય તો ધર્મશાળામાં સંભળાય. ભડાકા થયા પહેલાં કંઇ તેવું બુમરાણ સંભળાયું નથી. અમે ગયા ત્યારે બચ્ચાં રડતાં હતાં ને બઇરાં તેને છાનાં રાખતાં હતાં. આદમીઓ ઉભા હતા. આ લોકોએ હુમલો કર્યાનું મોતીયાએ કહ્યું તે સીવાય હું જાણી શકું નહી. અમે ગયા ત્યારે મોતીયો બહાર હતો ને ભાટીયો અંદર હતો. જાડા પટેલ પણ ચોરામાં હતા. દરૂભાઇ મેડા ઉપર ફોજદારને મળી પાંચ–૭ મીનીટમાં પાછા આવ્યા. ફોજદારને મેડે સખત

તાવ હતો. બેભાન નહોતા, બબડતા નહોતા પણ ઉંકારા કરતા હતા ખરા. દરૂભાઇ મોતીયાએ કહેલી હકીકત કહેવા ગયા હશે. ભડાકા થયા પછી ત્યાં જોવા જઇ શકે તેવી ફોજદાર સા૦ ની સ્થીતી નહોતી. અમે ગયા ત્યાં સુધી ફોજદાર ભયંકર, સ્થિતિમાં હતા અમે ગયા ત્યારે ફોજદાર પાસે કોઇ રહ્યું નહોતું. મોતીયાને જડતી લેજે એવે મોઢેથી જ હુકમ આપીને ફોજદાર મેડે ગયેલા. સાવંત સાહેબે મને સવારે ૮–૯ વાગે બોલાવેલો. હું મતાદાર નથી. હું ૧૧ સુધી ચોરામાં રહ્યો હતો. સાવંત સાહેબે કહ્યું નહોતું. અમે અમસ્તા બેસી રહ્યા. બીજામાં દરૂભાઇ, જોરાભાઇ હતા. બીજા હતા તે યાદ નથી. દરૂભાઇ હું અને ફુલા જેસંગ નામનો કોળી–એમ ત્રણ જણ ઉપર જોરાભાઇએ ફરીયાદ કરી છે એમ સાંભળ્યું છે. કોળી આ કામમાં સાક્ષી નથી તેને સંબંધ નથી.

૨૦ પાવરીની ફેર તપાસમાં જણાવ્યું કે આ કોળી, શંકર અમરા વગેરે વરતણીયા છે, તેનો સગો નહી–એક જાત ખરી.

## ઘરડાને કામ ધંધો શું?

ના. કોર્ટે સાક્ષીની જુબાની વાંચતાં અમસ્તા શા માટે ચોરે બેસો? એમ પુછતાં સાક્ષીએ ખુલાસો કર્યો કે, અમે ઘરડા થયા, હવે શું કામ ધંધો હોય? તેથી ચોરે જઇને બેસીયે.

## લલુ દેવજીની જુબાની.

પછી આસોજના લલુભાઇ દેવજી (ઉ૦ ૫૨) એમણે

રા૦ પાવરીની સર તપાસમાં જણાવ્યું કે ત્રણેક મહીના ઉપર બંદુકના ચાર અવાજ થયેલા એમ લોકો કહેતા હતા. છેલ્લો એક સાંભળેલો એટલે ઉંઘમાંથી ઉઠયોને ચોરા ભણી ગયો હતો ત્યારે દરૂભાઇને મોતી વાત કરતા હતા ને કાઠીયાવાડીઓ લીંબડા તળે પડેલા હતા. દરૂભાઇ અને મોતીયા વચ્ચે થયેલી વાતચીત મેં સાંભળી. મોતીયાએ કહ્યું હતું કે " આ લોકોએ હુમલો કર્યો તેથી ભડાકા કર્યા." પછી હું બહાર નીકળીને ચાલ્યો ગયો, લોટો લઇને ભાગોળે ગયેલો ( સાક્ષીએ ના૦ કોર્ટના સવાલમાં જણાવ્યું કે પાંચેક વાગ્યા હશે. ) સાવંત સાહેબને હકીકત લખાવી છે. ફોજદારને તે વખતે મેં ચોરામાં જોયા નથી. કયાં હશે તે શી ખબર ?

રા૦ નાનુભાઇની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે ચોરાથી મારૂં ઘર ૧૦૦–૨૦૦ કદમ દુર હશે. હું ઉંઘમાંથી ઝબકયો. પછી લોટો ઓટો લઇને ઘરમાંથી નીકળ્યો. ચોરા આગળ થઇનેજ ભાગોળે જવાય. રસ્તામાં આ જોઇને સાંભળવા ઉભો રહયો. ઝાંપા આગળથી આ વાત સાંભળીને સીધે રસ્તે ચાલતો થઇ ગયો. દરૂભાઇને મોતીયો ચોરાના બારણા આગળ હતા. મોતીયાએ દરૂભાઇને જે કહ્યું તે વાત ખરી કે ખોટી, તે હું શું જાણું ?

પછી સાક્ષી પરસોતમ ઝવેર હાજર થતાં રા. પાવરીએ તે ફુટી ગયો છે કહી 'ભાઇ, તમને સલામ! પાછા જાઓ' કહી તેની સાક્ષી લેવાની ના પાડી હતી.

અત્રે વખત થઇ જતાં કેસ બીજા દિવસ ઉપર મુલતવી રહ્યો હતો.

## તપાસનો છેલ્લો દિવસ.

ગુરૂવાર તા. ૨૭–૩–૩૦ ના રોજ આસોજ કેસની તપાસ પુરી થઇ હતી. તે દિવસે છેલ્લા બચાવ પક્ષના સાક્ષી સીટી વહીવટદાર મી૦ કૃષ્ણુરાવ બ૦ કદમની જુબાની થઇ હતી.

મી૦ પાવરીની મુખ્ય તપાસમાં તેમણે જણાવ્યું કે તા. ૮ મીએ હું દવાખાને બે છોડીઓની લાસનો પંચકયાસ કરવા ગયો હતો. પંચમાં એક બાઇ પણ હતી. એ લાસો પોસ્ટમોર્ટમ રૂમમાં હતી. એ લાસો મેં તેમજ પંચોએ જોઇ હતી. તેના ઉપર મારના કાંઇ પણ નિશાન જોવામાં આવ્યા નહોતા. મોટી છોકરીની લાસના ગુહ્ય ભાગો સ્ત્રી પંચ પાસે તપાસાવ્યા હતા અને તેણે જણાવ્યું હતું કે કાંઇ નિશાન જણાતું નથી. પંચકયાસની હકીકત વાંચી બતાવી પંચોની સહી લીધી હતી.

## ઉલટ તપાસ.

સરકારી વકીલની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે રૂમની અંદર જઇ લાસ તપાસીને બહાર આવીને પંચકયાસ કર્યો હતો. પછી જેમ જેમ જરૂર પડતી તેમ તેમ પંચો અંદર જઇ જોઇ આવતા. પંચોમાંથી કોઇ લાસને અડયું નહોતું. ભંગીયો હતો તે લાસને ઉથલાવી ફેરવીને બતાવતો

હનો. લાસને અડવાનો કોઇને વાંધો હોય તે વિષે કોઇને પૂછ્યું નહોતું. સ્ત્રી પંચ અંદર ગઇ ત્યારે અમે કોઇ સાથે નહોતા તેથી તે લાસને અડી કે નહિં તે કહી શકું નહિં. મેં નજીકથી લાસ જોઇ હતી. મતભેદ કે શંકા થતાં પંચો અંદર ગયા અને આવીને શું લખાવ્યું તે હાલના પંચકયાસમાંથી છુટું પાડી બતાવી શકું નહિં. લાસ જોઇ ત્યારે તેના અવયવો ઢીલા હતા કે અકડાઇ ગયેલા તે કહી શકું નહિં. લાસને ઉંધી ચત્તી કરી બતાવી તે વખતે હું હતો. બાઇએ લાશના ગુહ્ય ભાગ તપાસ્યા હતા તે તેના કહેવાથી જ જાણ્યું.

ફરી તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે ગુહ્ય ભાગ તપાસવાના છે એમ કહીનેજ સ્ત્રી પંચને અંદર મોકલી હતી. તે અંદર ગઇ ત્યારે ભંગી અંદર હતો.

## સી. આઈ. ડી. ની જુબાની સામે વાંધો.

બાદ "પ્રવાસી પાગલ"ના સંબંધમાં જુબાની આપવા બચાવ પક્ષે એક સી. આઇ. ડી. અમલદારને બોલાવેલ. પરંતુ તે હાજર નહિં હોવાથી તેને બોલાવવા ટેલીફોન કરવામાં આવ્યો, દરમીયાન ગામડાના બીજા બે સાક્ષીઓ પણ હાજર નહિં હોવાથી તેમની જુબાની લેવાની જરૂર નથી એમ મી. પાવરીએ જણાવતાં સરકારી વકીલ મી૦ નાનુભાઇએ "પ્રવાસી પાગલ" આ કેસમાં સાક્ષી ન હોવાથી તેમની ચાલચલગત માટે સી. આઇ. ડી. અમલદારની જુબાની લેવા સામે વાંધો ઉઠાવ્યો હતો.

રા. પાવરી–શા માટે નહિં ? જો કે પ્રવાસી પાગલ સાક્ષી નથી પરંતુ આ કેસમાં કરતા કારવતા તેજ છે.

રા. નાનુભાઇ–પરંતુ તે માટે કાયદાનો કાંઇ આધાર છે કે?

રા. પાવરી–કાયદાના આધારની જરૂર નથી. બધા સાક્ષીઓ આવે અને સી. આઇ. ડી. અમલદાર હાજર ન રહે તેનો શો અર્થ? સી. આઇ. ડી. અમલદારની જુબાની ઉપરથી હું પ્રવાસી પાગલનું સમાજમાં કેવું સ્થાન છે તે બતાવવા માગું છું. કે જેથી તેની આ કેસ ઉપર કેવી અસર થઇ છે તે સમજી શકાય. આમ છતાં હું જે પ્રશ્નો પુછું તેમાંથી આપને યોગ્ય ન લાગે તેવો પ્રશ્ન રદ કરજો.

રા. નાનુભાઇ–પરંતુ કાયદાનો આધાર બતાવોને?

રા. પાવરીએ પુરાવા નિબંધની ૭ મી કલમ વાંચીને તેને આધારે સી. આઇ. ડી. અમલદારની જુબાની લઇ શકાય તેમ જણાવ્યું હતું.

આથી રા. નાનુભાઇએ સી. આઇ. ડી. અમલદારની જુબાની નહિ લેવા બાબત લેખિત અરજી આપી હતી.

ના૦ કોર્ટે તે અરજી મંજુર કરતાં જણાવ્યું કે પ્રવાસી પાગલની ચાલચલગત વિષેની જુબાની આ કેસને લગતો પુરાવો ગણાય નહિં તેથી સી. આઇ. ડી. અમલદારની જુબાની લેવાનું બંધ રહ્યું હતું.

આ પ્રમાણે આસોજ કેસની તપાસ પુરી થઇ હતી અને શનીવાર તા. ૨૮-૩-૩૦ ના રોજથી બન્ને પક્ષના વકીલોના ભાષણો શરૂ થયા હતા, જે બાદ ગુરૂવાર તા. ૧૦-૪-૩૦ ઉપર ચુકાદો મુલતવી રહ્યો હતો.



# આસોજ અત્યાચાર કેસનો

# ફેંસલો.

ફોજદાર શંખપાલને કુલ ૧૫ વર્ષ સખ્ત કેદ.

સીપાઈ મોતી વાઘાને કુલ ૧૧ વર્ષ સખ્ત કેદ.

મુખી જેઠાભાઈ નિર્દોષ છુટયા.

આ કેસનો વડોદરાના વિશેષ પ્રાંત ફોજદારી ન્યાયાધીશ.

**શ્રીમાન,**

પાટકર સાહેબે ગુરૂવાર તા. ૧૦-૪-૩૦ ના રોજ નીચે મુજબ ફેંસલો આપ્યો હતો.

**શ્રીમંત સરકાર ગાયકવાડ**
**વિદ્યમાન વડોદરા વિશેષ**
**પ્રાંત ફોજદારી ન્યાયાધિશી.**

સેસન મુકદમા નં. ૩૦-૧૯૮૬.

## ફરિઆદી.

શ્રીમંત સરકાર તરફે સરકારી વકીલ,

રા. નાનુભાઇ કેવળરામ મજુદાર.

## આરોપી.

૧. ઇંદુરાવ સાવળારામ શંખપાલ, જાતે મરાઠા, ઉમર વર્ષ ૩૬, ધંધો નોકરી, રહેવાશી વડોદરા.

૨. મોતી વાઘા, જાતે બારીયા, ઉમર વર્ષ ૨૨, ધંધો નોકરી, રહેવાશી વડોદરા.

૩. પા. જેઠાભાઇ લક્ષ્મીદાસ જાતે પાટીદાર, ઉમર વર્ષ ૪૫, ધંધો ખેતી, રહેવાશી સોખડા, તાલુકે વડોદરા.

નં. ૧ તરફે વકીલ-રા. જમશેદજી મહેરવાનજી પાવરી.

નં. ૨ તરફે વકીલ-રા. સખારામ અમૃત સુધાલકર.

નં. ૩ તરફે વકીલ-રા. માણેકલાલ શામજી ઝાટકીયા.

## તહોમત.

ફોઝદાર નિબંધ ૫ ની કલમો,

૩૪૨ ક, ૩૬૫ ક, ૧. ૨., ૩૩૪, ૫૦૨, ૩૬૦ ક. ખ., ૨૯૦ ક, અને ૩૨૯.

# ફરીયાદ પક્ષની હકીકત.

૧ ફરીયાદ પક્ષની હકીકત એવી છે કે, કાઠીયાવાડમાં તીડને લીધે દુષ્કાળ પડવાથી અને મજુરી નહીં મળતી હોવાથી ધ્રાંગધ્રા તાબાના સતાપુર ગામના તથા વીરમગામ વીગેરે તરફના મરદ બઇરાં તથા છોકરા મળી આસરે સો માણસો ગુજરાતમાં આવી મજુરીનો શોધ કરતા કરતા કાનમ તરફ જતા હતા. રતામાં તા. ૩–૧–૩૦ના રોજ સાંજરે વડોદરા તાલુકાના આસોજ ગામમાં આવી તળાવની સામી પાળે રાયણોના ઝાડ છે તે ઝાડ તળે મુકામ કર્યો હતો. આગલી રાત્રે એટલે તા. ૨–૧–૩૦ના રોજ સોખડા ગામ જે આસોજથી આશરે ત્રણેક માઇલ ઉપર છે તે ગામે એક નરસી ત્રીભોવન નામના માણસને ત્યાં ધરફોડ થઇ દાગીના વિગેરે માલ ચોરીએ ગએલો. તે ચોરીના તપાસ માટે તારીખ ૩–૧–૩૦ના રોજ બપોરે તાલુકાના ફોજદાર શંખપાળ, જે આરોપી નં. ૧ હાલના કામમાં છે તે, તથા સર ફોજદાર દેવ અને પોલીસ નાયબ સુબા સાવંત સોખડે ગયા હતા. દેવ તથા સાવંત સાંજરે પાછા વડોદરે આવતા રહ્યા અને શંખપાળ ત્યાંજ રહ્યા આરોપી નં. ૨ મોતી વાઘા ફોજદારના તાબાનો પોલીસ સીપાઇ છે. તથા એક બાણુ ચશ્માવાળો, જેને ભાટીઓ તરીકે શાક્ષીઓ ઓળખે છે અને જે આરોપી નં. ૧ ફોજદાર સાથે હંમેશ હોય છે, તે ફોજદારના કપડાં તથા બંદુક લઇને સોખડે જવા માટે સાંજની ગાડીએ પીલોલ સ્ટેશને ઉતર્યા અને સોખડે જતાં રસ્તામાં આસોજ ગામે તળા-

વમાં કાઠીયાવાડી લોકોની ટોળી પડેલી તેની પુછપરછ કરી. પટેલ પાસે જઇ તમારા નામ નોંધાવો કહી તેઓ આગળ જતા રહ્યા. સોખડે જઇ આવી તેમણે એક ભટકતા લોકોની ટોળી આસોજ ગામમાં આવીને પડી છે એવી વર્દી આરોપી નં. ૧ ફોજદારને આપી. તે ઉપરથી તે લોકો પાસે સોખડા ગામે થએલી ચોરીનો કાંઇ માલ મળી આવે છે કે કેમ તે જોવા માટે તેમજ સોખડા ગામમાં થયેલી ચોરીના સ્થળે એક ફોટો મળી આવેલો તે ફોટો આ લોકો પઇકી કોઇનો છે કે કેમ તેનો તપાસ થવા માટે તે રાત્રેજ મધ્ય રાતના અરસામાં આરોપી નં. ૧ આરોપી નં ૨, બાબુ ચશ્માવાળો સોખડેથી આસોજ આવ્યા તેમની સાથે આરોપી નં. ૩ જે આસોજનો જુનો મુખી છે, તે પણ આવેલો. તેઓ આસોજ ગામમાં આવ્યા ત્યારે રસ્તામાં તમાકુના માંડવામાં બે જણ સુતેલા હતા તેમને ઉઠાડીને તે પઇકી એકને ચોરે જઇ મુખી તથા વર્તણીઆને તળાવ ઉપર બોલાવ્યા છે કહીને લાવવા માટે મોકલ્યો.

## મારતા મારતા ચોરે લઈ ગયા

અને પોતે ચારે જણ તળાવ ઉપર ગયા અને બંદુકનો અવાજ કરી કાઠીયાવાડી લોકોને ઉઠાડયા અને તેમના લબાચા બંધાવી તેમને મારતા મારતા ચોરે લઇ આવ્યા

ચોરે લાવ્યા પછી તેમને ચોરાના કંપાઉન્ડમ જાજરૂ છે તે

જાજરૂ પાસે બેસાડયા, અને તેમાંથી સકી નામની એક દશ બાર વરસની છોકરીને અંદર લઇ જઇ ફેંટો તેણીના બાપનો અગર તેમના પઇકી કોઇનો છે તેમ કબુલ કરો તેમ કહી તેણીને માર માર્યો અને બહાર કાઢી તેણીને બહાર કાઢયા પછી તે લોકોમાં જે મરદ હતા, તેમને ચોરાની અંદર પુરી દીધા. અને ફેંટો તમારા પઇકી કોઇનો છે એમ માનો કહી ફેંટો મનાવવા માટે તેમને માર મારવા લાગ્યા.

## નાગા કરી સ્ત્રીઓ પાસે ઈંદ્રી ઝલાવી.

થોડો વખત માર માર્યા પછી તેમને લુગડાં કાઢી નાંખી નગ્ન થવા કહ્યું અને નગ્ન થતા નહોતા તેથી બંદુકના બે અવાજ કર્યા. એટલે બધા આદમી નગ્ન થઇ ગયા. તે નગ્ન થયા પછી તેમની પાસેથી કાન ઝલાવીને ઉઠબેસ કરાવી અને ઝબુ નામની એક સ્ત્રીને બહારથી બોલાવી તેણીના સગા કોણ કોણ છે તે પુછી લઇ તેના ભાઇ, કાકા તથા મામાની ઇંદ્રિયો તેની પાસે ઝલાવી પછી બધાને બહાર કાઢી બઇરાંઓને અંદર બોલાવ્યા અને તેમને પણ ફેંટો બતાવી તે મનાવવા માટે માર માર્યો. પછી આદમીઓને અંદર બોલાવી, બંદુકના અવાજ કરી બંન્નેને નગ્ન કર્યા. અને બન્ને પાસેથી ઉઠબેસ કરાવી તથા બે બઇરીઓ પાસેથી તેમના સગાઓની ઇન્દ્રીઓ પકડાવી અને પછી તેમને બહાર કાઢયા.

## ઇજ્જત લીધાનું માલમ પડયું.

તે પછી સકીને પરત અંદર લઇ ગયા, અને થોડીવાર તેણીને અંદર રાખીને બહાર કાઢી. તે પછી ઝબુ નામની સ્ત્રીને પ્રથમ આરોપી નંબર ૨ ચોરાની અંદર લઇ ગયો. તેણીને થોડા વખત પછી બહાર કાઢી, પાર્વતી નામની સ્ત્રીને તે લઇ ગયો. તે બહાર આવી ત્યારે ઝબુ અને પાર્વતી બન્નેની અનુક્રમે ફોજ-દાર તથા ભાટીયાએ ઇજત લીધાનું માલમ પડયું. પાર્વતી બહાર આવ્યા પછી કાશી નામની સ્ત્રીને આરોપી નંબર ૨ અંદર લઇ જતો હતો, પણ અંદર શું થાય છે તે પાર્વતીએ તેણીને કહ્યાથી અંદર જવા તેણીએ ના પાડી. તેથી તેણીનો હાથ ઝાલી, આરોપી નં. ૨ નાએ આંચકો મારતાં દોઢ માસની છોકરી તેણીના હાથમાં હતી તે પડી ગઇ. એટલે આરોપી નં. ૨ નાએ તેણીને મુકી દીધી. અને છોકરીને ઉંચકીને તે પાછી આવી પોતાની જગ્યાએ બેસી ગઇ. એ પ્રમાણે ધમાલ ચાલતાં મરગડો બોલ્યો તે પછી કાઠીયાવાડી લોકોને આરોપીઓએ કાંઇ ત્રાસ આપ્યો નહીં, અને પોતે ચોરામાં સુઇ ગયા. બીજે દિવસે સવારે આરોપી નં. ૧ નાએ કાઠીયાવાડી લોકોની ઝડતી લીધી અને પોતે બપોર પછી સોખડે જતી વખતે કાઠીયાવાડી લોકોને સોખડે મોકલાવી દેવ એમ મુખીને આરોપી નં. ૧ નાએ કહ્યું પણ રાતે માર્યું તે પ્રમાણે ફરી મારશે એવી બીક લાગવાથી તેમણે સોખડે જવા ના પાડી. અને ચોરા આગળજ રહ્યા.

# પોલીસ ખાતાએ શરૂ કરેલો તપાસ

૩. આરોપી નં. ૧ સોખડે ગયા પછી કાડીયાવાડી લોકોમાંથી ચાર જણુ ફરીયાદ કરવા માટે વડોદરે બપોર પછી આવ્યા અને વડોદરે ન્યાયમંદિરમાં આવતાં સુધી સાડા પાંચ થઇ ગયા અને કચેરીઓ બંધ થઇ એટલે તેઓ પાછા ગયા. રાતે ૯–૯ાા વાગે પોતાના ઉપર ગુજારેલા જુલમ વિષે તેમાંથી બે જણે સ્ટેશન ઉપર આવી નેક નામદાર દિવાન સાહેબ ઉપર તાર કર્યો. અને બીજે દિવસે સવારની ગાડીમાં તે બે જણુ પોતે વડોદરે આવી દિવાન સાહેબના બંગલે ગયા. ત્યાંથી તેમને મે. રા. બા. પોલીસ કમીશ્નર તરફ મોકલવામાં આવ્યા. તેમણે તેમની હકીકત સાંભળી તમારો તપાસ કરાવું છું એવું આશ્વાસન આપી તેમને વિદાય કર્યા અને આપેલા તારની નકલ. જે નેક નામદાર દિવાન સાહેબ તરફથી પોલીસ કમીશ્નર સાહેબ તરફ આવી હતી તે, વડોદરા પ્રાંત પોલીસ નાયબ સુબા, તે વખતના રા. રા. સાવંત, તરફ તેમણે મોકલી અને તુરત તપાસ કરવા જણાવ્યું. તે હુકમ તા. ૫–૧–૩૦ ના રોજ સાંજરે તેમને તુંડાવ મુકામે મલ્યો અને રાતે તે આસોજ ગયા. રાતે તેમને કાંઇ તપાસ કર્યો નથી પણ સવારે તપાસ શરૂ કર્યો. કાડીયાવાડી લોકો પઇકી કેટલાક આગેવાનોના જવાબ લીધા. આસોજના જુના મુખી તથા વર્તણીયા રાત્રે ચોરે હતા એમ કહેવામાં આવતું હતું, તેમના જવાબ લીધા, અને કાડીયાવાડી લોકોને પડેલા માર સંબંધી તથા બંદુકના ભડાકાથી ચોરાનાં પતરામાં કાણાં પડેલા હતા તેનો પંચકયાસ કરી તા. ૭–૧–૩૦ ના રોજ સવારે

તેઓ ત્યાંથી જતા રહ્યા. કાઠીયાવાડી લોકો પણ તેજ દિવસે બપોર પછી વડોદરે આવવા નીકળ્યા, અને નેક નામદાર દિવાન સાહેબના બંગલા આગળ જઇને બેઠા. તે પછી થોડા વખતમાં સકી તથા બાલુ એ બંને છોકરીઓ મરી ગઇ. તેમની લાસો લઇને કાઠીયાવાડી લોકો પૈકી થોડા જણ દવાખાને ગયા અને બાકીના લોકો સ્ટેશન સામે વડના ઝાડ છે તે ઝાડ તળે આવીને મુકામ કર્યો, તે પછી પ્રજામંડળે આ લોકોને આશ્રય આપ્યો.

## ન્યાયધીશમાં.

રા. રા. સાવંત તપાસ કરતા હતા તે બંધ કરાવી આ કામનું તપાસ વિભાગ ફોજદારી ન્યાયાધીશ શ્રી. ભદ્રસિંહરાવને સોંપવામાં આવ્યો. તેમણે તપાસ કરી નિવેદન કર્યા પછી બાકી રહેલો તપાસ સર ફોજદાર રા. દેવ એમણે પુરો કરી આરોપીઓ પઇકી બાબુ ચસ્માવાળો નાસી ગએલો હોવાથી હાલના ત્રણ આરોપીઓ વીરૂદ્ધનું કામ વડોદરા શહેર મુખ્ય ફોજદારી ન્યાયાધીશીમાં તારીખ ૧–૨–૩૦ ના રોજ મોકલ્યું.

## વિશેષ ન્યાયાધિશીની નિમણુંક.

૪. દરમ્યાન તારીખ ૭–૨–૩૦ ના રોજ આ કામ ચલાવવા માટે વિશેષ ન્યાયાધીશીની નિમણુંક થઇ. કામ અમોએ ચલાવવું એવો નામદાર મંત્રી મંડળનો હુકમ થવાથી આ કામ આ ન્યાયાધિશીમાં આવેલું છે. સદરહુ હુકમથી ફોજદારી ન્યા-

યાધિશીએ Magistrate કરવાની પરનિર્ણાયક ચોકશી કરવાનું માંડી વાળવામાં આવેલું હોવાથી તેવી ચોકશી આ કામમાં થઇ નહોતી. અને પ્રાંત ફોજદારી ન્યાયધિશી તરીકે બારમા પ્રકરણ પ્રમાણે અમારે કામ ચલાવવાનું હોવાથી વિભાગ ફોજદારી ન્યાયાધિશે કરેલા તપાસના કાગળો ઉપરથી આરોપીઓ વિરૂધ્ધ તોહમતનામા અત્રેથી તૈયાર કરવામાં આવ્યા છે. આરોપીઓ વિરૂધ્ધ ફોજદારી નિબંધની કલમ ૩૪૨ ક, ૩૧૫ ક. ૧. ૨, ૩૬૦ ક, ૩૩૪, ૨૯૦ ખ. ૯૨૯, ૩૩૪, ૫૦૨ મુજબના ગુન્હાના તોહમત રાખવામાં આવ્યાં છે.

## ઈન્સાફ થવા આરોપીઓની માગણી.

૫. આરોપીઓને તોહમતનામા વાંચી સાંભળાવ્યા તથા સમજાવતાં તે પ્રમાણે પોતે ગુનહા કરેલા નથી એમ જણાવી પોતાનો ઇનસાફ થવા માગણી કર્યા ઉપરથી ત્રણ એસેસરોની મદદથી તેમનો ઇનસાફ કરવામાં આવેલો છે.

## નિર્ણય કરવાના મુદ્દા.

૬ હાલના કામમાં નિર્ણય કરવાના મુદા નિચે પ્રમાણે છેઃ—

૧ હાલના આરોપીઓએ અગર તે પૈકી કોઇએ કાઠીયાવાડી લોકોને સોખડા ગામે થએલી ચોરીમાં ગુન્હાવાળી જગ્યાએથી મળી આવેલો ફેંટો તેમનો છે, એવી જબરદસ્તીથી કબુલત કરાવવા સારૂ તા. ૩—૧—૩૦ ની રાત્રે આસોજના ચોરામાં ગેરવ્યાજબી કેદ કર્યાનું સાબીત છે કે કેમ ?

૨ ઉપર દર્શાવેલા કારણ સારૂ સદરહુ લોકોને માર મારી તેમણે સાધારણ વ્યથા બુદ્ધિ પુર્વક આરોપીઓએ અગર તે પૈકી કોઇએ કર્યાનું સાબીત છે કે કેમ ?

૩ સદરહુ બનાવમાં બાઇ પાલુને મહાવ્યથા થયાનું સાબીત છે કે કેમ ? અને તે માટે આરોપીઓ અગર તે પૈકી કોઇ જવાબદાર હોવાનું સાબીત છે કે કેમ ?

૪ સકી તથા બાલુ અગર તે પૈકી કોઇનું મનુષ્ય વધ થયાનું સાબીત છે કે કેમ ? હોય તો તે માટે આરોપીઓએ અગર તે પઇકી કોઇ જવાબદાર હોવાનું સાબીત છે કે કેમ ?

૫ આરોપી નં. ૧ શંખપાલે બાઇ ઝબુ સાથે બ ।ત્કાર સંભોગ કર્યાનું સાબીત છે કે કેમ ?

૬ બાઇ પારવતીની સાથે ભાટીઆએ સંભોગ કર્યાનું સાબીત છે કે કેમ ?

૭ બાઇ ઝબુ તથા પારવતી સાથે થએલા બળાત્કાર સંભોગમાં આરોપી નં. ૨ નાએ મદદગારી કર્યાનું સાબીત છે કે કેમ ?

૮ બાઇ કાશીની લાજ લેવાના ઇરાદાથી અથવા પોતે તેમ કર્યાથી તેની લાજ જવાનો સંભવ છે, એમ જાણ્યા છતાં તેના ઉપર આરોપી નં. ૨ નાએ હુમલો કર્યાનું અગર સાપરાધ બળ વાપર્યાનું સાબીત છે કે કેમ ?

૯ કાઠીઆવાડી લોકોને, જીવ લેવાની ધમકી આરોપીઓએ

અગર તે પૈકી કોઇએ આપ્યાનું સાબીત છે કે કેમ ?

૧૦ કાઠીઆવાડી સ્ત્રીઓને બંદુક બતાવી નવસ્ત્ર કર્યાનું અને તેથી તેમના ઉપર લાજ લેવાના ઇરાદાથી અથવા તેમ કરવાથી લાજ જવાનો સંભવ છે એમ જાણ્યા છતાં આરોપીઓએ અગર તે પૈકી કોઇએ હુમલો કર્યાનું સાબીત છે કે કેમ ?

## ૭ નીર્ણય.

૧ આરોપી નં. ૧-૨ના સંબંધમાં સાબીત છે. આરોપી નં. ૩ના સંબંધમાં સાબીત નથી.

૨ આરોપીઓ નં. ૧-૨ના સંબંધમાં સાબીત છે. આરોપી નં. ૩ના સંબંધમાં સાબીત નથી.

૩ સાબીત છે અને તે માટે આરોપીઓ નં. ૧-૨ જવાબદાર હોવાનું સાબીત છે. આરોપી નં. ૩ જવાબદાર હોવાનું સાબીત નથી.

૪ સાબીત નથી. તેથી તે માટે આરોપીઓ અગર તે પૈકી કોઇ જવાબદાર છે કે નહી તે જોવાનું રહેતું નથી.

૫ થી ૧૦ સાબીત છે.

૧૧ આરોપી નં. ૧ નાએ ફો. ની. ક. ૩૪૨/ક ૩૧૫/ક ૧, ૩૧૫/ક ૨, ૩૩૪-૩૬૦ ક. તથા ૩૨૯ મુજબના અને આરોપી નંબર ૨ નાએ ફો. નિ. ક. ૩૪૨/ક. ૩૧૫/ક. ૧, ૩૧૫/ક. ૨, ૩૩૪, ૫૦૨ તથા કલમ ૩૨૯ મુજબના ગુન્હો કર્યાનું સાબીત છે નં ૩ નાએ કંઇ પણ ગુન્હો કર્યાનું સાબીત નથી.

# બોલાવેલો પુરાવો.

૮. દરેક મુદ્દાની બાબતમાં પુરાવાનું વીવેચન કરતાં પહેલાં ફરીયાદ પક્ષનો પુરાવો શો છે તે જણાવી તેનો સાર તેમજ આરોપીઓનો બચાવ શો છે. તે જણાવવું ઠીક પડશે. ફરીયાદ પક્ષ તરફથી એકદંર ૫૬ સાક્ષીઓ તપાસવામાં આવેલ છે. તેમાં કાઠીયાવાડી લોકો સ્ત્રી પુરૂષ મળી ૩૧ છે, બે વૈદકીય અમલદાર છે, ૧ તપાસ કરનાર પોલીસ અમલદાર છે, બાકીના ગુન્હાવાળી જગ્યોની આજુબાજુમાં રહેનારા પંચ વીગેરે સાક્ષીઓ છે. એક પોલીસ અમલદારની, તથા એક આસોજના જુના મુખી અને બે વતંણીઆ જેઓ ગુન્હા વખતે હાજર હતા, એવી હકીકત કામમાં નીકળી આવેલી હતી તેમની જુબાનીઓ ફરીયાદ પક્ષે લીધી નથી. તેમને ન્યાયાધીશી તરફે બોલાવી સાક્ષી લેવામાં આવી છે બચાવ તરફે ત્રણ સાક્ષી તપાસવામાં આવ્યા છે.

## ફરીયાદ પક્ષના પુરાવાનો સાર.

૯ ફરીયાદ પક્ષ તરફથી જે સાક્ષીઓ કાઠીયાવાડીઓ તથા ઇતર થયેલા છે, તેમના પુરાવા ઉપરથી સાધારણતઃ એવી હકીકત નીકળી આવેલી છે કે આ કાઠીયાવાડી લોકો તેમના દેશમાં તીડને લીધે દુષ્કાળ પડવાથી મજુરી મળી શકતી નહોતી, તેથી મજુરી ખોળવા માટે તેઓ ગુજરાત તરફ બે ટોળીમાં નીકળ્યા. એક ટોળી પાસે ઢોરઢાંક હોવાથી તેઓ

ચાલીને અમદાવાદ સુધી આવ્યા બીજી ટોળીના લોકો રેલ્વે ગાડીમાં બેસીને આવ્યા. અમદાવાદમાં તેઓ એકત્ર થયા. તેમનામાં ૨૨ પુરૂષ ૨૧ બાઇરાં અને છોકરા નાનાં મોટા મળી એકંદર આશરે ૧૦૦ માણસો હતા. તેઓ અમદાવાદથી ચાલતા નિકળ્યા તે સાવલી તુંડાવ થઇ, તારીખ ૩–૧–૩૦ ના રોજ સાંજરે આસોજ આવીને તળાવની સામી પાળે રાયણોના ઝાડ છે તે ઝાડ તળે મુકામ કર્યો. તેમણે મુકામ કર્યા પછી થોડા વખતમાં આરોપી નંબર ૨ મોતી વાઘા તથા બાણુ ચશ્માવાળો બંદુક તથા નં. ૧ ના કપડાં લઇને સોખડે જતા હતા. તેઓ રસ્તામાં આસોજમાં આ લોકો ઉતર્યા હતા ત્યાં ગયા અને તેઓ કયાંથી આવ્યા છે, કયાં જવાના છે, વીગેરે પુછપુરછ કરી મુખી પાસે જઇ નામ નોંધાવી આવો કહી આગળ જતા રહ્યા.

## બંદુકનો અવાજ કરી જગાડયા.

રાત્રે ખાઇ પીઇને તેઓ સુઇ ગયા હતા આશરે મધરાતે બંદુકના ભડાકાથી તેઓ જાગી ઉઠયા અને જોયું તો હાલના ત્રણે આરોપીઓ તથા બાણુ ચશ્માવાળો જેને સાક્ષીઓ ભાટીયો પણ કહે છે તે મળી ચાર જણ આવ્યા હતાં. તેમણે આ લોકોને ઉઠાડી તેમના લબાચા Luggage બંધાવી ચોરે ચાલો એમ કહ્યું અને મારતા મારતા તેમને ચોરે લઇ ગયા. ચોરે લઇ જઇ ચોરાના કંપાઉન્ડમાં ઉત્તર ખુણામાં જાજરૂ છે. ત્યાં આગળ લીમડાનું ઝાડ છે તે જાજરૂ પાસે તથા લીમડાના ઝાડ તળે તેમના લબાચા મુકાવી

તેમને બેસાડયા થોડીવાર પછી નિ. ૩૨ ના શાહેદ રામસીંગ જીવણુની છોકરી સફી કરીને હતી તેણીને ભાટીયો ચોરામાં લઇ ગયો.

## છાતી ઝાલીને પછાડી.

એ ફેંટો તેણીના બાપનો અગર તેમના પઇકી કોનો છે તે કબુલ કરો કહીને તેણીને મારતા હતા. તેણીની છાતી ઝાલીને ભોંય ઉપર તેણીને પછાડી પછાડીને મારી હતી છતાં ફેંટો, પોતાના કોઇનો નથી, એમ તેણીએ કહ્યું એટલે તેણીને બહાર કાઢી. પછી આદમીઓને અંદર લઇ ગયા. તેમને પણ ફેંટો બતાવી તે તમારો છે, એમ માનો કહી માર મારવા લાગ્યા. ફોજદાર એટલે આરોપી નં. ૧ પાસે બંદુક હતી તે બંદુકના કુંદાથી તથા કાઠીયાવાડી લોકોનીજ બકરા માટે ચારો કાઢવાની આંકડ હતી તે લઇને તેનાથી ફોજદાર મારતા હતા. આરોપી નં ૨ પાસે ધારીઉં હતું. તે ધારીયાંના હાથા વતી ઠોંસા મારતો હતો. ભાટીયા પાસે એક ધોકો હતો. તેનાથી તે મારતો હતો. આરોપી નં. ૩ નાએ અમથા રામસીંગ નિ. ૨૫ ના સાક્ષી સિવાય કોઇને મારેલું નથી. પણ ફેંટો માનો એમ કહેતો હતો. આવી રીતે ફેંટો માને નહીં તેમને નાગા કરીને તેમને માર મારો એમ પણ તે કહેતો હતો, એમ એક બે સાક્ષીઓ કહે છે, એવી રીતે તેમને માર માર્યા.

## બંદુકનો અવાજ કરી નાગા કર્યા.

પછી તેમને બંદુકનો અવાજ કરી નગ્ન થવા કહ્યું, તેમણે

માન્યું નહી. એટલે બીજો અવાજ કર્યો, ત્યારે તે નગ્ન થઇ ગયા અને તેમની પાસે કાન ઝલાવી ઉઠબેસ કરાવી હતી. છતાં તે લોકોએ ફોટો માન્યો નથી એટલે વેરસી તળસી નામના માણસને તારી બાયડી કોણ છે, એમ પુછ્યું. તેણે કહ્યું કે મારે બાયડી નથી, પણ હું મારી બેન ભેગો રહું છું. એટલે તારી બેન કોણ એમ આરોપી નં. ૨ નાએ પુછતાં, પોતાની બેનનું નામ ઝણુ કહ્યું. ત્યારે બહાર જઇ ઝણુને તે લઇ આવ્યો.

## મારની ધાકે ઇંદ્રી પકડાવી.

તેણીને વેરસી સામે ઉભી કરી તેની ઇન્દ્રી પકડો એમ ઝણુને કહ્યું. અને મારના બીકે તેણીએ તે પ્રમાણે કર્યું તેવીજ રીતે તેણીના મામા અમથા રામસીંગ અને કાકા મોતી જેસંગની ઇન્દ્રીયો ઝણુ પાસે પકડાવી અને બધાને બહાર કાઢયાં. પછી બૈરાંને અંદર બોલાવી તેમને ફોટો બતાવી તમારા પૈકી કયા આદમીનો છે તે કબુલ કરો, એમ કહ્યું. તે પોતાનો નથી એમ કહે તેમને મારવા મંડયા. તે ચાર આરોપીઓ નં. ૧-૨ તથા ભાટીઓ મારતા હતા.

## બૈરાને પણ નાગા કર્યા.

પછી આદમીઓને અંદર બોલાવી આદમી તથા બૈરાંઓની જુદી જુદી બે લાઇનો કરી અને પ્રથમની માફક બંદુકના અવાજ કરી

બૈરાંઓને નગ્ન કરાવ્યાં. આદમીઓને પણ નગ્ન કરાવ્યા અને બંને પાસેથી ઉઠબેસ કરાવી. આદમીઓ પાસેથી એક બીજાના અને બઇરાં પાસેથી પોત પોતાના કાન ઝલાવીને ઉઠબેસ કરાવી હતી. તે પછી બઇરાં પૈકી કાશી નિ. ૪૬ પાસેથી તેણીના ભાઇ ભીકા નાનજી ની. ૩૭ અને બાઇ મોંઘી ની. ૪૭ પાસે તેણીના બેનના દિકરા વીરૂ વીઠલની ઇન્દ્રીય પકડાવી અને બઇરાં તથા આદમીઓને બહાર કાઢયા. તે પછી સકી નામની છોકરીને અંદર લઇ ગયા અને તેમનામાં જવાન બઇરાં કોણ કોણ છે તેમના નામ પુછી લીધા.

## બળાત્કાર સંભોગ કર્યો.

તેણીને બહાર કાઢી, ઝબુ નિ. ૫૦ ને આરોપી નં. ૨ અંદર લઇ ગયો. અને ફોજદાર આરોપી નં. ૧ ના એ ચોરાની અંદર રસોડાની ઓરડી છે તેમાં તેણીને લઇ જઇ તેની મરજી વિરૂદ્ધ તેના ઉપર બળાત્કાર કરી સંભોગ કર્યો. તેણીને બહાર કાઢી બાઇ પાર્વતી નિ. ૬૦ ને આરોપી નં. ૨ લઇ ગયો. અને તેણીના ઉપર ઝબુની માફક ભાટીઆએ બળાત્કાર કરી સંભોગ કર્યો. તેણીને બહાર કાઢી, કાશી નામની સ્ત્રી નિ. ૪૬ ને આરોપી નં. ૨ મોતી લઇ જતો હતો તેણીને પાર્વતી બહાર આવતાં મળી. તેણીએ કહ્યું કે અંદર કયાં જાવ છો અંદર આબરૂ લુટાય છે. તેથી અંદર જવા તે આનાકાની કરવા લાગી. એટલે તેણીને અંદર લઇ જવા માટે આરોપી નં. ૨ મોતીએ તેણીનો જમણો હાથ ઝાલીને ખેંચ્યો. તેથી તે હાથમાં

તેણીની છોકરી લુગડામાં વીંટાળેલી, આડી ધરેલી હતી, તે પડી ગઇ. એટલે કાશીને તેણે મુકી દીધી. કાશી છોકરીને લઇને પોતાની જગ્યાયે આવીને બેઠી. તે પછી ફરી તે રાત્રે આરોપીઓએ તેમને કાંઇ ત્રાસ આપ્યો નહીં, આરોપી નં. ૩ દમણીઉં જોડીને સોખડે જતો રહ્યો. આરોપી નં. ૧ નાએ ખાટલો મંગાવીને ચોરામાં સુઇ રહ્યા. આરોપી નં. ૨ અને ભાટીગો પણ ત્યાંજ સુઇ રહ્યા. સવારે આરોપી નં. ૧ મોડા ઉઠયા, અને કાઠીયાવાડી લોકોની ઝડતી લીધી, પણ તેમાં કાંઇ નિકળ્યું નહીં. પણ આસોજના પટેલ નિ. ૫૪ જોરાભાઇ તે રાત્રે આસોજમાં નહોતા અને વડોદરે ગયેલા તે સવારની ગાડીમાં આવી પહોંચ્યા હતા, તેમને કાઠીયાવાડી લોકોને સોખડે મોકલવા કહી આરોપી નં. ૧ બપોરે સોખડે ગયા. પણ તે લોકો રાતે થયું તેવું થશે જાણીને સોખડે ગયા નહીં

## ના. દિવાનને તાર.

તેમના પૈકી ચાર જણ મોતી નથુ નિ. ૨૩ રામસીંગ જીવણ નિ. ૩૨, મોતી જેસંગ નિ ૨૭ અને પુના ગીગા નિ. ૩૯ એવા ચાર જણ ફરીયાદ કરવા માટે છાણી સુધી ચાલતા અને ત્યાંથી મોટરમાં બેસીને વડોદરે આવ્યા. પણ ન્યાયમંદીરે આવતા સુધી સાડા પાંચ થઇ જવાથી તેઓ પાછા ગયા. પછી તાર કરવાનો વિચાર કરી તેઓ રાત્રે પીલોલ સ્ટેશને ગયા. ત્યાં સ્ટેશન માસ્તર નિ. ૫૯ તથા ડેપ્યુટી સ્ટેશન માસ્તર નિ. ૪૫ હતા. તેમને

હકીકત કહી, તેમની પાસેથી નિ. ૧૫ નો તાર નેક નામદાર દિવાન સાહેબ ઉપર કર્યો. તેમાં પોતાને ઘણું માર્યું છે. બઇરાં ઉપર પણ હુમલો કર્યો છે. એમ જણાવી તપાસ કરવા આવો એમ લખેલું હતું. બીજે દીવસે સવારે કોઇ તપાસ કરવા આવ્યા છે કે કેમ તે જોવા તાર કરનાર બંને જણ નિ. ૧૬ તથા ૪૨ સ્ટેશન ઉપર ગયા, અને ત્યાંથી ગાડીમાં બેસી વડોદરે આવી નેક નામદાર દીવાન સાહેબના બંગલે ગયા.

## પોલીસ તપાસ.

ત્યાંથી ચીઠ્ઠી આપીને એમને પોલીસ કમીશ્નર તરફ મોકલવામાં આવ્યા. તેમણે તે લોકોની હકીકત સાંભળી તપાસ કરૂં છું એવું આશ્વાસન આપી તેમને વીદાય કર્યા, અને એ સંબંધમાં તાબડતોડ તપાસ કરવા માટે વડોદરા પ્રાંત પોલીસ નાયબ સુબાને નિ. ૧૨૪ નો હુકમ સ્વાર સાથે મોકલ્યો તે હુકમ રા. રા સાવંત જેમની જુબાની ન્યાયધીશ તરફે નિ. ૧૪૧ ની લેવામાં આવી છે. તેમને તુંડાવ મુકામે તારીખ–૫–૧–૩૦ ના રોજ સાંજરે મળ્યો. તે ઉપરથી તેઓ આસોજ ગામે રાત્રે નવ વાગે ગયા. તે રાત્રે તેમણે કાંઇ તપાસ કર્યો નથી પણ તારીખ ૬–૧–૩૦ ના રોજ કાઠીયાવાડી લોકો પૈકી અમથા રામસીંગનો એક તથા મેરૂ નથુ અને ઉજા સુરાનો ભેગો એક, એવા બે જવાબ લઇ, બીજા છ જણનો અમથા રામસીંગ તથા મેરૂ નથુ અને ઉજા સુરાએ આપેલા જવાબ પોતાને કબુલ છે એવા મતલબનો એક ભેગો જવાબ લીધો. તે

લોકો પૈકી કેટલાકને પડેલા માર સંબંધી તેમના શરીર ઉપર મારના નીશાન કાંઇ નથી, એવી મતલબનો નિ. ૮૧ નો પંચક્યાસ કર્યો. તેમજ ચોરાના છાપરામાં બંદુકના ભડાકાથી ચાર કાણા પડેલા હતા તે સંબંધમાં પંચકયાસ નિ. ૧૧૨ નો કર્યો. એ પ્રમાણે તપાસ કરી તેઓ આસોજથી જતા રહ્યા.

## ઢાંક પીછોડો કરવાનો પ્રયત્ન.

કાઠીયાવાડી લોકો તારીખ ૧૦–૧–૩૦ ના રોજ બપોરે વડોદરે આવતા રહ્યા દરમિયાન તેઓ વડોદરે આવે નહી, પણ પોતાના દેશમાં ચાલ્યા જાય અગર બીજે ગમે ત્યાં જાય એવો પ્રયાસ પોલીસ તરફથી થતો હતો, એટલુંજ નહીં પણ નિ. ૧૩૮ ના સાંક્ષી દરૂભાઇ મારફતે તે લોકોને રૂ. ૫૦ ) અપાવી તેમને કાઢી મુકવાની ખટપટ ચાલતી હતી, એવો પુરાવો પણ કામમાં થએલો છે.

## બે છોકરીઓ મરી ગઇ.

તારીખ ૭–૧–૩૦ ના રોજ તે લોકો વડોદરે આવી નેક નામદાર દિવાન સાહેબના બંગલા સામે જઇને ઉભા રહ્યા. તેવામાં તેમના પઇકી નિ. ૪૬ ની શહેદણ કાશીની છોકરી બાલુ જે આરોપી નં. ૨ મોતીએ કરેલી ખેંચતાણ વખતે પડી ગયેલી તે મરી ગઇ. તે પછી બીજી નિ. ૩૨ ના શાહેદ રામસીંગ જીવણની છોકરી સકી જેને ચોરામાં લઇ જઇ ફેટો મનાવવા માટે પછાડી હતી તે પણ મરી ગઇ. સદરહુ બન્ને છોકરીની લાસો તેજ રાતે દવાખાને લઇ જવામાં

આવી. ત્યાં રેસીડેન્ટ સરજન ડોકટર દીવાનજી નિ. ૭૨ ના એ રાવપુરા ફોજદારને ટેલીફોન કરી ખબર આપી. તેમને સીટી વહીવટદાર રા. રા. કદમને બોલાવી લાસોનો પંચકયાસ તારીખ ૮-૧-૩૦ના રોજ નિ. ૯૨ નો કરાવી મરણોત્તર તપાસ માટે લાશો ડોકટર દિવાનજીને સોંપવામાં આવી તેમણે તેજ દિવસે મરણોત્તર તપાસ કરી નિ ૭૪. ૭૭ ની નોંધ કરી છે. તેમાં બન્ને લાશો ઉપર બહારથી કે અંદર કાંઇ પણ મારહાણના નિશાન જણાયા નહોતા, સકીનું મોત Pneumonia (ન્યુમોનીયા)થી થયાનું જણાયું હતું અને બાલુના મોતનું કારણ નકકી થઇ શકયું નહોતું. કાઠીયાવાડી લોકો. પઇકી કેટલાક સ્ત્રી-પુરૂષો દીવાનજી આગળ ગએલા હતા. તેમને તપાસી નિ० ૮૮નો દાખલો તેમને આપ્યો હતો. તા ૮-૧-૩૦ ના રોજ લાસો બાળી નાંખી, કાઠીયાવાડી લોકો સ્ટેશન સામે વડના ઝાડ છે તે ઝાડ નીચે તેમનો મુકામ હતો ત્યાં આવ્યા. પછી "પ્રવાસી પાગલ" એ નામથી ઓળખાતા એક ઇસમ તથા "નવગુજરાત" પત્રના પંડીત નામના ગૃહસ્થ તેમને મળ્યા, તેઓ તેમને પ્રજામંડળની ઓફીસમાં લઇ ગયા, ત્યારથી સદરહુ લોકો પ્રજામંડળના આશ્રય નીચે રહ્યા છે, એ પ્રમાણે ફરીયાદ પક્ષ તરફથી કામમાં પુરાવો થયો છે.

## આરોપીઓની હકીકત અને તેમનો પુરાવો

૧૦. ફરીયાદ પક્ષની હકીકત જે ઉપરના પુરાવામાં નીકળી

છે તે સામે આરોપીઓની હકીકત શી છે તે પણ જણાવવું ઠીક થશે તારીખ ૨–૧–૩૦ની રાત્રે સોખડા ગામે થયેલી ચોરીનો તપાસ કરવા આરોપી નં. ૧ તારીખ ૩–૧–૩૦ના રોજ બપોરે ગયા હતા. અને સોખડા ગામે ગુન્હાવાળી જગોએથી મુદ્દા માલમાં રજુ છે તે ફેંટો મળી આવ્યો હતો. તારીખ ૩–૧–૩૦ ના રોજ સાંજરે મુદ્દામાલની બંદુક તથા આરોપી નં. ૧ ના કપડા લઇ આરોપી નં. ૨ મોતી સોખડે આવ્યો હતો. તેની સાથે ભાટીઓ પણ હતો. સોખડે જતી વખતે કાઠીયાવાડી લોકો આસોજના તળાવમાં ઉતરેલા તેમણે જોયા હતા. અને તેમની પુછપરછ કરી પટેલ પાસે જઇ નામો નોંધાવવા તેમણે કહ્યું હતું. સોખડે ગયા પછી આરોપી નં. ૨ મોતીએ કાઠીયાવાડી લોકોની ટોળી આસોજના તળાવમાં ઉતરી છે એવી વર્દી આરોપી નં. ૧ ને આપી હતી. તે ઉપરથી સદરહુ ટોળી પાસે સોખડાની ચોરીનો તપાસ કંઇ લાગે છે કે કેમ તે જોવા માટે આરોપીઓ ત્રણે તથા ભાટીઓ તારીખ ૩–૧–૩૦ ની રાત્રે મધ્ય રાત્રે નહીં, પણ સોખડેથી એક વાગે નીકળી બે વાગ્યાના અરસામાં આસોજ આવ્યા હતા. આરોપીઓને હકીકત કબુલ છે, આસોજ આવ્યા પછી તળાવ ઉપર બધા આરોપીઓ ગએલા નહી પણ આરોપી નં. ૧–૩ સીધા ચોરે આવ્યા અને આરોપી નં. ૨ મોતી તથા ભાટીઓ માત્ર તળાવ ઉપર કાઠીયાવાડી લોકોને બોલાવવા ગયા હતા અને તેઓ તેમને ચોરે લાવ્યા હતા તેમને ચોરે લાવ્યા પછી આરોપી નં. ૧ ની

તબીયત સારી નહોતી, તેમને તાવ ચઢયો હતો, તેથી આરોપી નં. ૨ ને કાઠીયાવાડી લોકોની ઝડતી લેવા કહી પોતે ચોરાની સામે ધર્મશાળા છે, તે ધર્મશાળાના મેડા પર સુવા ગયા. આરોપી નં. ૧ ની સારવારમાં નિ. ૧૩૮ નો સાક્ષી દરૂભાઇ આસોજના જુના મુખી છે તે તથા નિ ૧૫૧ નો સાક્ષી હતા. તેમને ચોરે આવ્યા પછી વર્તણીયાને મોકલી બોલાવ્યા હતા, આરોપી નં ૧ તથા નિં. ૧૩૮ ધર્મશાળાના મેડે હતા અને ચોરામાં આરોપી નં. ૨ કાઠીયાવાડી લોકોની ઝડતી લેતો. હતો. તેણે પ્રથમ મરદ લોકોની ઝડતી લીધી અને પછી બાઇઓની ઝડતી લેતો હતો. તેમને લુગડા ખંખેરવા કહેતાં કાઠીયાવાડી મરદ લોકો આરોપી નં. ૨ ઉપર ધસી આવ્યા, તેથી તેમને બીવડાવવા માટે તેણે બંદુકના અવાજ ચોરામાં છાપરા તરફ કર્યા. તે સાંભળીને નિ. ૧૩૮ તથા નિ. ૧૫૧ ના સાક્ષીઓ ગયા અને ભડાકા કેમ કર્યા, એમ પુછતાં આરોપી નં. ૨ નાએ ઉપર પ્રમાણે બનાવ બન્યાનું કહ્યું. એ પ્રમાણે આરોપી નં. ૧–૨ ની હકીકત છે. આરોપી નં. ૩ દમણીઉ જોડીને આરોપી નં. ૧ ને પહોંચાડવા આવ્યો હતો. તે આરોપી નં. ૧ ધર્મશાળાના મેડે ગયા પછી તરતજ દમણીયામાં બેસી સોખડે ગયો હતો, એમ કહે છે. સદરહુ આરોપીઓ નં. ૧–૨ ની હકીકતને ફરીયાદ પક્ષ તરફે થએલા સાક્ષી પૈકી નિ. ૭૯ દમણીઉં હાંકનારની જુબાનીથી ન્યાયાધિશી તરફે બોલાવેલા. સાક્ષી પઇકી નિ. ૧૩૮ થી અને બચાવના સાક્ષી પઇકી નિ. ૧૫૧, ૧૫૨ થી કેટલેક અંશે પુષ્ટી મળે છે.

## ફરીયાદ પક્ષના પુરાવા વિરૂધ્ધ આરોપીના આક્ષેપ.

૧૧ ફરીયાદ પક્ષ તરફે ઉપર જણાવ્યા પ્રમાણે જે પુરાવો થયો છે, તેમાં કાઠીયાવાડી લોકો પઇકી એકત્રીસ સાક્ષી થયા છે. તેઓ દરેક મુદ્દા સંબંધી હકીકત કહે છે. એકજ મુદ્દા ઉપર એક કરતાં વધારે સાક્ષી થાય એટલે તેમનાં કહેવામાં નાની નાની વિગતોમાં તફાવત પડે એ સ્વભાવિક છે. કેટલાક સાક્ષીઓ નાની સરખી બનેલી વાતને મોટું સ્વરૂપ આપી અતિશયોકિત કરે છે અને કેટલાક સાક્ષીઓ તેમના ઉપર ગુજારેલા જુલમથી ઉશ્કેરાઇ જઇ સુડ લેવાની ઇચ્છાથી જે નહી બની હોય તેવી પણ હકીકત કહે છે. પણ તેટલાજ ઉપરથી તેઓ કહે છે તે તમામ હકીકત ખોટી છે એમ માની શકાય નહી. તેમાંથી કયી હકીકત તદન ખોટી છે, કયી હકીકત ભુલમાં સાચી, પણ તેને મોટુ રૂપ આપીને અતિશયોકિત કરવામાં આવી છે. તેટલી હકીકત બાજુ પર મુકી ખરી હકીકત તેમાં છે, તે શોધી કાઢવું જોઇએ. પોલીસનો તપાસ શરૂઆતમાં આ કામમાં જોઇએ તેવો થયો નથી, અને શ્રી ભદ્રસીંહરાવનો તપાસ શરૂ થયો તે પહેલાં આ લોકો પ્રજામંડળના આશ્રય નીચે ગયા હતા તેથી શ્રી. ભદ્રસીંહરાવ આગળ તેમણે જે હકીકત કહી છે તે તથા હાલ આ ન્યાયધિશિમાં તેઓ કહે છે તે હકીકત પ્રજામંડળના લોકોની તથા "નવગુજરાત" વાળાના શીખવ્યા પ્રમાણે કહે છે, એવો આક્ષેપ ફરીઆદ પક્ષના પુરાવા ઉપર આરોપી તરફથી કરવામાં આવ્યો છે. કાઠીયાવાડી લોકો પ્રજામંડળના આશ્રય નીચે ગયા છે અને પ્રજામંડળના આશ્રય નીચે ગયા પછી શ્રીમંત ભદ્રસીંહરાવ આગળ

તેમના જવાબ થયા છે, એ વાત ખોટી છે, એમ કહી શકાય એવું નથી. પણ તેઓ કહે છે તે હકીકત પ્રજામંડળના લોકોની શીખામણ પ્રમાણે કહે છે એમ માનવા માત્ર મજબુત આધાર નથી. ખરી હકીકત બહાર લાવી ગુનહેગારોને શિક્ષાએ પહોંચાડવાના ઇરાદાથી તેમણે પોતે કેટલોક તપાસ કર્યો હોય અને આ મજુરીના શોધાર્થે આવેલા લોકોને આ મુકદમાનો નીકાલ થતાં સુધી અહીં રહેવું પડે તે માટે તેમના ખાવાપીવાની સગવડ પ્રજામંડળવાળાએ કરી હોય તો તેમાં આક્ષેપ લેવા જેવું કશું નથી. તા. ૫-૧-૩૦ ના રોજ આ લોકોએ નેક નામદાર દિવાન સાહેબ ઉપર તાર મુકયો છે. તે પહેલાં ફરીયાદ કરવા માટે વડોદરે આવ્યા હતા, પણ સાડાપાંચ થઇ જવાથી અને ન્યાયની અદાલતો બંધ હોવાથી તેઓ પાછા ગયા હતા. તેઓ વડોદરે આવ્યા ત્યારે તેમને પ્રજામંડળ કે નવગુજરાતવાળા પઇકી કોઇની સલાહ મળી હતી અને તે સલાહ મળી હતી અને તે સલાહ પ્રમાણે તેઓ પાછા જઇ તેમણે તાર કર્યો હતો એમ આરોપી પક્ષ તરફથી કહેવામાં આવે છે. પણ તેવું માનવા કામમાં કાંઇ આધાર નથી. નિ. ૧૫ નો તાર તેમણે કર્યો અને ત્રીજે દિવસે રા. રા. સાંવત રૂબરૂ તેમના જવાબ થયા ત્યાં સુધી તેઓ કોઇના હાથમાં ગયા હતા અને તેમને કોઇની સલાહ મળી હતી, એમ માનવા કાંઇ કારણ નથી. નિ ૧૫ નો તાર અને તે સંબંધમાં પીલોલ સ્ટેશન માસ્તર તથા ડેપ્યુટી સ્ટેશન માસ્તરની જુબાનીઓ નિ. ૪૫-૫૯ ની

થઇ છે તે જોતાં જે બનાવ બન્યાનું કહેવામાં આવે છે તે પઇકી ઘણીખરી મુખ્ય મુખ્ય બાબતે તેમાં લખેલી છે. નિ. ૪૫–૫૯ ના સાક્ષીઓ પાસે નિ. ૧૬–૪૨ ના સાક્ષીઓ તાર કરવા ગએલા, તેમણે આસોજ ગામમાં પોલીસે તેમને માર માર્યાં છે, એ માણુસો મરવાની તૈયારીમાં છે, તેમની સ્ત્રીઓની આબરૂ લીધી છે, તેમને નગ્ન કર્યાં છે, સ્ત્રીઓને નગ્ન કર્યા છે, વિગેરે હકીકત કહેલી હતી. એમ સદરહુ સાક્ષીઓ કહે છે. તેમને ખોટા માનવા કાંઇ કારણુ નથી નિ ૧૪૬ ની યાદી પ્રજામંડળના સેક્રેટરીએ દેવ સર ફોજદાર ઉપર લખેલી છે. એમાં આ બે સ્ટેશન માસ્તરોના જવાબ લેવા સુચના કરી છે. પણ તેટલાજ ઉપરથી આ સાક્ષીઓ પ્રજામંડળના પ્રતિનિધી કે સેક્રેટરીએ તેમને શીખવેલી હકીકત પ્રમાણે તેઓ જુબાની આપે છે. એમ માનવા કારણુ નથી.

## તટસ્થ સાક્ષીઓ.

તેમને પ્રજામંડળ સાથે, પોલીસ સાથે, આરોપીઓ સાથે કે આ રાજ્ય સાથે કાંઇ સંબંધ નથી. રા. રા. સાવંત રૂબરૂ થયેલા જવાબ પૈકી નિ. ૧૪૨ નો જવાબ અમથા રામસીંગનો ફો. કા. ચ. રી. નિબંધની કલમ ૨૦ પ્રમાણે આપેલી ખબર તરીકે દાખલ કરવામાં આવ્યો છે. તેમાં ફેંટાની હકીકત, ફેંટો મનાવવા માટે માર્યાની, નવસ્ત્રા કરી ઝડતી લીધાની હકીકત, બંદુકના કુંદાથીમાર માર્યાની, બીવડાવવા માટે બંદુકના ભડાકા કર્યાની, બઇરાં છોકરાંને નાગા કરી સતામણુ કર્યાની હકીકત તેમાં લખેલી છે. એટલે આ

લોકો પ્રજામંડળના કે બીજા કોઇના હાથમાં જતા પહેલાં તેમણે સદરહુ હકીકત કહેલી છે, એ વિષે શંકા નથી. અને તેજ ધોરણે તેઓ આગળ હકીકત લખાવતા ગયેલા છે. એટલી ટીકા સાથે હું હવે દરેક મુદ્દા સંબંધી પુરાવાનો વિચાર કરીશ.

## સકી ઉપર ગુજારેલો જુલમ.

૧૨. પહેલો મુદ્દો એવો છે કે મુદ્દા માલનો ફેંટો મનાવવા સારૂ કાઠીયાવાડી લોકોને ચોરામાં પુરી ગેરવ્યાજબી કેદ કરી હતી કે કેમ ? પ્રથમ સકી નામની છોકરીને અને તે પછી આદમીઓને અને તે પછી બઇરાં અને આદમીઓને ભેગાં ચોરામાં ઘાલી મુદ્દા માલને ફેંટો તેમનો છે એમ કબુલ કરો, એમ આરોપી નં. ૧ કહેતો હતો, એવી હકીકત ફરીયાદ પક્ષના સાક્ષીઓ પૈકી કાઠીયાવાડી સાક્ષીઓ નિ. ૧૬, ૨૩, ૨૫, ૨૭, ૩૨, ૩૫, ૩૭, ૩૯, ૪૨, ૪૭, ૫૦, ૬૦, ૯૭, ૯૮, ૯૯, ૧૦૨, ૧૦૩, ૧૦૪, ૧૦૫, ૧૦૬, ૧૧૦, ૧૧૯, ૧૨૦, ૧૨૧ તમામ કહે છે, બાકીના સાક્ષીઓ કાઠીયાવાડી લોકોને ફેંટો મનાવવા માટે અંદર ઘાલ્યા હતા એમ કહેતા નથી, કારણુ તેઓ અંદર ગએલા નહોતા. પણુ સદરહુ ની. ૬૩, ૬૫, ૭૦ ના સાક્ષીઓ કાઠીયાવાડી લોકોને ચોરાના અંદર ઘાલ્યા હતા, એટલું તો કહે છે. નિ. ૫૨ નો સાક્ષી કોયા અદા વરતણીયા પૈકી એક જણુ છે. તે પણુ કહે છે કે બધાં બૈરાં તથા આદમીઓને અંદર લઇ ગયા, પટકો કોનો છે તે કબુલ કરો, કહીને મારતા હતા, પટકો મનાવવા

માટે તેમને આરોપી નં. ૧ ના એ બંદુકના કુંદાથી તથા આકડથી આરોપી નં. ૨ ના એ ધારીયાના હાથાવતી અને ભાટીઆએ ધોકાથી માર મારેલો છે, એમ સાક્ષીઓ કહે છે. પ્રથમ આપણે સકી પુરતો વિચાર કરીશું.

## છોકરોની છાતી આમળી.

કાઠીયાવાડી લોકોને ચોરે લાવી જાજરૂ પાસે બેસાડયા પછી નિ ૪૨ ના સાહેદ રામસીંગ જીવણની છોકરી સકીને ભાટીયો અંદર ચોરામાં લઇ ગયો હતો અને થોડીવાર પછી તેણીને બહાર કાઢી હતી. અંદર શું કર્યું તે નજરે જોનાર નિ પ૨ ના સાક્ષી કોયા અદા સીવાય બીજો કોઇ નથી. તે કહે છે કે ભાટીઓ છોકરીને અંદર લઇ ગયો તેણે સકીને એક પટકો દેખાડયો અને પુછ્યું કે પટકો કોનો છે. તેણીએ કહ્યું કે તે અમારા પૈકી કોઇનો નથી. એટલે ભાટીયાએ છોકરીને નીચે પાડી નાંખી તેનું માથું પોતાના ઢીંચણ ઉપર લીધું અને બે હાથે છોકરીની છાતી ઝાલીને આમળતો હતો. અને છોકરીને કહે કે ફેંટો માન. તે વખતે ફોજદાર ચોરામાં ખુરશી ઉપર બેઠા હતા, અને મોતીયો પણ અંદરજ હતો. તે વખતે બારણું ઉઘાડું હતું અને બારણા સામે બેઠેલા લોકો જોઇ શકતા હતા. પછી છોકરીને બહાર કાઢી અને ફરી લઇ ગયો. તે વખતે દરૂભાઇનું ફાનસ અંદર હતું.

## છોકરીના હૃદય ભાગમાં આંગળી ખોંચી.

તે લાવવા માટે તે અંદર લઇ ગયો હતો. ત્યારે જોયું તો

ભાટીયો ફેંટા કેમ માનતી નથી કહી તેણીના ગુહ્ય ભાગમાં આંગળીઓ ખોંચતો હતો. પછી તેણીને બહાર કાઢી ત્યારે બૈરાં કહેતાં હતાં કે લોહી નીકળે છે. તેણીનો કાછડો બૈરાંઓએ વાળ્યો હતો. એ પ્રમાણે નિ. પર નો સાહેદ હકીકત કહે છે. તેવી બીજો કોઇ સાક્ષી કહેતો નથી. લોહી નીકળતું હતું તેથી કાછડો વાળ્યો હતો, એમ બૈરામાંથી કોઇ કહેતું નથી. નિ. પર તથા બીજા બે વરતણીયાનો ભેગો જવાબ નિ. ૫૩ શ્રી. ભદ્રસીંહરાવ આગળ થયો છે. તેમાં પણ આ હકીકત તેણે લખાવી નથી. એટલે તે હાલ જે હકીકત કહે છે તે માનવા જેવી નથી.

## સકીનો બાપ શું કહે છે?

સકીનો બાપ નિ. ૩ર સકીની રાડો સાંભળીને તે અંદર જવા લાગ્યો તો આરોપી નંબર ર બારણામાં ઉભો હતો તેણે ધારીયાના હાથાનો ઠોંસો તેની છાતીમાં માર્યો સકીને અંદર શું મારતા હતા તે પોતે જોઇ શકતો હતો હું અંદર જતો હતો તે જોઇને ફોજદારે મને અંદર લાવવા કહ્યું. એટલે આરોપી નં. ર મારો કાન પકડીને અંદર લઇ ગયો અને ગલચી ઝાલીને મને પાડી દીધો. પછી ફોજદારે બે કુંદા બંદુકના માર્યા તથા મોતીયાએ મારી છાતી ઉપર બેસીને ત્રણ ચાર ઠોંસા માર્યા. હું અંદર ગયો તે વખતે મારી છોકરી બેઠી હતી અને રોતી હતી એમ કહે છે. છોકરીની બુમો સાંભળીને તેણીનો બાપ અંદર જવા લાગ્યો. તેને આરોપી નં. ર નાએ ધારીયાનો ઠોંસો મારીને પાછો

હઠાવ્યો હતો. એમ આ સાક્ષી પછીના નિ. ૩૫. ૩૭. ૩૯. ૪૬. ૪૭. ના સાક્ષીઓ કહે છે. પણ તે વાત બીજા સાક્ષીઓ કહેતા નથી. તેને પાછો હઠાવ્યા પછી ફોજદારના કહેવાથી આરોપી નંબર ૨ તેને અંદર લઇ ગયો હતો, એમ તો કોઇજ કહેતા નથી. સકી બહાર આવ્યા પછી તેણીએ પુછવા નિ. ૧૬ નો સાક્ષી તેની પાસે ગયો હતો અને પોતાની છાતી ઝાલીને ભોંય ઉપર તેણીને બે ત્રણ વખત પછાડી હતી એમ તે કહેતી હતી, એમ નિ. ૧૬ નો સાક્ષી કહે છે. તે બહાર આવ્યા પછી તેણીના બાપે છોકરી તને અંદર મારી ? એમ પુછયું, ત્યારે પોતાની છાતી ઝાલીને પટકી પટકીને મારી એમ તે કહેતી હતી, એમ ની. ૩૭ નો સાક્ષી ભીખા નાનજી કહે છે. સકીના શરીર ઉપરના મારના નિશાન કાંઇ પણ જણાતાં ન હોતાં એમ ની. ૮૦ નો પંચ તથા રા. રા. સાવંત ની. ૧૪૧ જુબાનીમાં કહે છે.

## પોલીસ તપાસ માટે ટીકા.

રા. રા. સાવંત, એમણે પોલીસ તપાસ જોઇએ તેવો કરેલો નથી.

એવો આક્ષેપ તપાસ સામે સરકારી વકીલ તરફે કરવામાં આવ્યો છે અને તે કેટલેક દરજાજે ખરો છે એમ કહેવું પડે છે. પણ નીદાન સકીના સંબંધમાં પંચકયાસમાં જે હકીકત છે તે ખોટી માનવા કારણ નથી, કારણ નિ. ૭૪ ની મરણોતર તપાસની નોંધમાં પણ સકીના શરીર ઉપર મારના નિશાન જણાયા નહોતાં.

## સફીને મારી હતી એ સાબીત.

પણ તેથી સફીને મારીજ નહોતી એમ થતું નથી, કારણ સફી અંદર હતી ત્યારે તેણીની રાડો બહાર સંભળાતી હતી એમ. નિ. ૨૫. ૨૭. ૩૨. ૩૫. ૩૯. ૪૨. ૪૬. ૪૭. ૫૦. ૬૦. ૬૨. ૯૭. ૯૮. ૧૦૩. ૧૦૪. ૧૦૬. ૧૧૦. ના સાક્ષીઓ કહે છે તે જોતાં અંદર તેણીને મારેલી તો હોવી જોઇએ તેણીના બગલમાંથી બે હાથ ઝાલીને તેણીને ભોંય ઉપર પટકી હોય તો પીઠ ઉપર કે છાતી ઉપર નીશાન હોવાનો સંભવ નથી સફીને ફેંટો બતાવી તે મનાવવા માટે ચોગની અંદર લઇ ગયા હતા અને તેણીની બુમો બહાર સંભળાતી હતી એમ ઉપરના સાક્ષીઓ કહે છે. તથા માર કેવી રીતે મારેલો તે સફી બહાર આવ્યા પછી કહેતી હતી એમ ની. ૧૬. ૩૭. ના સાક્ષી કહે છે. તે જોતાં તેણીને ચોરામાં પુરી મારી હતી સાબીત માનવા હરકત નથી.

## કાઠીઆવાડીઓ ઉપર જુલમ.

૧૩. કાઠીયાવાડી લોકો પૈકી આદમીઓને તથા બઇરાંઓને ભેગા ચોરામાં ઘાલી તેમને માર મારવામાં આવેલો. તેમને નગ્ન કરી સગાઓમાં પુરૂષોની ઇંદ્રિઓ બઇરાં પાસે પકડાવવામાં આવી હતી ઉઠબેસ કરાવવામાં આવી હતી વીગેરે પ્રકારનો જુલમ ગુજારવામાં આવ્યો હતો અને તે મુદ્દામાલનો ફેંટો તેમના પૈકી કોઇનો છે એમ તેમની પાસેથી જબરજસ્તીથી કબુલ કરાવવા સારૂ ગુજારવામાં આવ્યો હતો એમ કહેવામાં આવે છે. મુદ્દામાલના ફેંટાની વાત આરોપી તરફે ઇનકાર કરવામાં આવી છે. તે ફેંટો સોખડાવાળા ગુન્હાવાળી જગ્યાએથી મળેલો ખરો પણ આસોજ લઇ જવામાં આવ્યો નહોતો

એમ કહેવામા આવે છે. પણ ફેંટાની વાત જોડી કાઢવામાં આવેલી નથી. ફેંટો આસોજના ચોરામાં નહીંજ હોત તો ફેંટાનું સ્વપ્નું કાઠીયાવાડી લોકોને કેવી રીતે આવ્યું, તેનો ખુલાસો થતો નથી. ની. ૧૪૨ના અમથા રામસીંગના જવાબમાં ફેંટાની વાત છે. કાઠીયાવાડી સાક્ષીઓ પૈકી દરેક સાક્ષી તેમને ચોરામાં ઘાલી ફેંટો તેમને બતાવ્યો હતો એમ કહે છે અને તે કબુલ કરો એમ કહેતા હતા એમ કહે છે, તે ખોટું માનવા કારણ નથી. મુદામાલનો ફેંટો તેમને બતાવ્યો હતો અને ફેંટો મનાવવા માટે તેમને મારતા હતા. ફોજદાર બંદુકના કુંદાથી તથા આંકડથી આરોપી નં. ૨ ધારીયાના હાથાથી અને ભાટીયો ઘોકાથી મારતો હતો એમ સાક્ષીઓ કહે છે. આંકડની હકીકત આ કોર્ટમાં નવી આવેલી છે. તેઆંકડ કોની હતી તેનો ધણી આગળ આવતો નથી. પણ બંદુકના કુંદા, ધારીયાના હાથા તથા ઘોકાથી માર્યાની હકીકત પહેલાંથી આગળ આવેલી છે. નિ. ૧૬ નો સાક્ષી પ્રમાણે સકીને બહાર કાઢયા પછી આદમીઓને ચોરામાં લઇ ગયા પછી ફેંટો અમારા આગળ નાંખ્યો અને તમારો છે લઇ લેવ એમ કહ્યું, ફેંટો અમારો નથી એમ કહેતાં આરોપીઓ નંબર ૧–૨ તથા ભાટીયો મારવા લાગ્યા ભાટીઆ પાસે ઘોકો હતો. ફોજદાર પાસે બંદુક હતી. તેના કુંદાથી મારતા હતા. આરોપી નંબર ૨ ધારીયાની લાકડીથી મારતો હતો, આરોપી નં. ૩ મારતો ન હતો પણ ફેંટો તમારો છે એમ માની લેવ નહી તો મારી નાંખશે એમ કહેતો હતો. ફોજદાર સાહેબ બંદુક બતાવીને ફેંટો માની જાવ એમ કહ્યા પછી બંદુકનો અવાજ એક કર્યો, અમને નાગા થવા કહ્યું. અમે નાગા થયા

નહિં, એટલે બીજો અવાજ કર્યો, તેથી બીકથી અમે નાગા થઇ ગયા પછી એક મેકના કાન પકડાવી ઉઠએસ કરાવી. તો પણ ફેંટા અમે માન્યો નહી, અને અમને બહાર કાઢ્યા પછી બઇરાંને અંદર બોલાવ્યા. પછી મરદોને પણ બોલાવ્યા, અને બંન્નેને આરોપીઓ નંબર ૧-૨ તથા ભાટીયો મારવા લાગ્યા. પછી આરોપી નંબર ૧ નાએ બંદુકનો અવાજ કર્યો, અને મરદો તથા આદમીઓને બંન્નેને નાગા થવા કહ્યું તે પ્રમાણે તે થવા નહિં; એટલે ફરી બીજો અવાજ કર્યો એટલે બઇરાં તથા આદમીઓ નગ્ન થઇ ગયા.

## બૈરાં પાસે ઇંદ્રી પકડાવી.

તે પછી સગપણ પુછીને ઝણુ પાસે તેના ભાઇ વેરસી, મામા અમથા રામસીંગ. અને કાકા મોતી જેસંગની મોંઘી પાસે વીરૂ વીઠલની અને જમની પાસે તેણીના ભાઇ મેરૂ લવછની ઇન્દ્રીય પકડાવી. બઇરાં શરમને લીધે પોતાનો હાથ ઇન્દ્રીય ઉપર ઢાંકતાં હતાં ત્યારે તેમના હાથ ઉપર આરોપીઓ નં. ૧, ૨ તથા ચષ્માવાળો મારતા હતા. મને ફોજદારે છાતી ઉપર એક બે કુંદા ફોજદારે મારૂં પેરણુ પકડીને ભીંત સાથે મને પછાડ્યો હતો એવી હકીકત કહે છે, એવીજ હકીકત જેમને માર પડેલો છે એવા કાઠીયાવાડી લોકો પઇકી બીજા ની. ૨૩, ૨૫, ૨૭, ૩૨, ૩૫, ૩૭, ૩૯, ૪૨, ૪૬, ૪૭, ૫૦, ૬૦, ૬૨, ૯૭, ૯૮, ૯૯, ૧૦૨, ૧૦૩, ૧૦૪, ૧૦૫, ૧૦૭, ૧૧૧, ૧૧૯, ૧૨૦,

ના શાક્ષીઓ કહે છે. સદરહુ હકીકતમાંથી હાલ કાઠીયાવાડી લોકોને માર પડી સાધારણ વ્યથા કોને કોને થઇ છે તેટલા પુરતોજ વિચાર કરીશું. દરેક શાક્ષી પોતાને કાંઇ પણ થોડો ઘણો માર પડયો હતો એમ તો કહે છેજ. વૈદકીય તપાસમાં જે હકીકત નિકળી છે તે જોતાં મારના સંબંધમાં અતિશયોક્તિ ભરેલી હકીકત કહેવામાં આવે છે એમ કહ્યા વગર છુટકો નથી. રા. રા. સાવંત, એમણે જેને જેને માર પડયો છે તે બતાવતા આવો એમ કહેલું તે ઉપરથી જે જે લોકો બતાવવા ગએલા તેમના સંબંધમાં તેમણે નિ. ૮૧ નો પંચકયાસ કર્યો હતો. પણ કોઇના શરીર ઉપર મારના નિશાન તેમને જણાયા નહોતાં.

## મારના પુરાવા.

પણ તેજ લોકો પૈકી મોતી નથુ, રામસીંગ જીવણ, મોંઘી, બાઇ પાલુ ને નિ. ૭૨ ના ડોકટરે તપાસ્યા ત્યારે નિશાન જણાયા હતા. તેમજ બાઇ કાશીને નિ. ૧૦૮ ના ડોકટરના તપાસમાં પણ મારના નિશાન જણાઇ આવ્યા હતા. તે ઉપરાંત વેરસી તળસી, રાયસીંગ રામાના શરીર ઉપર પણ મારના નિશાન જણાયા હતા. નિ. ૭૨ ના ડોકટરની જુબાની ઉપરથી તથા નિ. ૮૮ ના દાખલા ઉપરથી નીચેના ઇસમોને તેમના નામ સામે બતાવ્યા પ્રમાણે ઇજાઓ હતી એમ જણાય છે.

૧ મોતી નથુ...ડાબા ઘુટણ ઉપર સહેજ સોજો હતો.

૨ રામસીંગ...વાસાની જમણી બાજુએ નીચેના ભાગમાં બે સોળ હતા અને તેનું દરેકનું માપ ૧ ૧/૨ હતું.

૩ મોંઘી જેસંગ...જમણા સાથળ ઉપર આડા બે સોળ હતા. દરેકનું માપ ૩", ૨" હતું.

૪ વેરસી તળસી...જમણા પગની નળી ઉપર ઉપલા ભાગમાં અને જમણા હાથના વચલા ભાગમાં બે છોલાયલા જખમો હતા દરેકનું માપ ૧ ૧/૨ હતું અને ડાબી સાથળ ઉપર એક સોળ હતો તેનું માપ ૫ ૧/૨ ૧/ ૨નું હતું.

૫ રાયસીંગ નથુ...તેના જમણા હાથ ઉપર પોંચાથી બે ઇંચ ઉપર અને પોંચાની લાઇનમાં એક છોલાયેલો જખમ હતો. તેનું માપ ૧ ૧/૪ હતું. તેની આજુબાજુમાં આકારનો સોજો હતો.

એ શિવાયના પરભુ પથા, ભીકા નાનજી અમથા રામસીંગ મેરૂ નથુ. પુના ગીગા અને મેરૂ લવજી પોતાને માર પડયો છે એમ કહેતા હતા. પણ બહારના નીશાન કાંઇ નહોતાં એમ નિ. ૮૮ ના દાખલા ઉપરથી જણાય છે. ઉપર જણાવ્યા પ્રમાણે જે લોકોને ઇજા થઇ હતી તે સારી થવા આસરે એક અઠવાડીઉં લાગે એવો ડોકટરે નિ. ૮૮ માં અભિપ્રાય આપ્યો હતો. સદરહુ ઇજાઓ ડાકટરે તેમને તા. ૭ અને ૮ મીના રોજ તપાસ્યા તે પહેલાં ૪, ૫ દીવસ ઉપરની થએલી લાગતી હતી, એમ ડોકટર દિવાનજી નિ. ૭૨ ની જુબાનીમાં કહે છે. તે જોતાં ગુન્હો બન્યો તે અરસામાં તે ઇજાઓ થએલી હતી એમ નિકળે છે અને તે ઇજા સારી થતાં

અઠવાડીઉં લાગે એવું હતું તે ઉપરથી તે સાધારણ વ્યથા હતી એમ માની શકાય. પુરૂષોને બે વખત તથા સ્ત્રીઓને એક વખત ચોરાની અંદર ઘાલીને દોઢ કલાક સુધી નં. ૧-૨ ના આરોપીઓ તથા ભાટીઓ મારતા હતા એમ કહેવામાં આવે છે. તે પ્રમાણમાં ઉપર જણાવેલી ઇજાઓ કાંઇજ નહોતી અને આ લોકો પૈકી માત્ર કેટલાકને સહેજસાજ માર પડેલો હોવો જોઇએ અને તેથીજ મારના સંબંધમાં આ લોકો ઘણી અતિશયોકિત કરીને હકીકત કહે છે એમ મેં ઉપર જણાવ્યું છે.

## સાધારણ વ્યથા સાબીત.

ગમે તેમ હોય. બીજા લોકોના શરીરના મારના નિશાન જણાયા નહોતા. કેટલાક ડોકટર પાસે પણ ગયા નહોતા તેથી તેમને માર પડયોજ નહોતો એમ કહેવાય નહી જેમને મુંઢ માર પડેલો હોય અગર જેમને માત્ર ધોલ ધાપટ મારેલી હોય તેમના શરીર ઉપર નીશાન હોઇ શકે નહી તોપણ ઉપર જણાવેલા પાંચ જણ તથા બાઇ કાશીને, જેણીને નિ. ૧૦૮ના ડોકટરે તપાસી ની. ૧૦૯નો દાખલો આપેલો છે તેણીને માર પડી સાધારણ વ્યથા થઇ હતી એમ હું સાબીત માનું છું.

## ઈંદ્રી પકડાવ્યાનું પણ સાબીત.

તેમને માર માર્યો તે ઉપરાંત તેમને નગ્ન કરી સગાઓમાં બેન પાસેથી ભાઇની, ભાણેજી પાસેથી મામાની, ભત્રિજી પાસેથી કાકાની ઇંદ્રીયો પકડાવી હતી એમ કહેવામાં આવે

છે. તે બાઇ ઝણુ, કાશી અને મોંઘી એવી ત્રણ સ્ત્રીઓ હતી. સદરહુ માટે આરોપીઓ ઉપર ઇલાયદું તહોમત નથી તેથી. વિગતવાર તે બાબત વિવેચન કરવાની જરૂર નથી. તે સંબંધમાં પુરાવો થયો છે તેમાં ઘણો તફાવત છે. બધાં બઇરાંઓ અંદર હતા તે વખતે ત્રણે જણુ પાસેથી ઇન્દ્રીયો પકડાવ્યાનું કેટલાક જણુ કહે છે. તો બીજા આદમીઓ હતા ત્યારે જ બાઇ ઝણુને બોલાવી તેની પાસે તેના ભાઇની મામાની તથા કાકાની ઇન્દ્રીયો પકડાવી હતી એમ કેટલાક કહે છે. ની. ૧૬નો શાક્ષી કાશીને બદલે જમનીનું નામ કહે છે. નિ. ૨૫નો સાક્ષી કાશી અને મોંઘીનું જ નામ લે છે. મોંઘી પાસે તેના ભાઇ મોતી જેસંગની ઇન્દ્રીય પકડાવ્યાનું તે કહે છે, ત્યારે બીજા સાક્ષીઓ તેની પાસે વીરૂ વીફુલની ઇંદ્રી પકડાવી હતી એમ કહે છે નિ. ૨૭નો સાક્ષી માત્ર ઝણુ પુરતુ જ કહે છે. એ પ્રમાણે ઘણો તફાવત છે. તો પણ તે વાત સમુળગી ખોટી છે એમ હું માની શકતો નથી

## ચોરામાં ગેરવ્યાજબી કેદ કરી માર માર્યો.

૧૪. ઉપર પ્રમાણે આ લોકોને ચોરાની અંદર ઘાલી માર મારનાર ત્રણે આરોપીઓ હતા કે કેમ? તે જોવું પડશે. આરોપીઓ પઇકી મારવામાં પ્રત્યક્ષ ભાગ લેનાર આરોપીઓ નં. ૧. ૨ ના હતા એમ દરેક સાક્ષી કહે છે. એટલે તેમના માટે વિશેષ વિવેચન કરવાની જરૂર રહેતી નથી. સદરહુ કૃત્યમાં આરોપી નં. ૩ નાએ કાંઇ ભાગ લીધો છે કે કેમ અને તેને

માટે તે કેટલે દરજ્જે જવાબદાર છે તે જોવાનું રહે છે. સફીને ચોરાની અંદર લઇ ગયા હતા ત્યારે આરોપી નં૦ ૩ ચોરાના બારણા પાસે ઉભો હતો. આદમીએ તથા બઇરાંને અંદર ઘાલેલા ત્યારે તે કોઇને મારતો નહોતો પણ ફેંટો માની જાવ એમ કહેતો હતો એમ નિ. ૧૬ નો સાક્ષી કહે છે નિ. ૨૩ નો શાહેદ નિ. ૧૬ થી આગળ જઇને ફેંટો તમે કબુલ કરો તમને રૂ. ૫૦ આપું એમ આરોપી નં. ૩ કહેતો હતો એમ કહે છે, માત્ર નિ. ૨૫ નો સાક્ષી પોતાના પેઢુમાં આરોપી નં. ૩ નાએ લાત મારી હતી એમ કહે છે, નિ. ૨૭ નો સાક્ષી ફેંટો માનો નહી તો તમારા ગુહ્ય ભાગમાં લાકડી ખોંચી ઘાલીશું એમ આરોપી નં. ૩ કહેતો હતો. અને ફેંટો માનો તો રૂ. ૫૦, આપું, એમ કહેતો હતો, એમ જણાવે છે. પણ બીજા સાક્ષીઓ પઇકી ની. ૩૨ આરોપી નં. ૩ નાએ કાંઇ પણ પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ મારવામાં ભાગ લીધો હતો એમ કહેતો નથી.

## ત્રીજો આરોપી શું કહેતો હતો ?

નિ. ૩૫ એટલુંજ કહે છે કે આરોપી નં. ૩ સાળા માની જાવ નહી તો તમારો બાપ મારી નાંખશે, એમ કહેતો હતો. નિ. ૩૭ નો સાક્ષી પટેલ કહેતો હતો કે આ લોકો એવી રીતે માનવાના નથી, તેમને નાગા કરી તેમની ઇન્દ્રિય ઉપર લાકડીયો મારો, એમ કહે છે. નિ. ૩૯ પુના ગીગા પટેલ મારતો નહતો પણ બીજાને મારો મારો એમ કહેતો હતો. નિ. ૪૨ના

શાહેદ ઉપર પ્રમાણેજ કહે છે. નિ ૪૬ ની શાહેદણ કાશી તથા નિ. ૪૭ મોચી આરોપી નં. ૩ કહેતો હતો. કે કાઠીયાવાડી ઘોડીઓ છોકરાં નાખી દઇ અંદર જાવ એમ કહેતો હતો. એ શિવાય તેણે બીજું કાંઇ કહેલું હતું એમ તે કહેતી નથી નિ. ૫૦ ૬૦ની શાહેદણો આરોપી નં. ૩ વિરૂદ્ધ કાંઇ કહેતી નથી. ની. ૬૨ની. શાહેદણ પોતાની છાતી ઉપર તેણે એક ઠોંસો માર્યો હતો એમ કહે છે. પણ તે વાત બીજું કોઇ કહેતું નથી. નિ. ૯૭ નો શાહેદ પટેલ ફેંટો માનો એમ કહેતો હતો અને મારતો પણ હતો એમ કહે છે. ની ૯૭ ફેંટો માનો નહી તો મારી નાંખીશું એમ પટેલ કહેતો હતો એમ કહે છે. નિ. ૯૯ ના શાહેદ મુજબ શું કામ મરી મુવો છો. ફેંટો માની લેવ, એમ પટેલ કહેતો હતો એમ કહે છે. નિ. ૧૦૩ નો શાહેદ પટેલ મારતો હતો અને અમથા રામસીંગને લાત મારી હતી એમ કહે છે. ની. ૧૦૪ પણ પટેલ મારતો હતો એમ કહે છે. એ પ્રમાણે પુરાવો છે. તે જોતાં પટેલ મારતો હતો એમ કહેનાર માત્ર ત્રણ સાક્ષીઓ છે. બીજાઓ કેટલાક ફેંટા માનો નહી તો મારી નાંખીશું એમ કહેતો હતો અને કેટલાક પટેલ નં. ૧. ૨ ના આરોપીઓ તથા ભાટીયાને મારવા માટે ઉશ્કેરતો હતો એમ કહે છે. એટલે દરેક જણ સરખી હકીકત કહેતો નથી. આ સાક્ષીઓ પૈકી જેમના જવાબ શ્રી. ભદ્રસીંહરાવ આગળ થયા છે તેમાં નિ. ૧૬ ના શાહેદનો નિ. ૨૦ નો જવાબ થયો છે. તેમાં તથા નિ. ૨૩ ના શાહેદનો નિ. ૨૪ નો જવાબ થયો છે. તેમાં પટેલ મારવામાં નહોતો, માત્ર, ફેંટો માની જાવ એમ કહેતો હતો, એમ લખાવે છે. નિ ૨૭ નો સાક્ષી પટેલ

માત્ર વચમાં ઉભો હતો, એમ નિ. ૨૯ ના જવાબમાં કહે છે. નિ ૩૫ નો સાક્ષી પણ નિ. ૩૬ ના જવાબમાં પટેલ મા વામાં નહોતો, ફેંટો માની જાવ એમ કહેતો હતો.

## પટેલે મદદગારી કરી નથી.

નિ. ૩૭. ૩૯ ના સાહેદોના જવાબ અનુક્રમે નિ. ૩૮, ૪૦. ના થયા છે. તેમાં આરોપી નં. ૩ ના સંબંધમાં તેઓ કંઇ કહેતા નથી. બાકીના સાહેદોના જવાબ શ્રી. ભદ્રસીંહરાવ આગળ થયેલા નથી. તેમના રા. દેવ સર ફોજદાર આગળ થયેલા છે. તેમાં એક પણ સાક્ષીએ આરોપી નં. ૩ મારવામાં હતો એમ કહેલું નથી. ફેંટો માની જાવ એમ કહેતો હતો, એટલુંજ લખાવેલું છે. આરોપી નં. ૩, ફોજદાર ધર્મશાળાના મેડે જઇને સુઇ ગયા અને પોતે દમણીયું જોડીને સોખડે ગયો એમ કહે છે. તે વાત માનવા જેવી નથી. આટલા બધા સાક્ષીઓ આખર સુધી તેની ચોરામાં હાજરી બતાવે છે. નિ. ૭૯ દમણીયું હાંકનાર પણ સવારે ચાર વાગે મુખી આરોપી નં. ૩ દમણીયું જોડીને ગયા હતા એમ કહે છે. તે જોતાં ચોરામાં ધમાલ ચાલી રહી ત્યાં સુધી આરોપી નં. ૩ ત્યાં હાજર હતા એમ જણાય છે. પણ તેણે, સાક્ષીઓએ શ્રી. ભદ્રસીંહરાવ તથા દેવ આગળ લખાવ્યું છે તે પ્રમાણે ફેંટો માની જાવ એમ કહેતો હતો, એટલુંજ કહેલું હોય તો પહેલાં અગર બીજા મુદ્દામાં સમાયેલો ગુન્હો તેણે કર્યો છે અગર તેમાં મદદગારી કરી છે એમ થતું નથી.

નિ. ૫૨ તથા નિ. ૧૩૧, ૧૩૨ ના વરતણીયાઓ આરોપી નં. ૩ પહેલાથી તે આખર સુધી તેમની પાસે ધુણી આગળ બેસી રહ્યો હતો એમ કહે છે, એ જોતાં મુદ્દા નં ૧ તથા ૨ માં સમાયેલું કૃત્ય કરવામાં આરોપી નં. ૩ સામેલ નહોતો, તે માટે આરોપીઓ નં. ૧, ૨, માત્ર જવાબદાર છે એમ ઠરાવું છું.

## ખોટો બચાવ.

આરોપીઓ નં. ૧. ૨ તરફથી બચાવમાં એમ કહેવામાં આવે છે કે, આરોપી નં. ૧ની તબીયત નાદુરસ્ત હોવાથી આરોપી નં. ૨ ને કાઠીયાવાડી લોકોની ઝડતી લેવાનું કહી પોતે ધર્મશાળાના મેડે સુઇ રહેવા ગએલા હતા અને ચોરામાં માત્ર આરોપી નં. ૨ તથા ભાટીયો રહ્યો હતો. તેમણે કાઠીયાવાડી લોકોની ઝડતી લીધી એ ઉપરાંત કંઇ પણ કર્યું નથી. પ્રથમ આદમીઓની જડતી લઇ બૈરાની ઝડતી લેવા જતાં, તેના પુરૂષો તેના ઉપર ધસી આવ્યા તેથી તેમને બીવડાવવા માટે બંદુકના અવાજ કર્યા એવી હકીકત કહેવામાં આવે છે પણ તે ખરી લાગતી નથી. જો આ હકીકત ખરી હોત અને આરોપી નં. ૨ કહે છે તેટલોજ બનાવ બન્યો હોત તો પછી કાઠીયાવાડી લોકોને નેક નામદાર દિવાન સાહેબ ઉપર ખોટો તાર કરી આટલી બધી ધમાલ મચાવવા અને જે ફોજદાર ત્યાં હાજર પણ ન હતા તેમને ખોટી રીતે સંડોવવા કાઠીયાવાડી લોકોને કાંઇપણ કારણ હતે એમ જણાતું નથી.

## બચાવની દલીલને કશો આધાર મળતો નથી.

આરોપી નં. ૧ રાત્રે ચોરામાં ન હતા પણ ધર્મશાળાના મેડે સુતેલા હતા એમ આરોપીઓ તથા નિ. ૧૩૮, ૧૫૧,ના સાક્ષીઓ કહે છે. પણ બીજે દીવસે સવારે દસની ગાડીમાં જોરાભાઇ પટેલ વડોદરેથી આવ્યા ત્યારે ફોજદાર ચોરામાંજ સુતેલા હતા એમ તે નિ. ૫૪ ની જુબાનીમાં કહે છે અને તે વાત આરોપી નં. ૧ પોતે નાકબુલ કરતા નથી. પણ સવારે ધર્મશાળાના મેડા ઉપરથી આઠ વાગે આવી પછી ચોરામાંજ પોતે સુઇ રહ્યા હતા એમ તે ની. ૧૪૪ના જવાબમાં કહે છે. પણ આ વાત ખરી લાગતી નથી. મેડા ઉપરથી સવારે ઉઠીને તેઓ ચોરામાં આવીને સુઇ રહ્યા હતા, એમ કોઇ સાક્ષી કહેતો નથી. ની ૬૭નો સાક્ષી જે સવારમાં દાતણ કરવા માટે ચોરે આવેલો તે ફોજદાર તે વખતે ચોરામાં સુતા હતા એમ કહે છે. તેમજ ધર્મશાળાના મેડાની કુંચી મેડા ઉપર લાયબરેરી હોવાથી ની. ૧૩૦ ના સાક્ષી પાસે રહે છે, તે સદરહુ રાત્રે મેડો તેણે કોઇને ઉઘાડી આપ્યો નહોતો એમ કહે છે ની. ૧૩૦ ના સાક્ષી પાસેથી કુંચી મંગાવી હતી અને મેડો ઉઘાડયો હતો એમ ની. ૧૩૮ ના સાક્ષી દરભાઇ પણ કહેતા નથી. વરતણીઆને ફોજદાર માટે બદોબસ્ત કરવા કહ્યું હતું અને તેણે બંદોબસ્ત કર્યો છે એવી વરદી આપી એટલે અમે મેડે ગયા એમ તે કહે છે. પણ બંદોબસ્ત કરવા ગયેલો વરતણીઓ પોતે નિ. ૧૩૦ ના માસ્તર પાસેથી કુંચી લઇ આવ્યો હતો.

એમ કહેતો નથી. અને તે રાત્રે ચોરે ત્રણ વરતણીયા હતા તે ત્રણેની જુબાનીયો કામમાં થએલી છતાં એ સંબંધમાં તે પઇકી એકને પણ તે મેડાની કુંચી લાવ્યો હતો કે નહી એવો સવાલ પુછેલો નથી.

## બચાવ માનવા જેવો નથી.

એવી સ્થીતીમાં આરોપી નં. ૧ તે રાતરે ચોરામાં નહોતા પણ મેડે સુતેલા હતા એમ કહેવામાં આવે છે તે માનવા જેવું નથી. અરોપી નં. ૨ નો પોતે બઇરાની ઝડતી લેવા જતાં પુરૂષો તેના ઉપર ધસી આવ્યા તેથી બંદુકના અવાજ કર્યા એમ તે કહે છે. તે માટે તેના પોતાના કહેવા શીવાય કામમાં પુરાવો નથી. તે વખતે ત્યાં ત્રણ વરતણીયા હતા. તેઓ આ હકીકત કહેતા નથી. નિ. ૧૩૮. ૧૫૧. ૬૫૨ ના સાહેદો બંદુકના અવાજ સાંભળીને ચોરે આવ્યા ત્યારે આરોપી નં. ૨, ના એ તેમને ઉપર પ્રમાણે હકીકત કહી હતી એમ તેઓ કહે છે તે માનવા જેવી નથી.

## બીજા આરોપીની ઉલટસુલટ વાત.

આરોપી નં. ૨ નાએ જ પોતે પ્રથમ જવાબ લીધો તે વખતે કહેલી હકીકત તે પાછળથી વાંચી બતાવ્યો તે વખતે ફેરવી છે. પ્રથમ તેણે એવી હકીકત લખાવી છે કે, ચોરાના કંપાઉન્ડમાં તેમના લાબાચાની ઝડતી પ્રથમ લીધી. પછી અંગ ઝડતી લેવા માટે મેં તેમને ચોરમાં ચાલો એમ કહ્યું તેમણે માન્યું નહી અને ચારે

બાજુએ મને મારવા માટે ફરી વળ્યા. તેથી હું મારો જીવ બચાવવા માટે ચોરાની અંદર નાસી ગયો હું ચોરામાં પેશી ગયો ત્યારે બધા માણસ મારા પછવાડે ચોરામાં આવ્યા, ત્યારે એ લોકો મને મારી નાંખશે એવો ડર લાગવાથી તેમને પાછા હઠાવવા માટે મેં બંદુકના ચાર અવાજ ઉપરા ઉપરી અસમાન તરફ કર્યા. એટલે તે લોકો ચોરામાંથી બહાર નીકળી ગયા. પછી હું બહાર આવીને વરતણીયા પાસે ઉભો રહ્યો એ પ્રમાણે હકીકત પ્રથમ તેણે લખાવેલી. તે ફેરવીને જવાબ વાંચી બતાવ્યો તે વખતે એવી હકીકત લખાવી છે કે "હું કાઠીઆવાડી લોકો મરદ તથા બૈરાંઓને ચોરાની અંદર ઝડતી લેવા લઇ ગયો. આદમીઓના કપડા ખંખેરાવી તેમની ઝડતી લીધી. પછી બઇરાંને કહ્યું કે તમારા લુંગડાં ખંખેરો એટલે કાઠીઆવાડી મરદોએ કહ્યું કે 'મારી સાસુના અમારી આબરૂ લેવી છે" એમ કહી મને મારવા માટે ફરી વળ્યા. તેથી મને ધાસ્તી લાગવાથી મેં બંદુકના ફેર અસમાન તરફ કર્યા." એ પ્રમાણે એકજ જવાબમાં તેણે જુદી જુદી હકીકત લખાવી છે તે જોતાં પણ તે કહે છે તે હકીકત ખરી લાગતી નથી.

## પહેલા બે આરોપીની જવાબદારી.

આરોપી નં. ૧ તરફથી એક એવી દલીલ કરવામાં આવી છે કે, નિ ૧૪૨. નો અમથા રામસીંગનો રા. રા સાવંત રૂબરૂ થયેલો જવાબ છે તેમાં તેમની ઉપર જુલ્મ ગુજારનાર તરીકે આરોપી નં. ૨. નું નામ આપવામાં આવેલું છે. અને

આરોપી નં. ૧. સુઇ રહેલા હતા એમ લખાવ્યું છે. તેથી પણ અમારી હકીકતને પુષ્ટી મળે છે. પણ તેમાં ફોજદાર મેડે સુઇ રહેલા એમ કહેલું નથી. ફરીયાદ પક્ષ તરફથી થએલા પુરાવામાં નિ ૧૨૦. ની સાહેદણ જુદુ કરીને છે. તેણીએ ઉલટ તપાસમાં એક ઠેકાણે ફોજદાર મેડે માથે સુઇ રહેલા હતા એમ લખાવ્યું છે, પણ તેના પછીના વાકયમાં "તે સવારે સુઇ રહેલા હતા રાત્રે તો ચોરામાંજ હતા અને ચોરામાંજ સુઇ ગયા હતા" એમ કહ્યું છે. નિ. ૧૪૨ ના જવાબમાં અમથા રામસંગે આરોપી નં. ૧ સુઇ રહેલા હતા, એમ લખાવ્યું છે કે નહી એ વીશે તેને પુછવામાં આવેલું નથી. તે કહે છે કે મેં સાવંત સાહેબને મારો જવાબ વાંચી બતાવવા કહેલું પણ તેમણે વાંચી બતાવેલો નહી. તેણે ફોજદારને માટે તે સુઇ રહેલા હતા એમ લખાવ્યું છે, એમ સાબીત કરવામાં આવેલું નથી. છતાં ફોજદાર ચોરામાં સુઇ રહેલા હતા અને આ કૃત્ય બન્યું છે, એમ તકરાર ખાતર માનવામાં આવે તો પણ ફોજદારી નિબંધની કલમ ૧૭-૧૮ પ્રમાણે મોતીના કૃત્ય માટે પણ જવાબદારી આરોપી નં. ૧ ઉપર આવે છે, તેથી એકંદરીમાં વિચાર કરતાં આરોપી નં. ૧ તે રાત્રે ચોરામાંજ હતા અને કાઠીઆવાડી લોકોને મુદ્દા માલના ફેંટાના સંબંધમાં જબરજસ્તીથી કબુલત મેળવવા સારૂં ચોરામાં ગેરવ્યાજબી કેદ આરોપી નં. ૧-૨ ના એ કર્યાનું તથા તેમના પઇકી કેટલાકને માર મારી સાધારણ વ્યથા બુદ્ધિપુર્વક કર્યાનું હું સાબીત માનું છું. તે સાથે આરોપી નં.

૩ નાએ તેમાં કાંઇ ભાગ લીધેલો નથી અને સદરહુ કૃત્ય માટે તે જવાબદાર નથી એમ પણ ઠરાવું છું.

## પાલુને થયેલી મહાવ્યથા.

૧૫. ઉપરના પરિચ્છેદમાં જણાવ્યા પ્રમાણે કાઠીયાવાડી લોકો પઇકી કેટલાકને માર પડી સાધારણ વ્યથા થયાનું સાબિત માનવામાં આવેલું છે. તેવીજ એક બાઇ પાલુ નામની સ્ત્રીને સદરહુ બનાવ વખતે મહાવ્યથા થઇ છે. તે ભાટીયા, જે હાલ આરોપીમાં નથી, તેણે હાથ ઉપર ધોકો મારીને કરી છે એમ કહેવામાં આવે છે, તેથી તે પ્રમાણે તેણીને મહાવ્યથા થઇ છે કે કેમ અને થઇ હોય તો તે માટે નં. ૧-૨ ના આરોપીઓ જવાબદાર છે કે કેમ તે જોવાનું છે. સદરહુ બાઇ પાલુની જુબાની કામમાં નિ. ૬૨ ની થયેલી છે. તેમાં તે કહે છે કે, તેમના લુગડાં ઉતરાવી નાંખ્યા પછી લાજ ઢાંકવા માટે પોતાના ગુહ્ય ભાગ ઉપર તેણીએ ડાબો હાથ આડો ધરેલો હતો. તે હાથ શું કામ આડો મુકો છો કહી ભાટીયાએ મારા હાથ ઉપર ધોકો માર્યો. તેથી હાથ ભાંગી ગયો હતો. હાથ ઉપર ભાટીયાએ ફટકો મારેલો તે કેવી રીતે માર્યો તે સંબંધમાં ઉલટ તપાસમાં તેણીએ કહ્યું છે કે, તેણીના પડખે ડાબી બાજુએ ઉભો રહીને ભાટીયાએ હાથ ઉપર ધોકો મારેલો હતો. તે વખતે તેણીના બંને બાજુએ બૈરાં ઉભાં હતાં. તે ઉપરથી આરોપી તરફે તકરાર કરવામાં આવી છે કે બે બાજુએ બૈરાં ઉભાં હતાં છતાં ડાબી બાજુએ ઉભા

રહીને ધોકો માર્યાનું કહે છે તે માનવા જેવું નથી. પણ આટલા દીવસ પછી મારતી વખતે મારનાર માણસ કયી બાજુએ ઉભો રહ્યો હતો, કયા હાથે માર્યું, કેવી રીતે માર્યું, એ વિષે યાદ નહી રહે એ સ્વાભાવીક છે. પણ તેટલાજ ઉપરથી ભાટીઆએ તેણીના હાથ ઉપર માર્યું હતું અને હાથ ભાંગી ગયો હતો એમ તે કહે છે તે ખોટું માનવા કારણ નથી. ડોકટર દિવાનજીએ જુબાની નિ. ૭૨, તથા નિ. ૮૮ ના દાખલા ઉપરથી તેણીના ડાબા હાથના પાછલા ભાગમાં સોજો હતો અને તેનો નીચેનું 'Darsum' હાડકું ભાંગી ગયું હતું એમ જણાય છે. તે જોતાં તેણીને મહાવ્યથા થઇ હતી એમ માનવું પડે છે. સદરહુ ઇજા પડી જવાથી અને બોથડ પદાર્થ ઉપર હાથ અથડાવાથી થઇ શકે એમ ડાકટર ની. ૭૨ ની જુબાનીમાં કહે છે. પણ પાલુ પડી ગઇ હતી અને તેણીને ઇજા થઇ હતી એવો કામમાં પુરાવો નથી. ઉલટ ભાટીયાએ મારી હતી એવો પુરાવો ખુદ બાઇ પાલુનો થયો છે અને તેને ની. ૧૬ ના સાક્ષીથી પુષ્ટી મળે છે.

## ગુહ્ય ભાગ ઢાંકતાં તે હાથ ઉપર પડેલો માર.

ની. ૪૬–૪૭–૫૦–૬૦ ની સાહેદણે પણ તેમને નવસ્ત્રા કરેલા તેથી લાજ ઢાંકવા માટે તેઓ આડા હાથ ધરતા ત્યારે હાથ કાઢી નંખાવવા માટે હાથ ઉપર આરોપીયો નં. ૧, ૨, તથા ભાટીઓ મારતા હતા એમ કહે છે. આ એકંદર પુરાવાનો વિચાર કરતાં બાઇ પાલુના ડાબા હાથનું હાડકું ભાંગી જઇ

તેણીને મહાવ્યથા થએલાનું સાબિત થાય છે. તે મહાવ્યથા ભાટીઆએ કરી છે એમ પણ શાબીત થાય છે. આ બધો બનાવ મુદ્દા માલનો ફેંટો મનાવવા માટે બનેલો હતો અને તેમાં પાલુને મહાવ્યથા થઇ છે. જેમાંથી આ મહાવ્યથા નિપજી છે તે માર આરોપીઓ નં. ૧, ૨, ભાટીઓ મારતા હતા અને ફેંટા સંબંધી તે લોકો પાસેથી કબુલત કરાવવાનો તેમનો સામાન્ય ઇરાદો પાર પાડવા માટે મારતા હતા. સદરહુ મારથી કોઇને સાધારણ વ્યથા અને કોઇને મહા વ્યથા થાય એ જ્ઞાન તેમના પૈકી દરેકને હોવું જોઇએ.

## બન્ને આરોપીઓ જવાબદાર.

તે જોતાં બાઇ પાલુને થએલી મહા વ્યથા જો કે ભાટીઆએ કરેલી હતી તો પણ ફોજદારી નિબંધની કલમ ૧૭–૧૮ અનવયે તે માટે આરોપી નં. ૧ તથા નં. ૨ બંન્ને જણ જવાબદાર થાય છે. સદરહુ સામાન્ય ઇરાદો પાર પાડવામાં આરોપી નં. ૩ના એ કાંઇ ભાગ લીધેલો નહી હોવાથી તેના ઉપર સદરહુ કૃત્યની જવાબદારી પડતી નથી.

## બે છોકરીઓનું મરણ.

૧૬. કાઠીયાવાડી લોકો પૈકી નિ. ૩૨ ના સાહેદ રામસીંગ જીવણની છોકરી સકી તથા નિ. ૪૬ ની સાહેદણ બાઇ કાશીની છોકરી બાલુ તા. ૧–૧–૩૦ ના રોજ મરી ગઇ છે. તેમનું

મરણ ગુન્હાઇત કૃત્યથી થયું છે એટલે તે પૈકી કોઇનું મનુષ્ય વધ થયું છે કે કેમ અને થયું હોય તો તે માટે આરોપીઓ અગર તે પૈકી જવાબદાર છે કે કેમ તેનો વિચાર કરીશું. સકી તથા બાલુ બન્ને જણુ તા. ૭–૧–૩૦ ના રોજ મઇયત થયા છે, એમ દરેક કાઠીયાવાડી સાક્ષી કહે છે. તેમની લાસો દવાખાનામાં લઇ જવામાં આવી હતી. તેનો પંચકયાસ વડોદરા શહેર ફોજદારી ન્યાયાધિશ નં. ૧૫૪. એમણે નિ. ૯૨ નો કરેલો છે. તે પંચકયાસ નિં. ૯૧. પંચ તથા નિ. ૭૨. ડાકટર દિવાનજીએ બંને લાસોના મરણોત્તર તપાસ કરી નિ. ૭૪, ૭૭, ની તે બાબત નોંધો કરી છે. તે ઉપરથી સકી અને બાલુ મરી ગયા છે એ વિષે શંકા લેવા કારણુ નથી. પણુ મુખ્ય પ્રશ્ન એ છે કે, તેમનું અગર તે પૈકી કોઇનું મોત ગુન્હાઇત કૃત્યથી થયું છે કે કેમ? કાઠીયાવાડી લોકો પૈકી ઘણા ખરા સાક્ષીઓ તા. ૩-૧–૩૦ ની રાત્રે સકીને ચોરામાં લઇ જઇ માર માર્યો હતો તેથી તે માંદી થઇ હતી, તેમજ બાલુ આરોપી નં. ૨ ના એ કાશીનો હાથ ઝાલીને ખેંચ્યાથી કાશીના હાથમાંથી પડી ગઇ હતી ત્યારથી તે ધાવી નથી કે રોઇ નથી અને તે બન્ને જણુ તા ૭–૧–૩૦ના રોજ મરી ગઇ હતી એમ કહે છે. પણ તે માટે એટલે મોતનું કારણુ શું હતું તે માટે વૈદ્યકીય પુરાવા ઉપર આધાર રાખવો જોઇએ.

## સકી શાથી મરણ પામી?

ડાકટર દીવાનજીની જુબાની નિ. ૭૨ તથા બાઇ સકીના

મરણોત્તર તપાસની નોંધ નિ. ૭૪ જોતાં સકીના મોતનો પ્રકાર Asphyxia એટલે શ્વાસાવરોધ થવાથી મોત નીપજ્યું હતું અને મોતનું કારણ જમણા ફેફસામાં Pneumonia ( ન્યુમોનીઆ ) હતું એમ જણાય છે. Pneuoia ( ન્યુમોનીયા ) છાતી ઉપર તથા પાછલી બાજુએ માર પડેલો હોય અને અંદર lungs વ્યથા થઇ હોય તો કોઇ કોઇ વખતે થાય છે, પણ સકીના શરીર ઉપર મારના બાહ્ય નીશાન કંઇ પણ નહોતા, તેમજ અંદરથી પણ મારના નીશાન જણાયા નહોતા. તેણીની છાતી ઉપર કે પીઠ ઉપર કંઇ નીશાન નહોતા. છાતી સુજેલી નહોતી. તેના ફેફસાને કાંઇ ઇજા થએલી નહોતી અને તેને જે Pneumonia ( ન્યુમોનીઆ ) થયેલો તે મારથી થયેલો નહોતો, એવી પોતાની ખાત્રી છે એમ ડાકટર દીવાનજી કહે છે. તે જોતાં સકીને માર પડયો હતો એમ પરીચ્છેદમાં સાબીત માનવામાં આવેલું છે, તે માત્ર તેણીની છાતી ઝાલીને ભોંય ઉપર પટકી હતી, છાતી કે પીઠ ઉપર માર પડયો હતો એમ નથી. એટલે છાતી કે પીઠ ઉપરના મારથી Pneumonia ( ન્યુમોનીયા )થવાનો સંભવ પણ નહોતો. તેનું મોત Pneumonia ( ન્યુમોનીયા ) થી નીપજ્યું હતું. તે ન્યુમોનીયા મારથી થએલો નહોતો એમ ડોકટર કહે છે. તેથી તેનું મોત ગુન્હાઇત કૃત્યથી નીપજેલું હતું એમ શાબીત માનવા જેવું નથી. ની. ૭૪ ની નોંધના કેટલાક આસનો બરોબર ભરવામાં આવેલા નથી તેથી મરણોત્તર તપાસ જોઇએ તેવો બરાબર થયેલો નથી એવો આક્ષેપ ફરીયાદ પક્ષ તરફથી કરવામાં

આવેલો છે પણ તે આધાર છે એમ લાગતું નથી. અને વૈદ્યકીય પુરાવાના અભાવે સકીનું મોત ગુન્હાઇત કૃત્યથી નિપજ્યું હતું એમ માની શકાય નહી. મોતના ત્રણ પ્રકાર એટલે Coma, Syacore અને asphyxia ઉપરાંત ચોથો પ્રકાર 'Shock' હોય છે સકીના ગુહ્ય ભાગમાંથી જો વધારે લોહી ગયેલું હોય તો 'Shock' ( આંચકો ) થી મોત નીપજવાનો સંભવ છે. લોહી જવું એટલે haomorrhage External અને internal પણ હોય છે એમ ડાકટર દિવાનજી ની. ૭૨ ની જબાનીમાં કહે છે. પણ સકીના ગુહ્ય ભાગમાં આંગળીઓ ખોસી હતી એમ નિ. ૫૨ એક સાક્ષી કહે છે, પણ તે હકીકત ખરી માનવામાં આવેલી નથી. વળી ગુહ્ય ભાગમાં ડાકટરે તપાસી જોયો હતો અને ત્યાં બહારથી કે અંદરથી કાંઇ ઇજા નહોતી એમ તેઓ નિ. ૭૨ માં કહે છે. એટલે સકીનું મોત ગુહ્ય ભાગમાંથી લોહી જવાથી અને તેથી 'Shock' ( આંચકો ) થવાથી નિપજ્યું હતું એમ માનવા પણ કાંઇ આધાર નથી.

## બાલુના મરણનું કારણ.

૧૭. હવે બાલુના મોત વિષે વિચાર કરીશું. તેણીની લાસની મરણોત્તર તપાસ તા. ૮-૧-૩૦ ના રોજ કરવામાં આવી. નિ. ૭૭ ની નોંધ તે સંબંધમાં રાખવામાં આવી છે. તે જોતાં તેમાં મોતનો પ્રકાર "asphyxia" લખેલો છે. પણ મોતનું કારણ નક્કી થાય એવું નહતું. તેથી તે આપવામાં આવેલું

નથી. સદરહુ છોકરી કાશીનો હાથ આરોપી નં. ૨ ના એ ખેંચ્યાથી ભોંય ઉપર પડી હતી અને પછી ધાવી નહી કે રોઇ નહી અને પાંચમે દીવસે મરી ગઇ. માથાની પાછલી બાજુએ એક ઢીમણું પણ તે છોકરીને થયેલું હતું એવો પુરાવો કાઠીયાવાડી સાક્ષીઓનો કામમાં થયેલો છે. તે ઉપરથી તે પડી જવાથી Concussion of brain' (મગજમાં લોહી મળી જવાથી) થવાથી અગર 'Shock' (આંચકો) થી તેણીનું મોત નીપજ્યું છે એમ માનવું જોઇએ, એવી ફરીયાદ પક્ષની દલીલ છે. Solar plexus ને ઇજા થાય તો 'Shock' થી મરણ નિપજે એમ ડોકટર દીવાનજી નિ. ૭૨ ની જુબાનીમાં કહે છે. પણ 'Shock' થી સુધ્ધી જતી રહે અને બાળક ધાવી શકે નહિ એમ તે ડાકટર તથા ડાકટર મોદી નિ. ૧૦૮, માં કહે છે. મરી ગયેલી છોકરીની મા કાશી નિ. ૪૬ ની જુબાનીમાં છોકરી પડી ગયા પછી એક દીવસ થોડી થોડી ધાવી હતી અને બે દીવસ રોતી હતી પછી ધાવી કે રોઇ નથી એમ કહે છે. પણ મરણોત્તર તપાસમાં છોકરીના પેટમાંથી દુધ (Curdled milk.) મળી આવ્યું હતું અને તે દુધ ડોકટર દીવાનજીના અભિપ્રાય પ્રમાણે તપાસી તે પહેલા ૧૬ તથા ૧૮ કલાક કરતાં અને ડોકટર મોદીના અભિપ્રાય પ્રમાણે post mortem તપાસ થઇ તે પહેલાં વીસ કલાક કરતાં વધારે મુદતનું હોઇ શકે નહિ એમ માનવું જોઇએ. કારણ છોકરી તા. ૭-૧-૩૦ ના રોજ સાંજરે મરી ગઇ છે અને મરણોત્તર તપાસ બીજે દીવસે બપોરે થયો છે. તે ઉપરથી છોકરી મરતાં

સુધી સાવધ ( Conscions ) હોવી જોઇએ અને ' Shock ' ' અનુમાન તેથી તુટી પડે છે. એટલે એકંદરીમાં થયેલા વૈદ્ય-દીય પુરાવા ઉપરથી બાલુનું મરણ તે પડી ગયેલી તેથી concussion of the brain થવાથી કે Solar plexus ને ઇજા થવાથી નિપજ્યું હતું એમ સાબીત માની શકાય એવું નથી.

## મનુષ્યવધનો આરોપ નાસાબીત.

સકીને પછી તાવ આવતો હતો એમ નિ. ૪૬-૪૭ ની સાહેદણોની જુબાની ઉપરથી જણાય છે એમ તે વખતે સખત તાઢ પડતી હતી આ લોકો ખુલ્લી જગ્યામાં પડી રહેતા હતા તેથી exposure થઇ pn-n noni ı થયો હોય એ બનવા જોગ છે. એકંદરીમાં સકી કે બાલુનું મરણ ગુન્હાઇત કૃત્યથી નિપજ્યું હતું એમ સાબીત થતું નથી અને તેથી તેમના મનુષ્ય વધ માટે આરોપીઓ પૈકી કોઇ જવાબદાર છે કે કેમ એવો મુદ્દાનો જે બીજો ભાગ છે તેનો વિચાર કરવાનું રહેતું નથી.

## બળાત્કાર સંભોગનો સવાલ.

૧૭. તા. ૩-૧-૩૦ ની રાત્રે આરોપી નં. ૧. ૨ તથા ભાટીયા તરફથી કાઠીયાવાડી લોકો ઉપર જે અત્યાચાર કરવામાં આવ્યાનું ફરિયાદ પક્ષ તરફથી કહેવામાં આવે છે, તેમાં એક બાઇ ઝબુ નિ. ૫૦ તથા બાઇ પારવતી નિ. ૬૦ ઉપર બળાત્કાર કરી

બાઇ ઝબુ સાથે આરોપી નં ૧—શંખપાળે અને બાઇ પારવતી સાથે જે ભાટીઓ હાલ આરોપી તરીકે નથી તેણે તેમની મરજી વિરૂદ્ધ સંભોગ કર્યાનો પણ એક બનાવ છે, તેનો વિચાર કરવો પડશે. સદરહુ બનાવ કાઠીયાવાડી મરદો તથા બઇરાઓને ભેગા ચોરામાં લઇ જઇ મુદ્દા માલનો ફેંટો તેમની પાસેથી મનાવવા માટે તેમને માર મારવામાં આવ્યો તેમને નગ્ન કરી ૨-૩ સ્ત્રીઓ પાસે તેમના સગાઓની ઇદ્રીયો પકડાવી, તેમની પાસે ઉઠબેસ કરાવી, તેમને બહાર કાઢવામાં આવ્યા પછી બનેલો છે.

## એ બનાવ કેમ બન્યો ?

આ બનાવ બનતા પહેલો નિ. ૩૨, ના સાક્ષી રામસીંગ જીવણની છોકરી, જેને સૌથી પહેલા ચોરામાં લઇ જઇ ફેંટો મનાવવા માટે માર મારવામાં આવ્યો હતો, એમ કહેવામાં આવે છે તેજ સકીને પાછી લઇ જવામાં આવી હતી અને તેણીને તેમ-નામાં જવાન બઇરા કોણ કોણ છે તે પુછી લેવામાં આવ્યું હતું. અને તે ઉપરથી પ્રથમ બાઇ ઝબુને અને પછી પારવતીને ચોરામાં લઇ ગયા હતા, એવી હકીકત ફરીઆદ પક્ષ તરફથી કહેવામાં આવી છે. સકીને અંદર લઇ જઇ સકી પાસેથી જવાન બઇરાના નામ નક્કી કરાવી લેઇ પછી ઝબુ અને પારવતીને લઇ જવામાં આવ્યા હતા એમ નિ. ૧૬. ૩૫ ૩૯. ૧૨૦. ૧૨૧. શીવાય તમામ કાઠીયાવાડી સાક્ષીઓ કહે છે. સકીને તમારામાં જવાન બઇરાં કોણ છે, એમ પુછ્યું અને તેણીએ ઝબુ તથા પારવતીના નામ દીધા તે

અમે બહારથી સાંભળ્યું એમ નિ ૨૩. ૨૫ ૨૭. વીગેરે સાક્ષીઓ કહે છે. કેટલાક સાક્ષીઓ નિ. ૩૭ વિગેરે સકી બહાર આવીને કહેતી હતી કે મને આ પ્રમાણે પુછ્યું તે મેં નામ દીધા છે, તે ઉપરથી તે પ્રમાણે કહે છે. કેટલાક સાક્ષીઓ સકીને અંદર બોલાવી અને પછી ઝબુ તથા પારવતીને અંદર લેઇ ગયા તે ઉપરથી સકીને પુછીને તેની પાસેથી તેમના નામો કઢાવ્યા હશે એમ અનુમાન ઉપરથી કહે છે. ગમે તેમ હોય. ઝબુ તથા પારવતીને અંદર લઇ જવામાં આવ્યા હતા એમ ઝબુ નિ. ૫૦ પારવતી નિ. ૬૦, અને દરેક કાઠીયાવાડી સાક્ષી કહે છે.

## માસ્તરોની માનવા જેવી જુબાની.

બઇરા ઉપર બળાત્કાર કર્યો હતો. એ વાત શરૂઆતથીજ આવેલી છે. નિ. ૧૫ નો તાર મોકલનાર નિ. ૫૯. ના સાક્ષી સ્ટેશન માસ્તર અને તેમના આસિસ્ટંન્ટ નિ. ૪૫ બન્ને જણ બઇરાંની ઇજ્જત લીધાની વાત તાર કરવા આવેલા લોકો કહેતા હતાં એમ કહે છે. અને નિ. ૧૫ ના તારમાં બઇરાંની ઇજ્જત લીધી એના માટે બીજો કંઇ શબ્દ મને નહી સુઝવાથી "women attacked" એમ લખેલું આ બન્ને માસ્તરોનું શિક્ષણ મેટ્રીક સુધી થએલું છે. તેમને "Rape" શબ્દ ખબર નહી હોય અગર એકદમ સુઝયો નહી હોય તેથી "attacked" શબ્દ તેમણે વાપર્યો હતો અને તાર કરવા આવેલા માણુસે બઇરાની ઇજ્જત લીધાની વાત કહી હતી એમ તેઓ કહે છે, તે ખોટું માનવા કારણ નથી તે પછી

રા. રા. સાવંત સાહેબ રૂબરૂના અમથા રામસીંગના જવાબમાં બઇ-રાની ઇજત લીધાની વાત સ્પષ્ટ શબ્દોમાં લખેલી નથી. તો પણ નિ ૧૪૧ ની જુબાની રા. સાવંત સાહેબની થઇ છે, તેમાં આરોપી તરફે થયેલી ઉલટ તપાસમાં મેરૂ નથુ તથા ઉગા સુરાએ અમારી ટોળી પૈકી બે બઇરાની ઇજ્જત લીધી છે, એમ કહેલું હતું પણ તેમના નામ કહી શકીએ નહી, એમ કહ્યું હતું એમ તેઓ કહે છે. એટલે રા. રા. સાવંત આગળ પણ બઇરાંની ઇજ્જત લીધાની વાત આવેલી હતી એ વિષે શંકા રહેતી નથી. જે બઇરાંની લાજ લીધી તેમના નામ કહી શકીએ નહી, એમ મેરૂ નથુ તથા ઉગા સુરાએ કેમ લખાવેલું તેનું કારણ તેમને પુછવામાં આવેલું નથી, પણ મોતી નથુ, જેનો બીજા છ માણસોના ભેગો, અમથા તથા મેરૂ નથુ વીગેરેએ લખાવેલી હકીકત અમને કબુલ છે એમ લખાવી લઇ એક કાગળ ઉપર અંગુઠો લેવામાં આવેલો હતો તે મોતી નથુને પુછવામાં આવ્યું છે અને તે અમે શરમને લીધે ઝબુ તથા પારવતીના નામ કહ્યા નહોતા એમ કહે છે.

## ઇજ્જત લીધાની વાતનો આધાર.

ગમે તેમ હોય, કયા બઇરાની લાજ લીધી તે સાવંત કે સ્ટેશન માસ્તર આગળ કહેલું નહી હોય તો પણ બે બઇરાની ઇજ્જત લેવામાં આવેલી એ વાત પહેલાથીજ આગળ આવેલી છે. સદરહુ બે બઇરીઓ ઝબુ અને પારવતી હતી એ પ્રમાણે તેમના નામ ભદ્રસીંહરાવ આગળ થયેલા જવાબોમાં નીકળેલા છે.

## કુતરાની પેઠે બાઝી બદકામ કર્યું.

તે પૈકી બાઇ ઝબુની જુબાની નિ. ૫૦ ની થઇ છે. તેના પરિચ્છેદ ૫ માં તે કહે છે કે સકીને બહાર કાઢી અને મોતીયો મને બોલાવવા આવ્યો તે ઉપરથી હું માનું છું કે, શકીએ અમારા નામ દીધાં હશે. મોતીયો કહે કે ફોજદાર તને બોલાવે છે. હું જતી નહોતી પણ મોતીઓ મારવા લાગ્યો અને ચોરામાં લઇ ગયો અંદર ગયા પછી ફોજદાર મને મારવા લાગ્યો અને લુગડાં ઉતારી નાંખો એમ કહ્યું. મારી પાસે દોઢ વરસની છોકરી હતી તે છોકરીને નાંખી દે એમ કહ્યું. તેથી મેં છોકરીને એક બાજુએ મુકી દીધી પછી મારી મારીને મારા લુગડાં ઉતરાવી નાંખ્યા અને ચોરાની અંદર ઓરડી છે ત્યાં મને ફોજદાર લઇ ગયો અને મને કુતરાની પેઠે બાઝયો. હું રાડો પાડવા જતી હતી ત્યારે મારા મોંઢે ડુચો દીધો તે પોતાના લુગડાથી દીધો. પછી મને ભોંય ઉપર પાડી દીધી. ઓરડામાં બતી નહતી, અંધારૂં હતું. ઓરડામાં ખાટલો નહોતો જમીન ઉપર જેવું તેવું પાથરેલું હતું. મારી સાથે ફોજદારે આસરે ઘડીક સુધી બદકામ કર્યું તેનું બદકામ પુરૂં થઇ રહ્યું એટલે મને છોડી દીધી અને હું બહાર આવી. તેણીની ઉલટ તપાસમાં તે નિ. ૫૧ નો જવાબ શ્રી ભદ્રસીંહ આગળ થયો છે. તેમાં ઉપર લખાવી છે તેના વિરૂધ્ધ કાંઇ હકીકત નીકળતી નથી. એ પ્રમાણે બાઇ ઝબુ સાથે જબરદસ્તીથી સંભોગ કર્યાની હકીકત કહે છે તેજ પ્રમાણે ઝબુને બહાર કાઢયા પછી પારવતીને અંદર લઇ જઇ ભાટીઆએ તેણીની

ઇજ્જત લીધી અને બળાત્કાર સંભોગ કર્યાનું તે નં. ૬૦ની જુબાનીમાં કહે છે. આરોપી તરફે તકરાર કરવામાં આવી છે કે તેમના પુરૂષો ત્યાં હાજર છતાં બાઇરાંઓને અંદર લઇ જઇ તેમની ઇજ્જત લીધી હોત તો પુરૂષો બેસી રહેત નહી અને તોફાન કર્યા વગર રહેત નહી. નિ. ૨૩, ૨૫ ૨૭ ના સાક્ષીઓ કહે છે તે પ્રમાણે સકીને તેમનામાં જવાન જવાન બઇરાં કોણ છે તે પુછેલું ને તેમણે બહારથી સાંભળ્યું હતું, એ વાત ખરી હોત તો આ બઇરાને ખરાબ કામ માટે અંદર લેઇ જાય છે એવી શંકા તેમને આવ્યા વગર રહેત નહી, પણ સકીને જવાન બૈરાં કોણ છે એમ પુછ્યું હતું અને તે આ લોકોએ બહારથી સાંભળયું હતું એમ તે કહે છે તે ખરૂં નથી. તેમને સકી પાસેથી નામ કઢાવવાના હોત તો બહારના લોકો સાંભળી શકે એટલે મોટેથી પુછ્વામાં આવત એ માનવા જેવું નથી. તેમજ નામ પુછીને ઝબુ તથા પારવતીને લઇ જવામાં આવ્યા હતા એ પણ મને ખરૂં લાગતું. નથી. પણ જવાન જોઇને જે હાથમાં આવી તેણીને લેઇ ગયેલા હોવા જોઇએ અને અમુક કામ માટે લેઇ જાય છે તે અમે જાણતા નહોતા કે અમને શંકા આવેલી નહોતી એમ પુરૂષ સાક્ષીઓ કહે છે તે પણ ખોટું માનવા કારણ નથી.

## શંકા પડી હોય તો પણ બંદુકનો ભય હતો.

અગર તેમને શંકા આવી હોય તો પણ આરોપીઓ પાસે કારતુસો સાથે બંદુક હતી આ બંદુકના પ્રથમ અવાજ પણ તેમને

બ્હીવડાવવા માટે કરેલા હતા. એટલે આગળ જઇશું તો બંદુકથી મારી નાંખશે એવી બીકથી તેઓ તોફાન કરવા ગયેલા નહી હોય એ પણ બનવા જેવું છે. જો તેમના ઉપર બળાત્કાર થયોજ નહોત તો આવી શરમ ભરેલી પોતાની આબરૂ લીધાની વાત ખોટી કહેવા તેમને કારણ શું છે તે સમજી શકાય તેમ નથી. વાત ખરી છે કે બંને બાઇ, આરોપી નં. ૧ તથા ભાટીઓ તેમને કુતરાની પેઠે બાઝયા હતા એમ કહે છે, તેમજ સંભોગ કર્યો તે વખતે સંભોગ કરનારાઓએ પકડેલી રીત એટલે બાઇઓના પગ પોતાના સાથળ ઉપર લઇ બદકામ કર્યાનું બંને જણ કહે છે તે ઉપરથી આ બાઇઓ શીખવેલી હકીકત કહે છે. એવી તકરાર કરવામાં આવી છે. બને બાઇઓ એકજ શબ્દો વાપરે છે તે ઉપરથી આવું આતું વર્ણન આપજો એવું તેમને કોઇએ શીખવી હોય પણ બળાત્કાર સંભોગની હકીકત ખોટી કહેવા તેમને કોઇએ શીખવી એમ થતું નથી અને તે પ્રમાણે થયું છે એમ માનવા કારણ પણ નથી, કારણ તેમને શીખવનાર આરોપીના કહેવા પ્રમાણે મળ્યા તે પહેલાજ બૈરાંની આબરૂ લીધાની વાત આગળ આવેલી હતી.

## બળાત્કાર સંભોગની વાત ખોટી નથી.

બાઇ ઝણુ તથા પારવતી ડાકટર આગળ તપાસી લેવા માટે ગઇ નહોતી એવો એક આક્ષેપ લેવામાં આવે છે. પણ બંને બાઇઓ નાની ઉમરની છોકરીઓ નથી. તેમને છોકરા થયા છે એવી જવાન બૈરીઓ છે એટલે બળાત્કારના નિશાન ગુહ્ય ભાગો પર હોવાનો સંભવ નથી. જે ઓરડીમાં આ બનાવ બન્યો

તે લીપણવાળી જમીન છે. ત્યાં કાંઇ પાથરેલું હતું એમ પણ કહેવામાં આવે છે. એટલે પીઠ છોલાઇ ગઇ હતી એમ ઝણુ નિ. ૫૦ ની જુબાનીમાં કહે છે તો પણ પીઠ ઉપર છોલાયાના વિગેરે નીશાન વધારે વખત રહેવાનો સંભવ નથી. એટલે ડોકટર તરફ તેઓ ગયા નથી અને જોર જુલમના નિશાન હોવા બાબત વૈદ્યકીય પુરાવો કામમાં નથી. એટલાજ ઉપરથી બળાત્કારની હકીકત ખોટી ઠરતી નથી. બીજો આક્ષેપ લેવામાં આવ્યો છે કે બાઇ ઝણુ ઉપર બળાત્કાર થયેલો છતાં તે બહાર આવીને રોતી રોતી બેસી રહે છે પણ પોતાના ઉપર જુલમ ગુજર્યાની હકીકત કહેતી નથી. તેમજ પારવતીને અંદર જતાં અટકાવતી નથી. ઝણુ આવીને બેઠા પછી પારવતીને લઇ ગયા હતા એમ કેટલાક સાક્ષીઓ કહે છે, પણ ઝણુ પોતે પારવતીને ક્યારે અંદર લઇ ગયા તેની મને ખબર મળી નહી. હું મારા ઉતારે આવીને બેઠા પછી પારવતીને અંદર લઇ ગયાની ખબર પડી હતી એમ તે કહે છે. બહાર આવ્યા પછી તરત તેણીએ બળાત્કારની વાત બહાર પાડી નથી, તેનું કારણ તે કહે છે કે, મારૂં હૈયું ભરાઇ આવ્યું હતું તેથી મારાથી બોલાયું નહી. તે કારણ ખરૂં હોઇ શકે. પારવતીએ તો તરતજ બહાર આવ્યા પછી આ વાત બહાર પાડી હતી અને આરોપીઓ નં. ૨ કાશીને લઇ જતો હતો તેણીને અંદર શું કામ જાય છે, અંદર ઇજ્જત પાડે છે, એમ કહ્યું હતું.

## બળાત્કાર સંભોગ સાબીત

એકંદરીમાં આ બંને સાહેદણોની જુબાનીઓ ઉપરથી

તેમને એકેકને અંદર લઇ ગયા હતા અને આશરે અર્ધા કલાકે બહાર કાઢી હતી એમ દરેક સાક્ષી કહે છે. તે જોતાં ઝણુ સાથે આરોપી નં. ૧ નાએ અને પારવતી સાથે ભાટીયાએ બળાત્કાર સંભોગ કર્યાનું હું સાબીત માનું છું.

## બળાત્કાર સંભોગમાં મદદ.

૧૮. બાઇ ઝણુ તથા પારવતી સાથે થયેલા બળાત્કાર સંભોગના ગુન્હામાં આરોપી નં. ૨ મોતી વાઘાએ મદદગારી કર્યાનું તેના ઉપર તહોમત છે. તે પ્રમાણે તેણે મદદગારીનો ગુન્હો કરેલો છે કે કેમ? તેનો વિચાર કરીશું. ઝણુ અને પારવતીને આરોપી નં. ૨ લઇ ગયો હતો અને તેમને ચોરામાં લીધા પછી પોતે બહાર આવીને ઉભો રહ્યો હતો. એટલોજ ભાગ તેણે આ કૃત્યમાં લીધો છે એમ કહેવામાં આવે છે. ઝણુને મોતીઓ લઇ ગયો હતો એમ ઝણુ નિ. ૫૦ ની જુબાનીમાં અને પારવતીને પણ તેજ લઇ ગયો હતો એમ પારવતી નિ. ૬૦ ની જુબાનીમાં કહે છે. કાઠીયાવાડી સાક્ષી પૈકી માત્ર નિ. ૩૭ નો સાક્ષી ઝણુને અંદર લઇ જનાર આરોપી નં. ૨ મોતીયો હતો. પણ પારવતીને ભાટીયો અંદર લઇ ગયો હતો એમ કહે છે. તેમજ નિ. ૧૦૭ મોહન મંગા જે પારવતીનો ધણી થાય છે તે ઝણુ તથા પારવતીને ચોરામાં લઇ જનાર ભાટીયો હતો એમ કહે છે. નિ. ૧૧૯ ની સાહેદણ મણી ભાટીયો ઝણુને અને મોતીયો પારવતીને લઇ ગયો હતો. એમ કહે છે. એ પ્રમાણે આ ચાર સાક્ષી સીવાય બીજો

દરેક સાક્ષી ઝણુ તથા પારવતીને ચોરાની અંદર લઇ જનાર મોતીયો હતો એમ કહે છે. અને તે ચાર સાક્ષીઓમાં પણ નિ. ૧ ૭ શીવાય ઝણુ અગર પારવતી પૈકી નીદાન એકને લઇ જનાર મોતીયો હતો એમ કહે છે. અંદર તેમને સુપ્રત કરી તે બહાર આવીને ઉભો રહેતો હતો. તેમને અંદર શુ કામ લઇ જવામાં આવે છે એ તે જાણતો હતો. અને ઝણુ તથા પારવતીને અંદર લઇ જવામાં આવી તે પહેલા આરોપીઓ નં. ૧-૨ તથા ભાટીયાને તેમને અંદર લાવી તેમના ઉપર બળાત્કાર કરવાની મશ્વરત થયેલી હોવી જોઇએ. અને તેમાં આરોપી નં. ૨, સામીલ થઇ તે મશ્વરત મુજબ ઝણુને અને પછી પારવતીને તે લઇ આવી ચોરામાં આરોપી નં. ૧ અને ભાટીયાને સુપ્રત કરીને પોતે બહાર આવીને ઉભો. રહેતો હતો. તે જોતાં આરોપી નં. ૧ તથા ભાટીયાએ ઝણુ તથા પારવતીના સંબંધમાં કરેલા ગુન્હાઓમાં આરોપી નં. ૨ નાએ મદદગારી કરેલી છે એમ હું સાબિત માનું છું.

## કાશી ઉપર હુમલો.

૧૯. આઠમો મુદો બાઇ કાશીની લાજ લેવાના ઇરાદાથી અથવા પોતે તેમ કર્યાથી તેની લાજ જવાનો સંભવ છે એમ જાણ્યા છતાં તેના ઉપર આરોપી નં. ૨ નાએ હુમલો કર્યો હતો. અગર સાપરાધ બળ વાપર્યું હતું એવું આરોપી નં. ૨, સામે તહોમત છે, તે વિષે વિચાર કરીશું. સદરહુ બનાવ એવી રીતે બન્યાનું કહેવામાં આવે છે કે, બાઇ કાશી નામની નિ. ૪૬ ની

સાહેદણુ જે નિ. ૩૯. ના સાહેદ પુના ગીગાની ઓરત થાય છે, તેણીને પારવતીને ચોરામાંથી બહાર કાઢયા પછી આરોપી નં. ૨ લઇ જતો હતો. ચોરાના પગથીયા પાસે પારવતી તેણીને મળી અને પારવતીએ તેણીને કહ્યું કે અંદર શું કરવા જાય છે અંદર તો ઇજ્જત લેવાય છે. એટલે કાશી ચોરાના બારણા પાસે અટકી ગઇ અને અંદર જવા તેણીએ ના પાડી. તેથી તેનો જમણો હાથ ઝાલીને આરોપી નં. ૨ નાએ કાશીને આંચકો માર્યો. તેમાં તેણીના જમણા હાથ ઉપર એક દોઢ માસની છોકરી હતી તે ચોરાના બારણાની અંદર પડી ગઇ એટલે આરોપી નં. ૨ નાએ તેણીને મુકી દીધી અને પોતાની પડેલી છોકરીને ઉંચકી લઇ તે પોતાની જગ્યાએ પાછી આવીને બેઠી. એવી હકીકત ખુદ કાશી નિ. ૪૬. ની જુબાનીમાં કહે છે. પારવતી નિ. ૬૦. પણ ઉપર પ્રમાણે કાશીને ચોરાના બારણા પાસે કહ્યું તેથી તે અંદર ગઇ નથી અને આરોપી નં. ૨, નાએ તેણીના હાથને અંદર લઇ જવા માટે આંચકો મારતા તેની છોકરી પડી ગઇ એમ કહે છે. અને એવીજ હકીકત કાઠીયાવાડી દરેક દરેક સાક્ષી કહે છે શ્રી ભદ્રસીંહરાવ આંગળ જે જે લોકોના જવાબ થયા છે તેમાં બાઇ પાર્વતીએ ઇજ્જત લેવાય છે એમ કહ્યું તેથી કાશી અંદર ગઇ નથી એવું કારણ બતાવેલું નથી. તો પણ કાશીને આરોપી નં. ૨. લઇ જતો હતો. તે ગઇ નહી તેથી તેણીના હાથને આંચકો માર્યો અને છોકરી હાથમાંથી પડી ગઇ એમ દરેક સાક્ષીએ તેમના આગળ પણ કહેલું છે. એટલે આ હકીકત ખોટી છે એમ હું માની શકતો નથી. અને તેથી ખોટી હકીકત મોકલવાને લોકોને કાંઇ કારણ પણ નહોતું.

## કાશીને ખેંચવાનો હેતુ.

આરોપી તરફથી એવી દલીલ કરવામાં આવી છે કે, બાઇ ઝણુ અને પાર્વતી માફક આરોપી નં. ૨ કાશીને પણ બળાત્કાર સંભોગ કરવા લઇ જતો હોવો જોઇએ અને તેમ હોય તો બીજી જવાન બૈરીઓ છતાં કાશી જેવી પચાસવરસની ઘરડી બાઇને તે લઇ જાત નહી. વાત ખરી છે કે, કાશી વિશેસ જવાન નથી પણ દોઢ મહીનાનું બાળક તેણીનું હતું તે જોતાં તે ઘરડી છે એમ પણ કહેવાય નહી.

## જે હાથમાં આવી તેને ઉપાડી.

૪૦ થી ૪૫ વરસની તેણીની ઉમર હોઇ શકે અને અંધારામાં જે હાથમાં આવી તે બાઇને આરોપી નં. ૨ લઇ જતો હતો એમ લાગે છે. તેણીને તે પોતાનેજ માટે લઇ જતો હતો અને કયા ઇરાદાથી લઇ જતો હતો તે સમજવા સાધન નથી પણ તે કાશીને લઇ જતો હતો અને તે જતી નહોતી તેથી તેણીના હાથને આંચકો મારવો પડયો અને તેમાં તેની છોકરી પડી ગઇ એટલી હકીકત સાબીત માનતા થયેલા પુરાવા ઉપરથી હરકત નથી. અને તે હકીકત સાબીત માનતા કાશી ઉપર આરોપી નં. ૨ નાએ હુમલો કર્યો હતો અગર સાપરાધ બળ વાપર્યું હતું. એકાદ પારકી સ્ત્રીનો હાથ ઝાલીને તેણીને ખેંચવાથી તેણીની લાજ જવાનો સંભવ છે, એમ આરોપી નં. ૨ જેવા સાધારણ અકકલવાળા માણસે જાણવું જોઇએ. તેથી તેણે તેવા જ્ઞાનથી હુમલો કર્યો છે એમ સાબીત માનું છું.

## જીવ લેવાની આપેલી ધમકી.

૨૦. કાઠીયાવાડી લોકોને ફેંટો માનવા માટે અંદર ચોરામાં ઘાલ્યા હતા તે વખતે ફેંટાના સંબંધમાં કબુલત કરાવવા માટે તેમજ તેમને નવસ્ત્રા કરવા માટે બંદુક બતાવી ફેંટો માનો અને લુગડાં કાઢી નાંખજો નહી તો બંદુકથી ઉડાવી દઇશ એમ કહી તેમના સામે બંદુક આરોપી નં. ૧ ધરતા હતા અને તેમને પોતાની ધમકી ખરી કરીશ એમ બતાવવા માટે બંદુકના ચાર અવાજ પણ ચોરામાં કર્યા હતા. તેથી ચોરાના છાપરામાં કાણા પડયા છે એવી હકીકત કાઠીયાવાડી દરેક સાક્ષી કહે છે. ચોરાની પાડોશમાં રહેનાર ની. ૬૩–૬૫ ના સાક્ષીઓ ચોરાની અંદર રોકકલ ચાલતી હતી અને બંદુકના અવાજ સાંભળ્યા હતા એમ કહે છે એટલે આ સાક્ષીઓથી પણ કાઠીયાવાડી લોકોની હકીકતને કેટલેક અંશે પુષ્ટી મળે છે. ચોરાના છાપરામાં કાણા પડેલા છે એ વિષે વાદ નથી. ની. ૧૧૨ ના પંચકયાસથી અને ની. ૧૧૧ ના પંચની જુબાનીથી ચોરાના છાપરામાં ચાર કાણા પાડેલા છે એ વાત સાબીત થાય છે. અને સદરહુ પુરાવા ઉપરથી કાઠીયાવાડી લોકોને જીવ લેવાની ધમકી આરોપી નં. ૧ નાએ આપેલી હતી એમ સાબીત થાય છે. સદરહુ પ્રમાણે બંદુક બઇરા સામે ધરી અવાજ કરેલા તે બઇરાઓને નગ્ન થવા માટે કરવામાં આવેલા હતા એવી હકીકત પણ પુરાવામાં નીકળેલી છે.

## લાજ લેવા માટે બંદુક તાકી હતી.

બંદુકથી ઉડાવી દેઉં છું કહીને બંદુક તેમના સામે ધરવી એ હુમલો કહેવાય અને તે હુમલો સ્ત્રીઓને નગ્ન થવા માટે કરવામાં આવેલો હતો તે જોતાં બઇરાંઓની લાજ લેવાના ઇરાદાથી અથવા તેમ કરવાથી તેમની લાજ જવાનો સંભવ છે એમ જાણ્યા છતાં આરોપી નં. ૧ નાએ કર્યો હતો એમ પણ સાબીત થાય છે. સદરહુ બન્ને ગુન્હાઓ કરવામાં આરોપી નં. ૧ શીવાય બીજા કોઇએ ભાગ લીધેલો જણાતો નથી.

## સાબીત માનવામાં આવેલા ગુન્હાઓ.

૨૧. ઉપર પ્રમાણે એકંદર મુદાઓનો નિર્ણય થાય છે. તે ઉપરથી દરેક આરોપીએ કયા કયા ગુન્હા કર્યાનું સાબીત થાય છે. તે જોવાનું રહે છે. પહેલા મુદાના નિર્ણય પ્રમાણે મુદા માલનો ફેંટો તેમનો છે એવી કબુલત જબરજસ્તીથી કરાવવા સારૂ કાઠીયાવાડી બઇરાં તથા પુરૂષોને આસોજના ચોરામાં તા. ૩-૧-૩૦ની રાતે આરોપીઓ નં. ૧-૨ નાએ ગેરવ્યાજબી કેદ કર્યાનું સાબીત માનવામાં આવેલું હોવાથી તે બન્ને આરોપીઓએ ફોજદારી નિબંધની કલમ ૩૪૨ ( ક ) પ્રમાણે ગુન્હો કર્યાનું સાબીત માનવું જોઇએ.

બીજા તથા ત્રીજા મુદાના નિર્ણય પ્રમાણે પહેલા મુદામાં દર્શાવેલા કારણ સારૂ એટલે ફેંટા સંબંધી જબરજસ્તીથી

કબુલત કરાવવા સારૂં કાઠીયાવાડી લોકો પઇકી કેટલાકને બંને આરોપીઓ નં. ૧-૨નાએ બુદ્ધિ પુર્વક સાધારણ વ્યથા કરી છે તથા બાઇ પાલુને તેજ બનાવમાં થયેલી મહા-વ્યથા માટે પણ તે બન્ને આરોપીઓ જવાબદાર છે, એમ ઠરાવવામાં આવેલું છે તે જોતાં બન્ને આરોપીઓ નં. ૧ ૨ નાએ ફોજ-દારી નિબંધની કલમો ૩૧૫ કઃ ૧ તથા ૩૧૫ કઃ ૨ પ્રમાણે ગુન્હા કર્યાનું સાબિત માનવું પડે છે.

ચોથા મુદાના નિર્ણય પ્રમાણે સકી કે બાલુનું મનુષ્ય વધ થયાનું સાબીત માનવામાં આવેલું નહી હોવાથી ફોજદારી નિબંધ કલમ ૨૯૦ ખ મુજબના ગુન્હાનું તહોમત આરોપીઓ સામે મુકવામાં આવેલું છે, તે શાબીત થતું નથી એમ ઠરાવવું જોઇએ.

પાંચમાં છઠા તથા સાતમા મુદાના નિર્ણય પ્રમાણે આરોપી નં. ૧ નાએ ફોજદારી નિબંધ કલમ ૩૩૪ પ્રમાણે બાઇ ઝબુ સાથે બળાત્કાર સંભોગ કર્યાનો ગુન્હો કર્યાનું શાબિત થાય છે. અને બાઇ ઝબુ તથા પાર્વતી સાથે થયેલા બળાત્કાર સંભો-ગમાં આરોપી નં. ૨ નાએ મદદગારી કર્યાનું ઠરાવવામાં આવેલું હોવાથી તેણે ફોજદારી નિબંધ કલમ. ૩૩૪, ૫૦૨, મુજબનો ગુન્હો કર્યાનું સાબિત થાય છે.

આઠમા મુદાના નિર્ણય પ્રમાણે બાઇ કાશીની લાજ જવાનો સંભવ છે એમ જાણ્યા છતાં આરોપી નં. ૨ નાએ તેણીના

ઉપર હુમલો કર્યાનું અગર સાપરાધ બળ વાપર્યાનું સાબિત માનવામાં આવેલું હોવાથી તેણે ફો. નિ. ક. ૩૨૯. પ્રમાણે ગુન્હો કરેલો છે.

નવમાં મુદાના નિર્ણય પ્રમાણે આરોપી નં. ૧, નાએ કાઠીયાવાડી લોકોને બંદુકથી મારી નાંખી જીવ લેવાની ધમકી આપેલી હોવાનું સાબિત માનવામાં આવેલું હોવાથી ફો. નિ. ૩૬૦: કઃ પ્રમાણે.

દસમા મુદાના નિર્ણય પ્રમાણે આરોપી નં. ૧ ના કૃત્યનો સમાવેસ ફો નિ. ક. ૩૨૯. મુજબના ગુન્હામાં થતો હોવાથી તે કલમ પ્રમાણે તેણે ગુન્હો કરેલો છે એમ સાબિત થાય છે. આરોપી નં. ૩, ના સંબંધમાં કરેલો નિર્ણય જોતાં તેણે કાંઇ પણ ગુન્હો કરેલો નથી એમ ઠરાવવું પડે છે.

## કચી કલમો મુજબ શિક્ષાપાત્ર

તેથી આરોપી નં. ૧, નાએ ફોજદારી નિબંધ કલમ ૩૪૨ (ક) ૩૧૫ (ક) ૧–૩૧૫ (ક) ૨, ૩૩૪, ૩૬૦, (ક) તથા ક ૩૨૯ મુજબ શિક્ષા થઇ શકે એવા અને આરોપી નં. ૨ મોતી વાઘાએ ફો. નિ. ક. ૩૪૨ (ક) ૩૧૫ (ક) ૧–૩૧૫ (ક) ૨, ૩૩૪, ૫૦૨, તથા ક, ૩૨૯, મુજબ શિક્ષા થઇ શકે એવા ગુન્હા કર્યાનું સાબિત થાય છે.

## અસેસરોનો અભિપ્રાય.

૨૨. અસેસરોનો ત્રણેનો અભિપ્રાય આરોપી નં. ૧ નાએ ફો. નિ. ક. ૩૪૨ ક. ૩૧૫. ૧–૨, ૨૯૦ ખ. ૩૩૪–૩૬૦ (ક)તથા ક. ૩૨૯ પ્રમાણે આરોપી નં. ૨ નાએ ક. ૩૪૨ ૧–૨ ૩૧૫ ૧–૨ ૨૯૦ ખ.–૩૩૪ ૫૦૨ તથા ૩૨૯ પ્રમાણે ગુન્હા કર્યાનું શાબિત છે. આરોપી નં. ૩ નાએ કાંઇ પણ ગુન્હો કર્યાનું સાબિત નથી એવો છે. સદરહુ અભિપ્રાય પૈકી ફો, નિ. ક. ૨૯૦ (ખ) પ્રમાણે આરોપી નં. ૧–૨નાએ ગુન્હો કર્યાનું શાબીત છે એમ તેઓ કહે છે તેટલા પુરતા તેમના અભિપ્રાય સાથે હું મળતો થઇ શકતો નથી. બાકીના અભિપ્રાય સાથે હું મળતો થાઉ છુ.

## બન્ને પક્ષના વકીલોનો આભાર.

૨૩. આરોપીઓના સંબંધમાં છેવટ હુકમ કરતા પહેલા આ કામમાં રોકાએલા વકીલો સરકારી વકીલ રા. રા. નાનુભાઇ તથા આરોપી તરફના વકીલો રા. રા. પાવરી તથા ઝાટકીયા એમણે પોતપોતાના પક્ષ તરફથી ઘણીજ બાહોશીથી તથા વખતોવખત ન્યાયાધિશીએ કરેલા હુકમોને માન આપીને રજાઓના દીવસ બાદ કરતા લગભગ દોઢ મહીના સુધી લાગલગટ કામ ચાલ્યું તે શાંતિથી ચલાવ્યું છે, તે માટે તેમનો આભાર માનવાની મારી ફરજ છે.

## સખત નશીયતને લાયક.

૨૪. હાલના બંને આરોપીઓ નં. ૧–૨ પોલીસ ખાતાના નોકર છે તેમાં આરોપી નં. ૧ ફોજદાર જેવા જવાબદારીના હોદા

ઉપર હતા. રૈયતનું તથા પોતાની હકુમતની પ્રદેશમાં આવીને રહેલા પર રાજ્યના લોકોનું રક્ષણ કરવાની જવાબદારી તેમના ઉપર છતાં આ કાઠીયાવાડી પરદેશી લોકો ઉપર કાંઇ પણ વ્યાજબી કારણ વગર ગુન્હાની તપાસ કરવાના બહાને જે જુલમ ગુજારેલો છે તે માટે તેમને સખત નશીયત કરવી એજ વ્યાજબી થશે.

## છેવટનો હુકમ.

૨૫. સબબ ઉપરના કારણોથી આરોપી નં. ૧ શંખપાળે ફો નિ. ક. ૨૯૦ (ખ) મુજબનો ગુન્હો કર્યાનું શાબિત નથી, પણ ફો. નિ. ક. ૩૪૨ ક, ૩૧૫ ક, ૧, ૩૧૫ ક/૨, ૩૩૪, ૩૬૦. (ક) તથા કલમ ૩૨૯ મુજબ શિક્ષા થઇ શકે એવો ગુન્હા કર્યાનું શાબિત છે એમ ઠરાવું છું. આરોપી નં. ૨ મોતીવાઘાએ ફો. નિ. કલમ ૨૯૦ (ખ) મુજબ ગુન્હો કર્યાનું સાબીત નથી. પણ ફો. નિ. ક. ૩૪૨ ક, ૩૧૫ ક. ૧, ૩૧૫. ક:૨, ૩૩૪, ૫૦૨, તથા ક. ૩૨૯ મુજબ શિક્ષા થઇ શકે એવા ગુન્હા કર્યાનું સાબીત છે એમ ઠરાવું છું. આરોપી નં. ૩ જેઠાભાઇ લક્ષ્મીદાસ એમણે ફો. નિ. ક. ૩૩૪, ક. ૩૬૦ ક ૩૧૫ ૧:૨, ૨૯૦ ખ તથા ક. ૩૨૯ મુજબનો અગર બીજો કોઇ પણ ગુન્હો કર્યાનું શાબિત નથી એમ ઠરાવી તેમને છોડી મુકવાનો હુકમ કરવામાં આવે છે, આરોપી નં. ૧-૨ નાએ કરેલા ગુન્હા માટે તેમણે નીચે પ્રમાણે શિક્ષા ભોગવવી એવો હુકમ કરવામાં આવે છે.

(૧) આરોપી નં. ૧ ઇન્દુરાવ સાવળારામ શંખપાળ એમણે

(ક) ફો નિ. ક. ૩૩૪. મુજબના ગુન્હા માટે સાત વર્ષની સખત કેદ.

(ખ) ફો. નિ. ક. ૩૪૨. ક મુજબના ગુન્હા માટે એક વર્ષની સખત કેદ.

(ગ) ફો. નિ. ક. ૩૧૫. ક ૧ મુજબના ગુન્હા માટે બે વર્ષની સખત કેદ.

(ઘ) ફો. નિ. ક. ૩૧૫. ક ૨ મુજબના ગુન્હા માટે ત્રણ વર્ષની સખત કેદ

(ડ) ફો. નિ. ક. ૩૬૦. ક મુજબના ગુન્હા માટે એક વર્ષની સખત કેદ.

(ચ) ફો. નિ. ક. ૩૨૯ મુજબના ગુન્હા માટે ૧ એક વર્ષની સખત કેદ.

(૨) આરોપી નં. ૨ મોતી વાઘાએ.

(ક) ફો. નિ. ક. ૩૩૪. ૫૦૨ મુજબના ગુન્હા માટે ચાર વર્ષની સખત કેદ.

(ખ) ફો. નિ. ક. ૩૪૨. ક મુજબના ગુન્હા માટે એક વર્ષની સખત કેદ.

(ગ) ફો. નિ. ક ૩૧૫. ક ૧ મુજબના ગુન્હા માટે બે વર્ષની સખત કેદ.

(ઘ) ફો. નિ. ક. ૩૧૫: ક. ૨, મુજબના ગુન્હા માટે ત્રણ વર્ષની સખત કેદ.

(ઙ) ફો. નિ ક. ૩૨૯. મુજબના ગુન્હા માટે એક વર્ષની સખ્ત કેદ.

ઉપર પ્રમાણે બન્ને આરોપીઓને જુદા જુદા ગુન્હા માટે જે કેદની શિક્ષા કરવામાં આવી છે તે કેદની શિક્ષાનો અમલ એકી વખતે કરવો. ફો. કા. ચ, રી. નિબંધ ૧૮–૧૯૮૩ની કલમ ૧૩૮. ૧. (ક) ૭. ૮.

## મુદ્દામાલ સંબંધી હુકમ.

૨૬. મુદ્દા માલનો ફેંટો જે સોખડાની ચોરી પઇકાનો છે તે તે કામમાં સામીલ રહેવા માટે પોલીસ તરફ મોકલવો. બંદુક તથા કારતુસો તેના માલીકને પરત આપવા.

તા. ૧૦ માહે એપ્રીલ સન ૧૯૩૦.

(સહી) વા. ના. પાટકર.

વડોદરા વિ. પ્રાત, ફો. ન્યા.

શેરો.

ઠરાવ આજરોજ ખુલ્લી ન્યાયાધિશીમાં વાંચી બતાવ્યો છે.

તા. ૧૦–૪–૩૦.

**(સહી) વા. ના. પાટકર.**

**વ. વિ. પ્રાત. ફે. ન્યા.**

**ટીપઃ**–વચમાં બ્લેક હેડીંગ કર્યાં છે તે અમોએ કર્યાં છે.—**પ્રકાશક**

કેદની શિક્ષાનો અમલ એકી સાથે કરવાનો હોઇને ફોજદાર શંખપાળને એકંદર સાત વર્ષની સખત કેદ અને સીપાઇ મોતી-વાઘાને એકંદર ચાર વર્ષની સખત કેદ ભોગવવી રહેશે,

## ચુકાદા પછીની અપીલ.

આસોજ અત્યાચાર કેસમાં થયેલી સજા સામે ફોજદાર શંખપાળ તથા સીપાઇ મોતી વાઘાએ ના. વરિષ્ઠ ફોજદારી ન્યાયાધીશીમાં અપીલ કરી હતી અરજદારોની અપીલ દાખલ કરવી કે કેમ તે બાબતની પ્રથમ દર્શનિક સુનાવણી મે. ડાહ્યાભાઇ જજ તથા મે. મોતીભાઇ જજ સમક્ષ થઇ હતી અને તેઓએ અપીલ દાખલ કરવાનો ઠરાવ આપ્યો હતો, એ મુજબ દાખલ કરવામાં આવેલી અપીલની સુનાવણી તા. ૨૩ મી જુન ૧૯૩૦ ના રોજ ના. સર ન્યાયાધીશ શ્રી. દાંડેકર તથા ના. જજ શ્રી ડાહ્યાભાઇ નાયકની બેન્ચ સમક્ષ નીકળી હતી. બે દિવસની સુનાવણી બાદ તા. ૨૬–૬–૩૦ના રોજ બેન્ચે ફેંસલો આપ્યો હતો તેમાં ફોજદાર શંખપાળને થયેલી સજા કાયમ રાખવામાં આવી હતી. સીપાઇ મોતી વાઘાને બળાત્કાર સંભોગની મદદગારી માટે થયેલી ૪ વર્ષની સજા ગુન્હો નાસાબીત ઠરાવી રદ કરવામાં આવી હતી. અને બાકીની સજા કાયમ રાખવામાં આવી હતી.

આ પ્રમાણે શંખપાળને એકંદર સાત વર્ષની અને સીપાઇ મોતીને ત્રણ વર્ષની સખ્ત કેદની સજાઓ ભોગવવી ઠરી હતી.

એ પ્રમાણે એ ચકચાર ભર્યા કેસનો અંત આવ્યો હતો.

# ઝીનસીન ટોનીક પીલ્સ.



આ ચાઇનીઝ દવાનું નામ જેમણે સાંભળ્યું કે, સમજ્યું છે તેઓ તો બરાબર જાણે છે કે, આખી દુનીઆમાં કમતાકાત અને શકિત માટે 'ઝીનસીન' કરતાં કોઇ પણ મહાન દવા પાકીજ નથી. આજે ચીનમાં તે ૧ ટેલ ( ૩ તોલા) રૂા. ૪૦૦ થી વેચાય છે.

ચીનની ચોખ્ખી ચાંદીમાં મેળવેલી આ દવા એક ખરેખર તાકાત વાળી મહાન ચીજ છે. સ્વપ્નમાં જતી ધાતને, તો તુરતજ બંધ કરે છે. દુનિયાના ઘણા આગળ વધેલા અમેરિકા' દેશમાં પણ આ દવા ભરપુર રીતે આજે કેટલાય વરસોથી વપરાય છે.પુરૂષોએ સંસાર સુખમાં સાધારણ અશકિત કે કમતાકાત જણાતાં માત્ર આ દવાની એકજ બાટલી વાપરવી બસ છે.

તદન નામરદો કે અશકતો માટે પણ બે બાટલીજ પુરતી છે, કારણ બે બાટલી વાપરતાં તો સાચ્ચી જુવાની અને બળવાન શકિત પ્રાપ્ત થાય છે.

આ દવામાં મહાન ગુણ એ છે કે મરદાઇ અને તાકાત આપવા ઉપરાંત નસોને ખુબ શકિત આપી બળવાન બનાવે છે અને આ ફાયદો કાયમ ટકી રહે છે.

**કિંમત બાટલી ૧ ના રૂા. ૪–૦–૦ ( પોસ્ટેજ પેકીંગ ફ્રી)**

**મુખ્ય મથકઃ—ચાઇનીઝ મેડીકલ સ્ટોર.**

પોસ્ટ બોકસ નં. ૩૫૬૦. મુંબઈ.

## વર્લ્ડ ચેમ્પીયન ગોલ્ડ ટોનીક પીલ્સ.

વિષય લાલસાથી અગર બીજા કારણે તદ્દન અશકત બનેલા પુરૂષોને દાંપત્ય જીવનમાં જોમ આપવા સાથે નિર્માલ્યતાનો તદ્દન નાશ આ દવાની ગોળીઓથી અવશ્ય થાય છે. પણ ૬૫ વરસથી વધુ ઉમ્મરના પુરૂષો માટે નહી. કિંમત બાટલી ૧ ના રૂા. ૧૦–૦–૦

પોસ્ટેજ પેકીંગના રૂા. ૦–૧૦–૦

## વર્લ્ડ ચેમ્પીયન સીલ્વર ટોનીક પીલ્સ.

જે પુરૂષો સામાન્ય રીતે નિર્બળ અને શિથીલ છે. જેનામાં હતું તેવું જોમ નથી. અને જેનું કૌવત ટકતું નથી તેમના માટે આ દવાની ગોળીઓ ખરેખર અતિ અસરકારક છે. કિંમત બાટલી ૧ ના રૂા. ૫–૦–૦

પોસ્ટેજ પેકીંગના રૂા. ૦–૧૦–૦

## સસ્ટેઇનીંગ લીકવીડ.

પુરૂષોએ આ દવા ખાવાની કે પીવાની નથી. પણ માત્ર વાપરવાનીજ છે. અને સંસાર સુખમાં અતિ અલ્પતા અનુભવનારાઓને માટે તો આ દવા પાર વિનાની ઉતમ ટકાવ આપનારી અવશ્ય પુરવાર થઇ છે.

કિંમત બાટલી ૧ ના રૂા. ૫–૦–૦

પોસ્ટેજ પેકીંગના રૂા. ૦–૧૦–૦

## ઈનવીગરેટીંગ ઓઇન્ટમેન્ટ–'વૃદ્ધિકારક મલમ'.

નિર્બળ થયેલા પુરૂષોને વૃદ્ધિ અને શકિત અપવા માટે આ મલમ ખરેખર અતિ અસરકારક છે કિંમત બાટલી ૧ ના રૂા. ૫–૦–૦

પોસ્ટેજ પેકીંગના રૂા. ૦–૧૦–૦

## એન્ટી-લ્યુકોરીઆ કોન્સ.

સ્ત્રીઓને ગમે તેવા પ્રકારના પડતા પાણીના દરદને જડ મુળથી ઉખેડી નાખવામાં આ દવા અતિ અસરકારક અને ઉપયોગી છે તેમજ આ દવા ખાવાની કે પીવાની નથી પણ માત્ર વાપરવાની છે.

કિંમત બાટલી ૧ ના રૂા. ૫—૦—૦
પોસ્ટેજ પેકીંગના રૂા. ૦—૧૦—૦

## સ્ટરીલીટી પીલ્સ.

૫૦ વરસ સુધીની ઉમ્મરની સ્ત્રીઓને પણ આ દવાની ગોળીઓથી બચ્ચાં અવસ્ય થાય છે. કિંમત બાટલી ૧ ના રૂા. ૫—૦—૦
પોસ્ટેજ પેકીંગના રૂા. ૦—૧૦—૦

## કોન્ટ્રેકટીંગ કોન્સ—'સંકોચક ટીકડી.'

સ્ત્રીઓને ઘણી સુવાવડ અગર બીજા કારણે સ્નાયુ અતિ શિથીલ થઇ જાય છે. તેને સંકોચ આપી પુર્વવત્ હતી તેવી સ્નાયુની તંદુરસ્તી આ 'સંકોચક ટીકડી અવસ્ય આપેજ છે.

કિંમત બાટલી ૧ ના રૂા. ૫—૦—૦
પોસ્ટેજ પેકીંગના રૂા ૦—૧૦—૦

## પ્રીવેન્ટીલ્ પેસરી

અતી સુવાવડો સ્ત્રીઓનો આખો બાંધો ખળભળાવી મૂકી પાર વીનાની નબળાઇ લાવે છે. પણ આ દવાના વપરાશથી સુવાવડજ આવતી નથી. કિંમત બાટલી ૧ ના રૂા. ૧૦—૦—૦
પોસ્ટેજ પેકીંગના રૂા. ૦—૧૦—૦

પત્ર વહેવાર તદન ખાનગીજ રહેશે. તેમજ તમારી કોઇ પણ અનુકુળ ભાષામાં લખી શકાશે. અને તેજ ભાષામાં જવાબ વિગેરે અપાશે. દવાઓ વાપરવાને લગતી સઘળી સુચનાઓ દવાઓની સાથેજ હોય છે. એક કરતાં ગમે તેટલી વધુ દવાઓ પર પણ પેકીંગ પોસ્ટેજના રૂા. ૦—૧૦—૦ જ થશે

## વેલફેર એન્ડ કંપની.

**પીપર્સ હોટેલની ઉપર, એપોલો સ્ટ્રીટ, કોટ મુંબઈ.**

# દંપતિ પ્રેમશાસ્ત્ર




**૩ રંગના ચિત્ર સાથે પાના ૧૫૦.**

**કિંમત રૂા.૧-૮-૦ પોસ્ટેજ વધુ.**

આ ખરેખરાં પુસ્તકના મૂળ ઇંગ્લીશ પુસ્તકની તો વિલાયતમાં માત્ર ટુંક વખતનાંજ ગાળામાં ૨૪ આવૃત્તિઓ મળી કુલ ૭ લાખ કોપીઓ તો ખપી ગઇ છે. આ પુસ્તકના કર્તા ડો૦ મેરી સ્ટોપ્સ એક વિદુષી બાઇ છે. તેમણે સ્ત્રી-પુરૂષોનાં જીવનનો એટલો ઉંડો માર્મિક અભ્યાસ કરેલો છે કે, તે અભ્યાસનાં સમસ્ત પરિણામ રૂપ આ પુસ્તકની હજારો નહિં પણ લાખો કોપીઓ ખપી ગઇ છે. વળી જુદી જુદી ૧૦ થી ૧૨ ભાષાંમાં તો આ પુસ્તકના તરજુમાં કરવામાં આવ્યા છે. કારણ કે તે દરેકને ઉપયોગી લાગેલ છે.

આ પુસ્તક દરેક સ્ત્રી-પુરૂષે પોતે વાંચી, પોતાના બાળબચ્ચાંઓના ખરેખરા લાભ માટે, અને તેમને આંતરીક સંસારની સંપૂર્ણ સમજણ આપવા માટે અવશ્ય વંચાવવું જ ઘટે. આ પુસ્તકનાં જુદાં જુદાં ૧૧ પ્રકરણોમાં દરેક દરેક જુદા જુદા વિષયને સંપૂર્ણ રીતે સમજાવવામાં આવેલ છે.

આપણા સમાજમાં "શરમ"નું વાતાવરણ એટલું બધું ઘર કરીને બેઠું છે કે, આપણા બચ્ચાંઓને આપણે આપણા ધુપો ખાનો કે ગુપ્ત વિદ્યા આપવામાં જરા પણ આનાકાની કરતાં નથી પણ તેને લગ્ન પછી આંતરીક દંપતિ જીવન કેવી રીતે ગાળવું. પરસ્પર કઇ નીતિ અને રીતભાત અખત્યાર કરવી તે તો જરા પણ સમજાવતાંજ નથી. પરિણામે અનેક દંપતિઓના જીવનમાં હોળીઓ થાય છે. તેઓ અરસપરસ જુદા પડે છે. મનનો મેળ ખાતો નથી અને દુઃખ કહેવાય છે છતાં કારણ સમજતાં નથી. જે આ પુસ્તકના વાંચનથી જરૂર દુર થાય છે. અને ખાનગી જીવનની પુરી સમજણ આપે છે.

વળી આ પુસ્તકમાં તો સ્ત્રી પુરૂષોનાં ગુપ્ત અવયવોની પૂરેપુરી સમજ તેનો ઉપયોગ કરવાની છેલ્લામાં છેલ્લી રીત અને તે માટેનો અનુકુળ ટાઇમ; પ્રજોત્પતી માટેની સંપૂર્ણ વિગતવાર સમજ તથા સમાગમ સુખમાં કયા આસનો બરાબર છે. તેની વિગત વિગેરે દરેક બાબતોથી આ પુસ્તક ભરપૂર કરવામાં આવેલ છે.


સત્ય પ્રકાશક કાર્યાલય

૪૭ સી.પી. ટેંક રોડ. મુંબઇ ૪